# જીવન સંદેશ

યાને

## શ્રી કૃષ્ણમૂર્તિના

વ્યાખ્યાનોનો સંગ્રહ

आत्मना आत्मानं उद्धरेत् ।

વિશ્વપ્રકાશ ઑફિસ.

મૂલ્ય ૧-૦-૦

સંગ્રાહક અને પ્રકાશક,

**મણીલાલ નથુભાઈ દોશી.**

રતનપોળ, અમદાવાદ.



શ્રી કૃષ્ણમૂર્તિએ જુદે જુદે પ્રસંગે, ઓજાઇ, અડયાર, ઓમેન અને અન્ય સ્થળોએ આપેલાં વ્યાખ્યાનો, પ્રશ્નો તથા લેખોનો એક સંગ્રહ.

આવૃત્તિ ૧લી. પ્રત ૭૫૦ ૧૯૩૦.

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# બે બોલ

આ પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર શી? અત્યારે શ્રી કૃષ્ણમૂર્તિ જગતને સ્વતંત્રતાનો, પોતાના પગભર ઉભા રહેવાનો, આંતર અવાજને માન આપવાનો, સાધ્ય નક્કી કરી તે દિશામાં પૂર્ણબળથી પ્રગતિ કરવાનો, ભવિષ્યને વર્તમાનમાં લાવવાનો અને આ રીતે ભવિષ્ય અને વર્તમાન વચ્ચેનું અંતર જેમ બને તેમ ઓછું કરવાનો, પોતાના શરીર મન અને હૃદયને પૂર્ણ રીતે ખીલવવાનો અને તે ત્રણે વચ્ચે એકતારતા લાવવાનો, ટુંકમાં દરેક મનુષ્યને પૂર્ણ રીતે સ્વતંત્ર અને સુખી બનાવવાનો જે સંદેશ આપી રહ્યા છે, તે સંદેશ આ પુસ્તકમાં **તેમના પોતાનાજ** શબ્દોમાં આપ્યો છે. તે શબ્દો વાંચો, વિચારો, તમારા વર્તમાન જીવન સાથે સરખાવો, અને પછી શું કરવું તેનો નિર્ણય તમે કરો. જગત્ શોકમાં અનેક રીતે ડુબ્યું છે, દુઃખી છે, અનેક બંધનોથી બંધાયેલું છે. તે શોક, તે દુઃખ અને તે બંધનોમાંથી મુક્ત થવાનો માર્ગ આ પુસ્તક વાંચવાથી કોઈ એકને પણ જડી આવશે તો આ પુસ્તક પ્રકટ કરવાની સાર્થકતા છે. છેવટે એકજ વસ્તુ કહેવાની કે શબ્દોનો અર્થ નહિ કરતાં શબ્દો પાછળ રહેલું તત્ત્વ-શબ્દોનો ભાવાર્થ-સમજવા પ્રયત્ન કરશો તો તમારા જીવન પથ પર અનેરો પ્રકાશ પડશે. શ્રી કૃષ્ણમૂર્તિ કોણ છે, એ પ્રશ્ન કરતાં તે શું કહી રહ્યા છે તે જાણવું અતિ મહત્ત્વનું છે.

ગુજરાતી પ્રજા સમક્ષ તેમનો સંદેશ તેમનાજ શબ્દોમાં મૂકવાનો આ પ્રયાસ છે. તે પ્રયાસ કેટલે અંશે સફળ થયો છે, તે વિચારવાનું કામ વાચકનું છે.

દરેક મનુષ્ય સ્વતંત્ર રીતે તે વાંચે અને સ્વતંત્ર રીતે વિચારે અને જે શિક્ષણો તેને અનુકૂળ લાગે તે જીવનમાં ઉતારે એજ પ્રકાશકની હૃદયગત પ્રાર્થના છે.

આ પુસ્તકની પ્રસિદ્ધિમાં જે મિત્રોએ આર્થિક સહાય આપી છે તેમનો અંતઃકરણ પુર્વક આભાર માનવામાં આવે છે.

રતનપોળ **અમદાવાદ** } **વિશ્વપ્રકાશ ઓફિસ**
તા. ૧૧-૨-૩૦

# અનુક્રમણિકા





# દર્શન.

---

નીરવ ખંડમાં અર્ધ-જાગૃત એવો હું બેઠો હતો.
શાંત, નિઃશબ્દ ઉષાનો સમય હતો.
શ્યામલ, શીતલ, સ્વચ્છ વાદળાં નીચે
આસમાની મહાન ગિરિ શૃંગો ખડાં હતાં;
કાળાં કાષ્ટમય ગૃહની આસપાસ
કાળાં ને પીળાં પંખીઓ ઉગતા સૂર્યને સત્કારી
રહ્યાં હતાં.

પદ્માસનસ્થ થઈ, ધ્યાનલીન હું ભૂતલપર બેઠો હતો.
ભૂલ્યો હતો સૂર્ય-ચુંબિત આસમાની ગિરિ શૃંગો,
ભૂલ્યો હતો વનનાં વિહંગમોને,
નિઃસીમ શાંતિને અને કનકવર્ણા દિનકરને.
દેહમાંથી ઇંદ્રિયભાન ઓસરી ગયું હતું.

અંગો મ્હારાં બની ગયાં ત્યારે
નિશ્ચેષ્ટ, શાંત અને શિથિલ.
અગાધ સિન્ધુ શો ઉંડો કો મહા આનંદ
મ્હારા હૃદયને ભરી રહ્યો હતો.
હતું મ્હારૂં મનડું
એકાગ્ર, તીવ્ર અને ઉત્સુકતા ભર્યું;
નશ્વર જગત્ સ્મૃતિમાંથી ખસતાં,
મ્હારી નસેનસમાં શક્તિ સિંચાઇ રહી હતી.
પૂર્વનો વાયુ એકાએક પ્રકટી

અરપે છે શાંતિ જગતને
તેમ આવી ઉભા મુજ સમીપમાં.
પદ્માસને વિરાજેલા સરળ ને ભવ્ય,
પીતામ્બર ધારી એ ગુરૂઓના એ ગુરૂ.
નયનો એમનાં મ્હારા ભણી વળેલાં હતાં.
તે મહાપુરુષ પરમ શાંતિમાં બેઠા હતા.
મેં ઉંચુ જોયું ને શિર નમાવી પ્રણામ કર્યા.
શરીર મ્હારૂં આપોઆપ નમી ગયું.
દેખાયો એ મ્હારી એક દૃષ્ટિમાં
જગત્ આખાનો યે વિકાસ,
અને ભાસ્યું મહદ્ અંતર
જગત્ અને જગત્નાં મહાન ગુરૂ વચ્ચે;
કયાં જગત્ની સંકુચિત સ્હમજણ!
અને કયાં એમનાં જ્ઞાન દાનની ઉદારતા!
જન્મ મરણના ફેરામાંથી
જુલમ અને ગુંચવણનાં ચક્રમાંથી છુટીને,
એઓ તો ઉંચે પરમ આનંદમાં ઉડયા.
પૂર્ણ પ્રકાશને પ્રાપ્ત કરીને,
અર્પ્યું છે એમણે,
પુષ્પ નિજ પરાગને તેમ
પરમ સત્યનું મહાદાન.
આર્યાવર્તની સુહાગી રજપર
વિચરેલા એ પવિત્ર ચરણોને નિહાળી
ઉલટયું મ્હારા હૃદયમાંથી ભક્તિનું પૂર,

અગાધ અને અમાપ,
સંકોચ કે પ્રયત્નમાં લગીર પણ બંધન વિના,
એ પરમ સુખમાં ભૂલાયું મ્હારૂં દેહભાન
એમણે મેળવેલું અને શોધેલું પરમ સત્ય,
સ્હમજાયું મ્હારા મનને,
પરમ અનેરી સરળતાથી.

લીન થઇ ગયો હું તે પરમ સુખમાં
સ્હમજાઇ મ્હારા જીવાત્માને ત્યારે
સત્યની પરમ સરળતા.
ડુબી ગયો હું તે સુખ સમાધિમાં.

તુંજ છે સત્ય અને તુંજ છે નિયમ
તુંજ છે શરણ અને તુંજ છે નેતા
તુંજ છે સખા અને પ્રિયજન પણ તુંજ છે.
સંતોષ્યું છે મ્હારૂં હૃદય તેં

અને જીત્યો છે તેં મ્હારા આત્માને
તુંજ છે મ્હારા સુખનું ધામ,
અને ત્હારામાંજ છે મ્હારા સત્યની પૂર્ણાહુતિ.
જ્યાં તું ચાલ્યો છે,

ત્યાં હું ચાલી રહ્યો છું.
જ્યાં તેં દુઃખ પર વિજય મેળવ્યો છે
ત્યાં મેળવી રહ્યો છું હું સામર્થ્ય.

કર્યો છે ત્યાગ જ્યાં તેં,
ત્યાં પામું છું આજે હું વૃદ્ધિ,
વિરક્ત અને વિરાગી બનીને.

તારક જેવી દશા છે મ્હારી.
એજ છે સુખી,
જાણ્યો છે જેણે ત્હને સદા, સર્વદા.
અબ્ધિનાં ઉંડાં પાણી જેવો,
છે મ્હારો તુજ પ્રત્યેનો પ્રેમ.
લાધ્યું છે સત્ય મને અને
અનુભવી છે શાંતિ મારા આત્માએ.
કાલતો હતી ઇચ્છા મ્હારી
દુઃખી જગત્થી ન્હાસવાની,
એકાન્ત ગિરિ પ્રદેશમાં જવાની,
બંધન વિના પૂર્ણ સ્વતંત્રતાથી
સંસારના સર્વ પદાર્થોથી દૂર
ત્હારી શોધ માટે નીકળવાની:
પણ તું તો ઉભો છે આજે
મ્હારી દૃષ્ટિ સમીપે આવીને
મ્હારા હૃદયમાં ત્હને પધરાવું છું.
દૃષ્ટિ જ્યાં જ્યાં કરૂં છું ત્યાં ત્યાં
વિદ્યમાન છે તું, શાંત અને સુખી.
મ્હારા જગત્ને ભરી નાંખતો—
તું તો સાક્ષાત્ સત્યજ છે.
હૃદય મ્હારૂં બળવાન બન્યું છે.
ચિત્ત મ્હારૂં એકાગ્ર થયું છે.
હું કેવળ ત્વન્મય બની રહ્યો છું.
પૂર્વનો વાયુ એકાએક પ્રગટી,

અર્પે છે શાંતિ શ્રમિત જીવોને,
એમ થયો છે સાક્ષાત્કાર મુજને ત્હારો.

હું સત્ય છું
હું નિયમ છું
હું શરણુ છું
હું નેતા છું

મિત્ર અને પ્રિયજન પણ હુંજ છું.

છેલ્લા શબ્દો બોલાયા તે વખતે આશિર્વાદરૂપ હોય તેમ વરસાદના છાંટા પડયા. ખીણ ઉપર અદ્ધર આકાશમાં મેઘધનુષ્ય ઝળકી રહ્યું. સૌ થોડી પળ શાંતિમાં બેસી રહ્યા અને પછી મીટીંગ પુરી થઇ.*

# શુભને ખાતર શુભ કરો.

( તા. ૧૧ મી જાન્યુઆરીએ કેલીફોર્નિયામાં આવેલા ઓજાઇમાં સ્ટાર મીટીંગ વખતે આપેલા વ્યાખ્યાન ઉપરથી.)

આજે મનોહર પ્રાતઃકાળમાં આ સુખી ખીણમાં આપણે એકત્ર થયા છીએ, એ મંગળકારી પ્રસંગ છે. ભવિષ્યમાં આવા અનેક પ્રસંગો ઉપસ્થિત થશે. સત્યને પૂર્ણ રીતે સમજવાને આપણા મનનું વલણ-આપણું દ્દષ્ટિ-

* શ્રી કૃષ્ણ મૂર્તિને તા. ૯ મી જાન્યુઆરી ૧૯૨૭ ને દિવસે થયેલો અનુભવ.

બિન્દુ બદલવાની જરૂર છે. નવું દૃષ્ટિબિન્દુ કેળવવાને-પ્રાપ્ત કરવાને પ્રયત્ન અનિવાર્ય છે.

બધા ધર્મોમાં નહિ પણ ઘણાં ખરા ધર્મોમાં સારા થવા વાસ્તે અમુક લાલચો-ઇનામો મૂકવામાં આવ્યાં હોય છે. કાંતો જીવો સ્વર્ગનું સુખ મેળવવા માટે કે નરકના ભયથી બચવા માટે શુભ કામો કરવા પ્રેરાય છે. પાપથી સજા થશે, શુભ કર્મથી સ્વર્ગ મળશે; આ રીતે દરેક કામ પાછળ કાંઇક લાલચ હોય છે-ભીતિ હોય છે. સારૂં કરનાર સ્વર્ગ મેળવશે, અશુભકર્મ કરનાર નર્કમાં જશે, આવો ઉપદેશ ઘણા ધર્મોમાં આપવામાં આવેલો છે. આપણા દરરોજના જીવનમાં, આપણા સાહિત્યમાં, આપણા માનસિક વલણમાં, આપણા કાર્યોમાં જ્યાં ત્યાં લાલચ કે ભયની ફીલોસોફી કાર્ય કરી રહી છે. જનસમાજ આપણને ધમકાવે કે શિક્ષા ન કરે, તે માટે આપણે સારા થઇએ છીએ.

ઉષ્ણ જમીન પર પર્વતપરનો ઠંડો વાયુ વાય તેમ, અત્યારે નવું સત્ય-નવું દૃષ્ટિબિન્દુ-નવો હેતુ-નવીન ઉચ્ચ આદર્શ એ છે કે તમારે **શુભને ખાતર શુભ કરવું જોઇએ.** અમુક બાબતની પ્રાપ્તિ થાય તે માટે નહિ, તમને કીર્તિ મળે તે માટે નહિ, તમને અમુક બદલો મળે તે માટે નહિ, પણ અમુક કાર્ય ઉમદા છે, તે માટે તે કરવું જોઇએ. ઉમદા જીવનને ખાતર ઉમદા વિચારો કરવા, ઉમદા લાગણીઓ રાખવી, અથવા ઉમદા કાર્યો કરવાં, તે મોટામાં મોટું સત્ય છે. **શુભકાર્યને માટે શુભકાર્ય**

કરવું, તે મોટામાં મોટી આકર્ષક વસ્તુ છે, મોટામાં મોટું ઉત્તેજન છે, અને પ્રેરણા આપનારૂં મોટામાં મોટું તત્ત્વ છે.

અમુક ભવિષ્યની લાલચને ખાતર નહિ, પણ શુભને ખાતર શુભ કરવું એજ આપણા જીવનનું મોટું તત્ત્વ હોવું જોઇએ. જો સુખી જીવન ગાળવું હોય તો બીજા બધા વિચારોને દૂર કરી શુભને ખાતર, શુભમાં રહેલી કીંમત ખાતર, શુભમાં રહેલાં ઉચ્ચ તત્ત્વો ખાતર શુભ કરો.

તમે કોઈ સમાજ, કોઈ પંથ કે કોઇ સંસ્થાના સભ્ય છો, એ વાતને ભૂલી જાઓ. તમારા હૃદયની ભાવના પ્રકટ કરવાને ઉપરની બાબતો ભૂલી જાઓ; અને તમારી ભાવનાઓને વધારે ભવ્ય અને પૂર્ણ બનાવો. જેટલા પ્રમાણમાં તમે ઉમદા થશો, તમે પૂર્ણ થશો, તેટલા પ્રમાણમાં તમે સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ પામી શકશો.

આ ઉચ્ચ, ભવ્ય, અને વિશાળ સ્થિતિ પ્રાપ્ત કરવાને આપણે અમુક વિચારોથી બંધાઈ બેસવું નહિ. જો આપણે ખરા હૃદયથી સત્યને શોધવાનો પ્રયત્ન કરીએ, જો આપણા હૃદયમાં સાચી લગની હોય, તો આપણે જરૂર તે સત્ય મેળવીશું, સત્યના સ્વામી થઇશું, અને દેશવટો ભોગવતાં છતાં આપણા સ્વધામના માલીક–દેવો બનીશું.

શુભને ખાતર શુભ–એ દૃષ્ટિબિન્દુથી આપણાં કાર્યો, આપણી માન્યતાઓ, આપણા વિચારો અને આપણી ભાવનાઓની કસોટી કાઢવી જોઇએ. સત્યના પ્રકાશમાં આપણા વિચારો, માન્યતાઓ અને આદર્શોની પરીક્ષા કરવી જોઈએ. અમુક આદર્શને, કોઈ પણ બદલાને ખાતર નહિ, કોઇ

પણ લાલચને ખાતર નહિ પણ તેનામાં રહેલી ઉચ્ચતા ખાતર સ્વીકારવો જોઇએ. સત્યના પ્રકાશમાં ડગી જાય, એવો જો આપણી માન્યતાનો પાયો હોય તો આપણે બહુ વિચાર કરવો જોઇએ. આપણે આપણા જીવનરૂપ ગૃહને સુધારવુ જોઇએ. આપણી માન્યતાનો પાયો એવો ઉંડો નાખવો જોઇએ કે પ્રબળ પાણીના ધોધ સામે કે જગતના પ્રબળ પવન સામે તે અડગ ઉભો રહી શકે. જો અચોક-સપણામાંથી ચોકસપણા તરફ તમે આવો, ત્યારે તમને લાગશે કે સત્યને ખાતર જેટલો પ્રયાસ કરીએ તેટલો ઓછો. **સત્યજ પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ છે, અને સત્યને ખાતર દુઃખ પડે તો તે બીનમહત્ત્વનું છે,** અને સત્ય પ્રાપ્ત કર્યા પછી તમે તેના ધોરણથી સઘળી વસ્તુઓ રચી શકશો. સત્ય તમને પ્રાપ્ત થયું નથી, તેથી અસત્ય સૃષ્ટિની મૂર્તિની છાયામાં તમે પડી રહો છો, પણ જ્યારે તમને સત્યનું દર્શન થશે, ત્યારે તમે સત્યની મૂર્તિની છાયા નીચે નવું જગત્ રચવા માંડશો.

સૂર્યાસ્તના સૌંદર્યમાં, ગિરિના સૂર્યચૂમ્બિત શિખરોમાં, પુષ્પોના સૌરભમાં, આપણા દરેકના દુઃખમાં, આપણા દરેકના સુખની ખુમારીમાં જે સત્ય રહેલું છે, તે બતાવ-વવાને બ્હારના કોઈ મનુષ્યની જરૂર નથી. આપણે આપણા બદ્ધમતો, સંકુચિતતાઓ, મર્યાદાઓ, અને બંધનો દૂર કરી સ્પષ્ટ–સ્વચ્છ દૃષ્ટિથી જોઇએ તો આપણને સત્યનું દર્શન જરૂર થશે. જેને સત્યનું દર્શન થયું છે, તેજ સુખના સામ્રાજ્યમાં પ્રવેશ કરી શકશે. તે સુખ ડગતું નથી, તે

સુખને પ્રોત્સાહનની કે કીર્તિની જરૂર નથી, તે સુખ અમર છે. તેવું સુખ જગજજીવોને આપવા માટેજ તે મહાન્ ગુરૂ આવે છે. તમારે તેટલા માટે તમારા બદ્ધમતો દૂર કરી તટસ્થ બનવું કે જેથી તે તમને ચોક્કસ માર્ગ બતાવે, અને તમને સત્યતાની પ્રતીતિ કરાવી આપે. જ્યાં વસ્તુ-સ્થિતિથી સંતોષ છે, જ્યાં પોતાના વિકાસથી તૃપ્તિ છે, જ્યાં સંકુચિતતા–મર્યાદા છે, ત્યાં શાશ્વતસુખ કદી મળી શકેજ નહિ. જ્યાં કોઈ પણ જાતનો બદ્ધમત નથી, જ્યાં સત્ય પ્રાપ્ત કરવાની સાચી ધગશ છે, જ્યાં ખરી આર્તતા છે, ત્યાં સત્યનું બીજ વાવી શકાય.

સર્વ વસ્તુઓમાં સૌંદર્ય જોવાને વસ્તુઓને દૂરથી જોવાની જરૂર છે. મીણબત્તીની જવાળાની છેક પાસે નીચે કેટલો અંધકાર હોય છે, એ તમે કોઇવાર જોયો છે? મીણબત્તીની નીચેના ભાગમાંથી તમે વાંચી શકો નહિ, કાંઇ શોધી શકો નહિ. તમારે તે વાસ્તે પર્વતના શિખરોમાં અથવા દૂરના ખેતરોમાં, અથવા માનુષી દુનિયામાં, અથવા જ્યાં બહુજ દુઃખ કે બહુજ સુખ છે, તેવા પ્રદેશોમાં જવું. ત્યાં તમે સત્યને શોધી શકશો.

તે સત્યના પ્રકાશથી તમારી જીવનપોથી તમે ઉકેળી શકશો, અને પછી તો જે મીણબત્તીના પ્રકાશથી અગાઉ તમે વાંચી શકતા ન હતા, તે પ્રકાશથી તમે વાંચવા શક્તિમાન થશો. જેઓ પોતાને તારકસંઘના કે થિઓસો-ફીકલ સોસાઇટીના કે અમુક ધર્મના કે પંથના સભ્યો ગણાવે છે, તેઓ જ્યાં સુધી સંકુચિત મર્યાદાઓમાં અને

સંકુચિત શિક્ષણોમાં રમશે ત્યાં સુધી મહાન્ સત્યને સમજી શકશે નહિ. મીણબત્તીના પ્રકાશની નીચેના ભાગમાં અંધકાર હોય છે, તેવીજ રીતે સંકુચિતતાની, અંધ શ્રદ્ધાની અને વ્હેમની દીવાલો નીચે સત્ય કદાપિ રહી શકે નહિ.

જો તમે શાશ્વત સત્યની શોધમાં સતત જાગૃતિથી, કુશાગ્ર બુદ્ધિથી, પૂર્ણ રીતે ખીલેલી સંયમિત લાગણીઓથી, ધ્યાનથી અને કલ્પનાથી ક્ષણિક વસ્તુઓના ચૂરા કરી નાખો તો તમો સુખનો સાક્ષાત્કાર કરી શકશો; જેવી રીતે સૂર્યના પ્રકાશમાં પુષ્પ ખીલી નીકળે છે, તેવી રીતે સુખના સાક્ષાત્કારમાં તમે ખીલી નીકળશો, એને સત્યના પ્રકાશમાં તમે ઝળકી ઉઠશો.

---

# સુખ અને સ્વતંત્રતા.

## (પૂર્વ અને પશ્ચિમનું એકજ ધ્યેય.)

---

ઘણા પ્રાચીન કાળથી—અનાદિ કાળથી જગતના કનારા પર બે પ્રકારનાં મોજાંઓ અથડાતાં આવ્યાં છે. જ્યારે તે મળે છે, ત્યારે ગર્જના થાય છે. તે બન્ને પ્રકારનાં મોજાંઓ એક બીજાઓ સાથે યુદ્ધ ચલાવે છે. દરેક મોજું બીજા મોજાને હરાવવાને, તેનાપર જય મેળવવાને, તેના પર સત્તા ચલાવવા માગે છે. પણ બેમાંનું એકપણ પૂર્ણ વિજય મેળવી શકે નહિ. કારણ કે બંને ખરાં છે.

તેમાંનું એક પણ નમ્યું આપે નહિ, કારણ એ કે જીવનમાં બંને જરૂરનાં છે. જે સ્થળે તે બંને મોજાંઓ ભેગાં મળે, ત્યાં ભવ્ય સંસ્કૃતિના જન્મ વાસ્તેની તેમજ મનુષ્ય જાતિના ઉત્તમ પુષ્પની ખીલવણી વાસ્તેની આદર્શ સ્થિતિ આપણને મળી આવશે.

આપણે આ બે મોજાંઓને પશ્ચિમનું અને પૂર્વનું એવાં બે નામ આપીશું. એક મોજાંને બીજા મોજાંથી અલગ રીતે ઓળખવાને આપણે આવાં નામ આપીશું, પણ તે ઉપરથી એવું માનવાનું નથી કે પૂર્વનું મોજું પૂર્વના દેશમાં જ અને પશ્ચિમનું મોજું પશ્ચિમના દેશમાં માલુમ પડે છે.

આપણે પ્રથમ પાશ્ચિમાત્ય મોજાંને તપાસીએ. તે મોજું જીવનની તૃષ્ણા, ભુતાત્માની તૃષ્ણા ઉત્પન્ન કરે છે, માલીકીની મોટી ઇચ્છાને જન્મ આપે છે, તેમજ એકઠું કરવાની, જ્ઞાન મેળવવાની અને લડવાની મોટી શક્તિને પેદા કરે છે. માલીક થવું, જ્ઞાન મેળવવું, અને જીવવું એ આ મોજાંનાં મુખ્ય લક્ષણો હોય છે. તેથી પાશ્ચિમાત્ય લોકોએ વસ્તુઓને, જ્ઞાનને, તેમજ જીવનને સંગ્રહી રાખવાને મોટાં મોટાં મકાનો બાંધ્યાં છે, અને હવે તે પોતાનાં મકાનોમાંજ તેઓ કેદ પુરાયા છે. તેઓ તેમાંથી છુટા થઈ શકતા નથી. તેઓ નવો અનુભવ મેળવવાને તેમજ નવું જ્ઞાન મેળવવાને તેમાંથી બ્હાર ભટકવા નીકળી શકતા નથી. તેઓ માંછલાં પકડનારા જેવા છે, કે જેઓ અનુભવ મેળવવાને જીવનના વિશાળ દરિયાપર જાય છે, પણ તેઓ

પોતાની જાળમાં ફસાઈ જાય છે. સખ્ત જીંદગી ગાળ્યા છતાં લાંબા સમય સુધી પ્રયત્નો કર્યા છતાં, તોફાનમાં પસાર થયાં છતાં, અને સુખ મળશે એવી મોટી ખાતરી હોવા છતાં તેઓને સુખ કે ખરી સ્વતંત્રતા મળતાં નથી, અને તેથી સઘળા મનુષ્યોની માફક તેઓ પણ સુખને બીજે કોઈ સ્થળે શોધવા શીખે છે. તેથી તેઓ બીજા મોજાં પર આવે છે, અને જુએ છે કે આ બીજા મોજા પરથી તેમને શું મળી શકે છે, તેમને શું પ્રાપ્ત થાય છે. બીજું મોજું જેને આપણુ પૂર્વનું મોજું કહીએ છીએ, તે જણાવે છે કે જાગવા કરતાં ઉંઘ સારી છે, જીવન કરતાં મૃત્યુ વધારે સારૂં છે. સામા ન થવું એ સુખને વાસ્તે જરૂરનું છે. **અને ત્યાગ વિના મુક્તિ હોઈ શકે નહિ.** તે મોજું એમ શિખવે છે કે ભૌતિક પદાર્થો એ તો ઉચ્ચ જીવનના પડછાયારૂપ છે. સરોવરમાં જલ્દીથી ખળભળાટ થાય છે, પણ જ્યારે તે શાંત હોય છે, તે વખતે તેમાં સ્વચ્છ સ્વર્ગ, ઉંચા વૃક્ષો, સુંદર આકાશ અને વાદળાંઓનું પ્રતિબિંબ પડે છે, તેવીજ રીતે તેઓ જણાવે છે કે, આ જીંદગી એ એક વિશાળ જીંદગીનું પ્રતિબિંબ છે. તે વિશાળ જીવન જોવાને અને સમજવાને, તેઓ કહે છે કે, આપણે આપણા સ્થૂલ શરીરને શાંત બનાવવું જોઇએ, સ્વલક્ષીપણું કાઢી નાખવું જોઇએ, અને જે જીવનરૂપ લાગે છે, તેનો ત્યાગ કરવો જોઇએ.

પૂર્વના દેશોમાં તેમજ પશ્ચિમના દેશોમાં આ પૂર્વની ભાવનાવાળા તેમજ પશ્ચિમની ભાવનાવાળા જીવો આપણુને મળી આવે છે. આપણા દરેકમાં આ બંને પ્રકાર છે. કારણુ

કે હરેક માલીક થવાને ઇચ્છે છે, હરેક વધારે જ્ઞાન મેળવવા ઇચ્છે છે, પણ તે સાથે હરેક ત્યાગ કરવા તેમજ સામું થયા વિના નમતું આપવા પણ માગે છે. હરેક મનુષ્ય કોઇ કોઈ પ્રસંગે વિચારે છે કે આ જીવન એ ભ્રમ છે, અને જીવન કરતાં મરણ વધારે સારૂં છે. પણ અનુભવ દ્વારા મેળવેલી સાચી સમજથી આપણા સ્વભાવની બંને બાજુઓ પ્રકટ થઈ શકે, બંને બાજુઓ સ્પષ્ટ રીતે દેખાઇ આવે. આમ થવા માટે આપણે સાધ્ય બિન્દુ નક્કી કરવું જોઇએ. પણ આપણે દરેક જે મેળવવા માગીએ છીએ તે સાધ્ય બિન્દુ કયું? આપણો હેતુ શો? આપણું લક્ષ્ય શું? આપણું સાધ્ય શું?

પૂર્વના તેમજ પશ્ચિમના લોકો બંનેનું એકજ ધ્યેય છે અને તે સુખ છે, અને સુખમાંથી ઉપજતી સ્વતંત્રતા છે. અમુક પ્રજા, કે અમુક રંગ કે અમુક જાતિથી નિરપેક્ષ આ સુખ એજ આપણું લક્ષ્ય છે–તેજ પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ છે, એમ જો નક્કી થાય તો પછી તેવો અનુભવ કીંમતી છે. અનુભવનો સંગ્રહ તે જ્ઞાન અને અનુભવનો અવાજ તે આંતર પ્રેરણા. અનુભવ કરતાં વધારે મોટો કે વધારે ઉમદા કોઇ ધર્મ નથી.

આ બાબત સમજવાને આપણે એક જંગલી મનુષ્યનો દાખલો લઇએ. ઠંડી રાત્રે તેને ઢાંકવાને આપેલી કામળી સવારે તે ફેંકી દે છે. તે બીજે દિવસે એક નાના રમકડાના બદલામાં તે કામળ આપી દે છે. ઠંડી રાત્રે ટાઢથી થરથરવું પડશે, એ દુઃખનું તેને સ્મરણ રહેતું નથી, તેથી

તે આ પ્રમાણે કામળ આપી દે છે. બીજે દિવસે તેના શરીરનું રક્ષણ થતું નથી અને તે ટાઢથી થરથરીને મરી જાય છે. તે જંગલી મનુષ્ય જેવા લોકો દરેક દેશમાં વસે છે. કેટલેક અંશે આપણે દરેક તેના જેવા છીએ, મોટે ભાગે આપણે પણ તેવીજ રીતે વર્તીએ છીએ.

આ બાબત વધારે સ્પષ્ટ કરવાને ઘણા માળવાળા એક મકાનનો દાખલો લઈશું. તે મકાનને ભોંયતળીએ તેમજ તેના દરેક માળ ઉપર લોકો રહે છે. તેનું ભોંયતળીયું એટલે વિકાસ ક્રમની શરૂઆત, જ્યાં જીવો હમણાંજ મનુષ્ય જાતિમાં આવ્યા છે તેવી સ્થિતિ. લોકો ધીમે ધીમે વખત જતાં દુઃખનો અનુભવ મેળવતાં મેળવતાં એક પછી એક માળ ઉપર ચઢે છે, અને છેવટે મકાનના છેક ઉપરને ભાગે આવી પહોંચે છે કે જ્યાં સંપૂર્ણ સ્વતંત્રતા છે, જ્યાં પૂર્ણ સુખ છે, જ્યાં પૂર્ણ ચોકસતા છે. ધારો કે આપણે તે મકાનના ત્રીજે માળે આવી પહોંચ્યા છીએ. તે મકાનને ઘણી બારીઓ છે, જે બારીઓ રસ્તાપર પડે છે. એક પછી એક જીંદગી પસાર થાય છે, અને આપણે તેજ માળની એક બારીથી બીજી બારીએ જઇએ છીએ. આ પ્રમાણે ઉંચે ચઢવાને બદલે સીધી ગતિમાં ફરીએ છીએ. પણ ત્યાં દુઃખ અનુભવ્યા પછી આપણને લાગે છે કે વિકાસને વાસ્તે સીધી લીટીમાં ફરવાને બદલે ઉંચે જવાની જરૂર છે. આ પ્રમાણે દરેક જીંદગીમાં કાંઇ અનુભવ મેળવતાં એક માળથી બીજે માળ ચઢીએ છીએ. દરેક માળ ઉપર શું શીખવાનું છે, તે શીખીએ છીએ. પછી આપણને આપણા જ્ઞાનની અને આપણા બળની પુરી ખાતરી થાય છે.

આવું જ્ઞાન—આવું સત્ય તમને જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે તમારે વાસ્તે શુભ અને અશુભ એ બે વસ્તુઓ રહેતી નથી, કારણ કે શુભ અને અશુભ એ જ્ઞાન અને અજ્ઞાન છે. તમને હવે અનુભવથી જણાય છે કે તમારૂં સુખ તમારી અંદર રહેલું છે.

આપણામાંના ઘણાખરા પોતાના વિકાસ વાસ્તે, મુક્તિ વાસ્તે, જ્ઞાન વાસ્તે તેમજ સુખ વાસ્તે બીજા ઉપર આધાર રાખે છે. આપણામાં પુસ્તકોનું ગમે તેટલું જ્ઞાન હોય, આપણે ગમે તેટલા તત્ત્વજ્ઞાનના પ્રશ્નોમાં નિપુણ હોઈએ. પણ જ્યાં જબરજસ્ત ફટકો પડે છે, જ્યાં મરણ જેવો ભારે ઘા પડે છે, ત્યાં તે જ્ઞાન ટકી શકતું નથી. ત્યાં પુસ્તકોમાંથી કે સાંભળીને મેળવેલા જ્ઞાનના સિદ્ધાંતો ચાલ્યા જાય છે, અને આપણા પોતાનાપર આધાર રાખવો પડે છે. તે વખતે તો પોતાનો જાતિ અનુભવ, પોતે જાતે મેળવેલું જ્ઞાન, પોતે જે કસોટીમાંથી પસાર થયો હોય તે કસોટી, અને પોતાના પ્રયત્નો—જ ઉપયોગી નીવડે છે. બીજાના અનુભવનું જ્ઞાન, બીજાઓ પાસેથી મેળવેલું જ્ઞાન, ઉપર ઉપરનું જ્ઞાન—આ બધું ચાલ્યું જાય છે. અને ખરૂં શું અને ખોટું શું તે નિશ્ચય કરવાનું, આપણું સાધ્ય શું અને તે કેમ પ્રાપ્ત કરવું એ નક્કી કરવાનું, છેવટે આપણે માથેજ આવી પડે છે. આ પ્રમાણે આપણા જ્ઞાનથી—અનુભવથી આપણે જે સુખને શોધીએ છીએ તે સુખ મળે છે, કારણ કે આપણે દરેક જે અગત્યની—મહત્ત્વની વસ્તુ શોધીએ છીએ તે સુખ છે. આપણને જે સુખ મળે તે ધર્મથી કે સાહિત્યથી, વિજ્ઞાનથી કે સંગીતથી, ભક્તિથી કે

પ્રેમથી, ગમે તે રીતે તે મળે તે બીન મહત્વનું છે-પણ આપણે એવું સુખ મેળવવા માગીએ છીએ કે જે ક્ષણિક દુઃખોથી કે સખ્ત ઘાથી નાશ ન પામે કે ચાલ્યું ન જાય.

એક વાર તમને તે જ્ઞાન મળે, પછી તમને જણાશે કે સુખ એ સ્વતંત્રતા-મુક્તિ છે. કારણ કે અસ્વતંત્ર મનુષ્ય એ તો પર્વત ઉપર ઝઝુમી રહેલા વાદળ સરખો છે, કે જે વાદળ તે પર્વતને શ્યામ બનાવે છે, અને સ્હેજ પણ પવનથી તે વાદળ આમ તેમ ઘસડાઇ જાય છે. તે વાદળની માફક આપણે પણ આશ્રય શોધીએ છીએ, અને જ્યાં રક્ષણ મળે તેમ લાગે ત્યાં આપણે એક જીંદગી સુધી તો રહીએ છીએ. જેમને જ્ઞાનમાં દ્રઢતા મેળવવી છે, જેમને આ સુખને પોતાના હ્રદયમાં સ્થિર કરી રાખવું છે, તેઓએ અનુભવ મેળવવા જોઇએ. જેમ સખ્ત પવન આગળ વૃક્ષ થોડીવાર નમી જાય છે, પણ પવનની અસર થવા દેતું નથી, તેવી રીતે અનુભવ મેળવવા જોઈએ.

મને આ સુખનો અનુભવ થયો છે, ખરી સ્વતંત્રતા-મુક્તિ શું છે તે મે જાણ્યું છે. તેથી સ્વાભાવિક રીતે તેમાં ભાગ લેવાને, તે વ્હેંચી લેવાને, તેનો સ્વાદ લેવાને હું દરેકને આમંત્રણ આપું છું. પ્રથમતો સુખ ભોગવવાની, સ્વતંત્રતા ભોગવવાની તમારામાં શકિત હોવી જોઇએ. તે સમજવા વાસ્તે પ્રથમ તો તમારા જીવનમાં તમારા અનુભવમાં તેનો સ્વાદ તમે ચાખ્યો હોવો જાઇએ.

આ સ્વતંત્રતા—આ સુખ અમુક વ્યકિત વાસ્તે નથી. દરેક મનુષ્ય ખુમારીમાં તેનો સ્પર્શ કરે છે. દરેક

કારીગરનો વિચાર કરો. જે પળોમાં તેને ધૂન લાગી હોય છે, પોતાના કાર્યમાં તે મગ્ન થયો હોય છે, જ્યારે તેને પોતાના કાર્ય વાસ્તે ભાવના કે પ્રેરણા આવેલી હોય છે, ત્યારે તે સુખના રાજ્યનો સ્પર્શ કરે છે. તે વખતે તે જાણે છે કે આવું સુખનું રાજ્ય હયાત છે, કારણ કે તે વખતે તે તેમાં રહેતો હોય છે. પણ એવો વખત આવે છે કે જ્યારે તમે તમારા અંગત અનુભવથી, તમારા પોતા સંબંધીના, તેમજ તમારા સુખ દુઃખના જ્ઞાનથી તમે તે રાજ્યમાં, સદા રહી શકશો. તમે પૃથ્વીપર ઘર વિનાના થઇ ભટકતા હશો તો પણ તમે તે સુખના રાજ્યમાં રહી શકશો.

જ્યારે મનુષ્ય મુક્ત-સ્વતંત્ર થાય છે, ત્યારે તે સઘળી કલ્પનાઓ અને ભ્રમોની પેલી પાર જાય છે, કારણ કે તે કર્મની પેલી પાર છે, તે જીવન અને મૃત્યુની પેલી પારછે, શોક અને આનંદની પેલી પાર છે, તેમજ રાગ અને દ્વેષની પેલી પાર છે. સઘળી સૃષ્ટિ તેનામાં રહે છે, કારણ કે તેનામાં સુખનું-મુક્તિનું સામ્રાજ્ય વસે છે.*

---

* લંડનમાં ક્વીન્સ હૉલમાં આપેલું વ્યાખ્યાન.

# સત્યના સંદેશવાહક.

---

જ્યારે હું પોતાની મેળે વિચાર કરવા લાગ્યો–કેટલાક વર્ષથી સ્વતંત્ર વિચાર કરવાની મને ટેવ પડી છે–ત્યારે મારા વિચારોમાં ઉથલપાથલ થવા લાગી. કોઇ પણ શિક્ષણથી અથવા કોઈપણ સત્તાથી મને સંતોષ થયો નહિ. જગતગુરૂનો અર્થ હું શું સમજું છું અને **જગતગુરૂ એ** ભાવનાની પાછળ શું સત્ય રહેલું છે તે મેં જાતે શોધી કાઢવાને ઇચ્છયું. હું જાતે વિચાર કરવા લાગ્યો. મારામાં વિચાર કરવાની શક્તિ આવી તે પહેલાં મેં માની લીધું હતું કે હું **કૃષ્ણમૂર્તિ જગદ્ગુરૂનું** વાહન છું. કારણકે ઘણા લોકો એમ કહેતા હતા. પણ હું જ્યારથી વિચાર કરવા લાગ્યો ત્યારે જગદ્ગુરૂ કોઇનું શરીર લે તેનો અર્થ શો, અને જગદ્ગુરૂ જગતમાં પ્રકટ થાય એટલે શું, આ બધા પ્રશ્નો હું વિચારવા લાગ્યો. આ સંબંધમાં જાણી જોઇને હું ચોકસ થવા માગતો નથી. કારણ કે જો કે હું બહુ સહેલાઈથી તે સંબંધમાં ચોકસ અભિપ્રાય આપી શકું, પણ મારે તેમ કરવા ઈરાદો નથી. કારણ કે જ્યાં વસ્તુની અમુક વ્યાખ્યા થઇ ત્યાં તે ચેતનરહિત થઈ જાય છે. જો તમે અમુક વસ્તુને ચોકસ રૂપ આપો તો લોકોના હૃદયની અંદર પણ અમુક આકાર બંધાઇ જશે અને તેઓ પણ અમુક આકારથી બંધાશે, જેમાંથી તેમને પાછા ભવિષ્યમાં છુટા થવું પડશે.

હું તમને જે કહેવા માગું છું તે સત્તા રૂપે નહિ, અને તમારે તે માનવાનું નહિ પણ સમજવાનું છે. આ સત્તાનો પ્રશ્ન નથી તેમજ અમુક નિયમોની વાત નથી કે જે તમારે આંધળાની માફક પાળવી જોઇએ. અને તમારામાંથી ઘણા લોકો એવું ઇચ્છે છે કે હું અમુક નિયમો પ્રતિપાદન કરૂં. તમે એમ મારી પાસે બોલાવવા માંગો છો કે હું અમુક છું, અમુક છું, કે જેથી તમે પણ કહી શકો 'બસ હવે અમે તમારે માટે કાર્ય કરીશું'. આ કારણથી ઉપરનો ખુલાસો હું આપતો નથી. તે આપવાનું એટલુંજ કારણ છે કે આપણે એક બીજાને સમજી શકીએ અને એક બીજાને મદદ આપી શકીએ. જે વસ્તુઓ તમે કદાચ આ જીંદગી-માં કે હવે પછીની જીંદગીમાં જોઇ શકો તે હું તમને અત્યારે દેખાડવા માગું છું.

જ્યારે હું નાનો છોકરો હતો ત્યારે હિંદુઓ કલ્પે છે, તેવા રૂપમાં મોરલીધર **શ્રી** કૃષ્ણને જોતો હતો. કારણ કે મારી મા **શ્રી** કૃષ્ણની પરમ ભક્ત હતી, તેથી મારા મનમાં પૂર્ણ ભક્તિ, પૂર્ણ પ્રેમ, પૂર્ણ ભજન અને આનંદ સાથે મોરલીવાળા કૃષ્ણની મેં મૂર્તિ ખડી કરી. હિંદુસ્થા-નના છોકરા અને છોકરીઓમાં આવી ભાવનાની કેટલી પ્રબળ અસર થાય છે તેનો તમને ખ્યાલ પણ નહિ હોય. જ્યારે હું ઉમરે વધતો ગયો અને **બીશપ લેડબીટર** અને થિઓ-સોફીકલ સોસાઇટીના સંબંધમાં આવ્યો, ત્યારે જે આકારમાં મહાત્મા **કુટહુમીને** રજુ કરવામાં આવ્યા હતા તે આકા-રમાં હું તેમને જોવા લાગ્યો, અને મહાત્મા **કુટહુમી** એ

મારે મન તો અંતિમ ધ્યેય રૂપ હતા. આગળ વધતાં ભગવાન **મૈત્રેય**ના મને દર્શન થયાં. આ બનાવ બે વર્ષ ઉપર બન્યો. જે આકારમાં તે મારી નજર આગળ રજુ કરવામાં આવ્યા હતા તે આકારમાં મેં તેમને જોયા. હું આ બધી બાબતો સત્તા મેળવવાને કે તમારામાં અમુક માન્યતા ઉત્પન્ન કરવાને કહેતો નથી, પણ તમારી માન્યતાને, તમારી આશાઓને, તમારા મનને તેમજ તમારા હૃદયને પ્રબળ બનાવવા કહું છું. સત્યની શોધમાં મારે સખ્ત પ્રયત્ન કરવો પડયો હતો, કારણ કે હું બીજાની સત્તાથી, બીજાએ ભાર દઇને કહેલાં વચનોથી અથવા બીજાએ આપેલી લાલચથી સંતોષ પામ્યો નહતો. હું જાતે સત્યને શોધી કાઢવા માંગતો હતો અને તેથી સ્વાભાવિક રીતે મારે દુઃખ માંથી પસાર થવું પડયું. હવે થોડા વખતથી મને **બુદ્ધ ભગવાન**નાં દર્શન થાય છે. અને તેમની સાથે રહેવું તે આનંદ રૂપ અને ભવ્યતા ભરેલું છે. **પ્રિયતમ** એ શબ્દ હું શા અર્થમાં વાપરૂં છું એ મને પ્રશ્ન કરવામાં આવે છે, હું તેનો અર્થ અથવા ખુલાસો આપું છું, જેનો તમારે જેવો ખ્યાલ બાંધવો હોય તે બાંધશો. મારે મન તે સર્વસ્વ છે. તે **શ્રીકૃષ્ણ** છે, મહાત્મા **કુટહુમી** છે, **મૈત્રેય** ભગવાન અને **બુદ્ધભગવાન** છે. તે છતાં આ બધા આકારની પેલીપાર **પ્રિયતમ** છે. તમે કયું નામ આપો છો તે બીનમહત્વનું છે. તમે જગદ્દગુરૂ એ શબ્દ ઉપર તકરાર કરો છો. દુનિયા જગદ્દગુરૂ સંબંધી કંઇ જાણતી નથી. આપણામાંથી કેટલાક તેમને ઓળખીએ છીએ, આપણામાં થી કેટલાક તેમને અમુકના કહેવાથી માને છે. કેટલાકને

પોતાનો અંગત અનુભવ અને જ્ઞાન હોય છે. પણ આ બધી વ્યક્તિગત બાબતો છે, માટે આ પ્રશ્નના સંબંધમાં જગતને કંઈ ચિંતા કરવાનું કારણ નથી. તમારા બધાના હૃદયમાં એકજ વિચાર ચાલી રહ્યો છે કે જગદ્ગુરૂ જેવી કોઇ વ્યક્તિ છે? અને શું તે જગદ્ગુરૂ કૃષ્ણમૂર્તિ નામના અમુક માણુસમાં પ્રકટ થયા છે? પણ જગતમાં તો આ સવાલની કોઇ દરકાર કરશે નહિ. તેથી જ્યારે હું મારા **પ્રિયતમ** વિષે બોલું ત્યારે તમે મારૂં દૃષ્ટિબિંદુ સમજી શકશો. આવી રીતે સમજાવવું તે મને ઠીક લાગતું નથી, પણ સમજાવવાની ફરજ પડે છે. હું આ બાબત બને તેટલી અનિશ્ચિત બનાવવા માગું છું અને હું ધારૂં છું કે હું તેમ કરી શકયો છું. મારા **પ્રિયતમ** તે ખુલ્લું આકાશ, પુષ્પ અને દરેક મનુષ્ય છે.

બધા મહાનગુરૂઓ એકજ છે કે કેમ, તે બીનમહત્ત્વનો પ્રશ્ન છે. શ્રી કૃષ્ણ, ક્રાઇસ્ટ અને મૈત્રેય પ્રભુ એક છે કે કેમ તે પણ બીનમહત્ત્વનું છે. મેં મારી જાતને કહ્યું કે, જ્યાંસુધી હું સઘળા ગુરૂઓ સાથે એક ન થાઉં, જ્યાં સુધી તે મહાનગુરૂઓને હું મારી બ્હાર ચિત્રમાં હોય તેમ જોઉં ત્યાંસુધી હું ભિન્ન છું; હું મારા મધ્યબિંદુથી દૂર છું. પણ જ્યારે મારામાં શક્તિ હશે, મારામાં બળ હશે, મારામાં નિશ્ચય હશે, અને જ્યારે હું શુદ્ધ અને ઉન્નત થઇશ ત્યારે તે દિવાલ, તે ભેદભાવ–ચાલ્યા જશે. જ્યાંસુધી તે દિવાલ તુટીને, તે ભેદભાવ નાશ ન પામે ત્યાંસુધી મને સંતોષ થાય નહિ. જ્યાંસુધી કોઇપણ જાતની અયોગ્ય ઉશ્કેરણી વિના અથવા

અતિશયોક્તિ વિના બીજાઓને ખાત્રી કરી આપવાને હું ચોકકસ રીતે કહી ના શકું, તેમજ જ્યાંસુધી હું મારા **પ્રિયતમ** સાથે એક થયો નહતો, ત્યાં સુધી હું બોલ્યો નહતો. દરેક મનુષ્યને જે અનિશ્ચિત સામાન્ય બાબતો જોઈતી હતી, તે ઉપર મેં અત્યાર સુધી વાતો કર્યાં કરી. મેં કદાપિ કહ્યું નહતું, કે હું જગદ્ગુરૂ છું, પરંતુ હવે મને લાગે છે કે, હું મ્હારા **પ્રિયતમ** સાથે એક થયો છું, ત્યારે હું તે કહું છું—આ બાબત હું મ્હારી સત્તા તમારા ઉપર પાડવાને, તેમજ મારી તેમજ જગદ્ગુરૂની મહત્તાની તમને શ્રદ્ધા કરાવવાને, તેમજ જીવનના સૌન્દર્યની, જીવનની સરળતાની તમને ખાત્રી કરી આપવાને આ હું કહેતો નથી, પરંતુ તમારા હૃદયમાં તેમજ તમારા મનમાં સત્ય શોધવાને ખરી ઇચ્છા જાગૃત કરવા માટે જ ફક્ત કહું છું. હું મ્હારા **પ્રિયતમ** સાથે એક છું, એમ જે હું કહું, અને હું કહીશજ, તો તેનુ કારણ એજ છે કે, મને તેનો અનુભવ છે, અને હું તે જાણું છું. જેને વાસ્તે મારી પ્રબળ ઇચ્છા હતી, તે મને પ્રાપ્ત થયું છે, હું મ્હારા પ્રિયતમ સાથે એક થયો છું, તેથી હવે પછી વિયોગને સ્થાન નથી, કારણ કે મ્હારા વ્યક્તિગત વિચારો, મ્હારી ઇચ્છાઓ અને મ્હારી તૃષ્ણાઓ સર્વથા નાશ પામ્યાં છે. તમે મ્હારા પ્રિયતમને **બુદ્ધ ભગવાન કહો, મૈત્રેય પ્રભુ** કહો, **શ્રીકૃષ્ણ** કહો, અથવા ગમે તે નામ આપો, તોપણ હું કહેવાને સમર્થ છું કે હું મ્હારા પ્રિયતમ સાથે એક થયો છું. છેલ્લાં સોળ વરસથી તમે એક ચિત્રની પૂજા કરી છે, જે બોલ્યું નથી, જેનો તમારી ઇચ્છા પ્રમાણે તમે ભાવ

કલ્પ્યો છે, જેણે તમને પ્રેરણા આપી છે, શાંતિ આપી છે, અને દુઃખના પ્રસંગે ઉત્સાહ આપ્યો છે. તમે તે ચિત્રને વળગી રહ્યા હતા, કારણ કે તે ચિત્ર બોલતું નહોતું, તે ચિત્ર સજીવ ન હતું, તેમાં સચેતન રહે તેવું કાંઈપણ ન હતું, પણ હવે, જે ચિત્રની તમે પૂજા કરી છે, જે ચિત્રને તમે તમારા વાસ્તે સરજ્યું છે, જે ચિત્રે તમને પ્રેરણા આપી છે, તે હવે સજીવન થઇને બોલે છે, ત્યારે તમે કહો છો કે "જે ચિત્રને હું પૂજતો હતો તે ખરૂં છે? શું તે બોલી શકે? શું તેને કાંઇ સત્તા છે? શું જગદ્ગુરૂના પ્રતિનિધિ થવાને તેનો પ્રભાવ છે? શું તેનામાં જગદ્ગુરૂના જ્ઞાનની મહત્તા તેમજ તેમની દયાની ભવ્યતા પૂર્ણ રીતે ખીલેલી છે? અને શું તે એક વ્યકિતમાં પ્રગટ થઈ શકે?" અલબત્ત આ બધા સવાલોનું નિરાકરણ તમારે જાતે જ કરવું જોઇએ. **દોસ્ત-ઇ-વસ્કી**-નામના લેખકે લખેલી વાર્તામાં ક્રાઈસ્ટ ફરીથી પ્રગટ થાય છે. તે ઉપદેશ આપતાં આપતાં રોમમાં આવી પહોંચે છે, અને પોપ તેમને આમંત્રણ આપે છે, એકાન્તમાં તેમને ઘુંટણે પડે છે, તેમની પૂજા અને ભકિત કરે છે. પરંતુ તેમને કેદમાં રાખે છે. પોપ ક્રાઈસ્ટને કહે છે, "એકાન્તમાં તમારી ભકિત કરીએ છીએ. અમે કબુલ કરીએ છીએ, કે તમે ક્રાઇસ્ટ છો, પણ જો તમે બહાર જાઓ, તો તમે ખળભળાટ કરી મુકશો. અમે લોકોની શંકાને દાબી દેવાને પ્રયત્ન કર્યો છે. અને તમે નવી શંકાઓ ઉભી કરશો".

હવે તે ચિત્ર સજીવ થવા માંડયું છે; અને કોઇ પણ

સત્ય અથવા ખરી વસ્તુ સજીવ ન હોય, તેમ બની શકે નહિ. તમે શિયાળાની રૂતુમાં કોઈ ઝાડની ઉપાસના કરો, પરંતુ વસન્ત રૂતુમાં જ્યારે કળીઓ ખીલેલી હોય છે, જ્યારે મધમાખીઓ ગુંજી રહી હોય છે, અને જ્યારે પક્ષીઓ કિલકિલાટ કરી રહ્યા હોય છે, અને જ્યારે સઘળી દુનિયા સજીવ બની હોય છે, ત્યારે તે વૃક્ષ વધારે સુંદર લાગે છે. શિયાળાના વર્ષોમાં તમે મોન રહ્યા છો, અને ખરેખર અંતઃકરણથી તમારી જાતને પ્રશ્ન પુછયા નથી. તે વખતે મુકાબલો ઓછી અડચણોવાળો હતો; પણ હવે આ બધું શું છે, તેનો તમારે નિશ્ચય કરવો જોઇએ. અમે જગદ્‌ગુરૂના આગમનની આશા રાખીએ છીએ, એમ કહેવું બહુ સહેલું હતું, કારણ કે તેમાં કાંઈ વિશેષ અર્થ ન હતો, પરંતુ હવે તે ચિત્ર સજીવ થતું જાય છે. તે પ્રશ્ન તમારી આગળ ખડો થયો છે. હવે તમે ફક્ત તે ચિત્રને વારંવાર પૂજ્યા કરશો, કે તે ચિત્રની પાછળ રહેલી સત્યતાની ઉપાસના કરશો, તે તમારે દરેકે જાતેજ વિચારવાનું છે. તે ચિત્ર હવે સજીવ થતું જાય છે. તે સત્યની ખાત્રી કરાવી આપવાને હું મારી સત્તાનો ઉપયોગ કરતો નથી, તેમ તમે પણ તમારી સત્તા મહેરબાની કરીને બીજાને પરાણે મનાવવાને વાપરશો નહિ. મ્હારે માટે તો તે ચિત્ર સજીવજ છે. જો કે હું ચિત્રની ઉપાસના કરતો હતો, તો પણ હું કેવળ એ ઉપાસનાથી સંતોષ પામ્યો ન હતો. મેં તે ચિત્રની પાછળ જઈ, તેની આંખો દ્વારા જોવાને, તેના મન દ્વારા વિચારવાને અને તેના હૃદય દ્વારા લાગણી અનુભવવાને પ્રયત્ન કર્યો. મને સંતોષ થયો ન હતો. મારા અસંતોષને લીધે, અને મારી

અતૃપ્તિને લીધે અને મારા શોકને લીધે હું તે ચિત્ર સાથે એકતા અનુભવવાને શકિતમાન થયો હતો. આ કંઇ ગુંચવણભર્યો પ્રશ્ન નથી, આમાં કાંઇ ગહનતા નથી; બીજાને ખાત્રી કરાવી આપવાને ઘેલા થઈ જવાનું કાંઇ કારણ નથી. જ્યારે તમે તમારી જાતને કોઇની સત્તા નીચે મુકો છો, ત્યારે તમે દબાઈ જાઓ છો, અને તે વ્યાજબી છે. કારણ કે સત્તા દરરોજ બદલાતી જાય છે. એક દિવસે એક માણસની સત્તા કબુલવી પડશે, બીજે દિવસે બીજાની સત્તા કબુલવી પડશે, અને આ પ્રમાણે એકની અથવા બધાની સત્તાઓને જે નમતો જાય છે તે દુઃખી થવાનો. આપણે તેમ ન થવા દેવું જોઇએ. અને તમે એવી સ્થિતિ લાવવા માંગો છો. તમને શકિત આપી શકે અને તમને વધારે સારી રીતે વિકાશમાં મદદગાર થાય એવી કોઈ સત્તાને તમે માગો છો. પણ બ્હારની કોઇ પણ સત્તા તમને હિંમત આપી શકશે નહિ, તેમજ પૂર્ણ રીતે તમારો વિકાશ કરી શકશે નહિ. બ્હારની કોઈ પણ સત્તા તમને વિકાસ કરવાની શક્તિ આપી શકશે નહિ. હવે સજીવ થયેલું ચિત્ર જે સત્યો જણાવે છે તે અગત્યના છે કે નહિ તે તમારે જાતે તપાસવું જોઇએ.

હંમેશાં દરેક માણસને સાંભળવો એવી મારી ટેવ છે. મારા પ્રિયતમ સાથે એક થવાને, મને જે કોઇ શીખવે તેની પાસેથી, માળી પાસેથી, પેરીયા પાસેથી, અસ્પર્શ્યો પાસેથી, મારા પાડોશી પાસેથી અને મારા મિત્રો પાસેથી શિખવાને હું ઇચ્છતો હતો. જ્યારે મેં બધાને સાંભળ્યા અને જ્યાં

જયાંથી સત્ય મળ્યું, ત્યાં ત્યાંથી તે ગ્રહણ કર્યું, ત્યારે પૂર્ણ રીતે મારો વિકાસ કરવાને હું શક્તિમાન થયો. હવે તમે એક માણસ પાસેથી સત્ય મેળવવાને રાહ જોઈ રહ્યા છો. તમે તે સત્ય ખીલી નીકળે અને કોઈ તમને તે સત્તાથી મનાવે એમ તમે માગો છો, અને તમે સત્યને બદલે તે મનુષ્યની પૂજા કરો છો. જયારે કૃષ્ણ મૂર્તિ મરી જશે-અને તે નક્કી છે-ત્યારે તમે એક ધર્મ સ્થાપશો, તમે તમારા મનમાં અમુક નિયમો ઘડશો, કારણ કે કૃષ્ણમૂર્તિ નામની વ્યક્તિ એ તમારે મન સત્યની પ્રતિનિધિ હતી, તેથી તમે એક મંદિર બાંધશો, અમુક ક્રિયાઓની શરૂઆત કરશો, અમુક માન્યતાઓ, અમુક મતો, અમુક સૂત્રો ગોઠવશો અને નવાં દર્શનો ઉભાં કરશો. જો તમે મારી વ્યક્તિપર મોટો પાયો બાંધશો તો તમે તે મકાનમાં, તે મંદિરમાં સપડાઈ જશો, અને તે મંદિરમાંથી તમને છુટા કરવાને તેમ જ સાંકડા વિચારોમાંથી તમને મુકત કરવાને બીજા કોઇ મહાન ગુરૂને આવવાની જરૂર પડશેઃ પણ મનુષ્યનું મન એવું છે કે નવા ગુરૂની આસપાસ નવું મંદિર બાંધશે અને આ પ્રમાણે પરંપરા ચાલ્યા કરશે. પણ જેઓ સમજે છે, જેઓ કોઇ પણ સત્તા પર આધાર રાખતા નથી અને જેઓ સઘળા મનુષ્યોને પોતાના હૃદયમાં સ્થાન આપે છે, તેઓ મંદિરો બાંધશે નહિ-તેઓ ખરી રીતે સમજશે. જે થોડા લોકોએ બીજાઓને મદદ કરવાને ખરેખર ઈચ્છા રાખી છે, તેઓને આ બાબત બહુ સહેલી લાગે છે. બીજા કેટલાક મનુષ્યો આ સંબંધમાં ઘણી વાતો કરે છે, પણ તેઓ સમજ્યા નથી. તેમને જે ઉપદેશ આપવામાં આવશે તે સમજવામાં

ઘણી અડચણો ઉભી થશે. જગતમાં જઇ ઉપદેશ આપવો એ કાર્ય મારે માટે પૂર્ણ રીતે સરળ છે. જગતના લોકોને તો આ બાબતની પરવાયે નથી કે તે જગદ્ગુરુનું પ્રકટ સ્વરૂપ છે કે જગદ્ગુરુ તેમાં આવી વસ્યા છે, અથવા ઘણા વર્ષથી તૈયાર કરેલા વાહનમાં પધાર્યા છે, અથવા કૃષ્ણમૂર્તિ પોતે છે. જગતના લોકો તો એટલું કહે છે કે, "હું દુઃખી છું, મારા સુખો ક્ષણિક છે અને દુઃખ આવ્યા કરે છે, તમે કંઇ અચળ વસ્તુ આપી શકો તેમ છો ?" તમે કહો છો કે "તમને સુખ અને મુક્તિ મળ્યાં છે, તમે મને તેમાંથી કાંઇ આપી શકશો કે જેથી હું તમારા રાજ્યમાં, તમારા જગતમાં આવી વસું ?" જગતના લોકોને તો ઉપરની બાબતની જરૂર છે. તેઓને ચાંદ, સંસ્થાઓ, નિયમો અને પુસ્તકોની જરૂર નથી. મનુષ્યજાતિરૂપી પૂલ નીચે વ્હેતું જીવતું પાણી તેમને જોઇએ છે, કે જેથી તેઓ તે પાણીની મદદ વડે તરીને વિશાળ સમુદ્રમાં દાખલ થાય. તમારે મન મહત્ત્વનો સવાલ એ હોવો જોઇએ કે તમે તે શિક્ષણોને કેવા રૂપમાં સમજો છો. તમે તમારે પોતાના વાસ્તે સત્યને શોધ્યું નથી. તમે અમુક મર્યાદાથી બંધાયેલા છો, તે છતાં બીજા લોકોને છુટા કરવા પ્રયત્ન કરો છો. તમે તે કેવી રીતે પ્રયત્ન કરવાના છો ? જ્યાં સુધી પાણીના જળાશયમાંથી, તે જળાશય પ્રતિબિંબ પાડી શકે તેવું નિર્મળ બનાવવાને કચરો દુર કર્યો નથી ત્યાં સુધી સત્ય શું છે, અસત્ય શું છે, જગદ્ગુરૂ શું છે, સત્યતા શું છે એ તમે કેવી રીતે સમજવાના ? મેં આ જિંદગીમાં અને કદાચ ભૂતકાળની જિંદગીઓમાં એકજ વસ્તુની ઇચ્છા રાખી છે અને તે એ

છે કે દુઃખમાંથી છુટવું, શોક અને મર્યાદાઓની પેલીપાર જવું, અને મારા ગુરૂને, મારા પ્રિયતમને શોધી કાઢવા. મારા ગુરૂ અને મારા પ્રિયતમ તે તમારા ગુરૂ અને તમારા પ્રિયતમ છે, કારણ કે તે સર્વમાં રહેલા છે. તે સામાન્ય પત્થરમાં તેમજ પગ તળે ચગદાતા ઘાસના તણખલામાં પણ રહેલા છે. મારી **તેમની** સાથે એક થવાની તીવ્ર ઇચ્છા, અને ભાવના હતી કે જેથી હું જુદો છું એવું ભાનજ રહે, અને જુદા હુંપણા સાથે હું જુદી વ્યક્તિજ ન રહું. અને જયારે હું મારૂં હુંપણું સદા સર્વથા નાશ કરવાને સબળ થયો ત્યારે મારા પ્રિયતમ સાથે એકતા અનુભવવાને માટે શક્તિમાન થયો. હવે મેં મારા પ્રિયતમને, મારા સત્યને શોધી કાઢયું છે. માટે હું તમને તે આપવા માગું છું.

પ્રાતઃકાળની હવાને સુગંધ આપે એવા પુષ્પ જેવો હું છું. ત્યાં થઇને કોણ પસાર થાય છે, તેની સાથે તે પુષ્પને સંબંધ નથી. તે તો પોતાની સુગંધ આપે છે; અને જેઓ સુખી છે, અને જેઓ દુઃખી છે તે સુગંધનું પાન કરે છે. પણ જેઓ સંતોષી છે, જેઓને કોઇ જાતની સ્પૃહા નથી, જેઓને કોઇ જાતની દરકાર નથી, જેમને સુગંધના આનંદનો ખ્યાલ નથી, તેઓ તો બેદરકારીથી ત્યાં થઇ ચાલ્યા જશે. શું તે સુગંધનું પાન કરવાને તેઓ અટકે એમ તમે ફરજ પાડી શકશો ? બીજાઓને કેમ ખાત્રી થાય તે સંબંધમાં તમે બહુ પરવા રાખો છો. તમારે તેમને શા સારૂ ખાત્રી કરી આપવા મથવું જોઇએ ? જેઓ

ખરેખર સત્યના શોધક છે, તેમને જ તમે ખાત્રી કરી આપશો. તમે તમારી શોધમાં પોતે જ શંકાશીલ છો કે જેથી બરાબર રીતે શોધ કરતા નથી. તમે તમારા અલ્પજ્ઞાનથી, તમારી નાની સત્તાઓથી સંતોષ પામેલા છો. તમે ઈચ્છો છો કે તે સત્તાઓ બોલે અને તમારી શંકામાંથી તમને બચાવે. ધારો કે એક માણુસે તમને એમ કહ્યું કે હું જગદ્‌ગુરુ છું, તો તમને તે કેવી રીતે મદદગાર થઇ પડશે, અથવા તે કેવી રીતે સત્યને બદલશે, અથવા કેવી રીતે તમારા મનમાં ખરી સમજ આવી શકશે. જો તમે બીજાની સત્તા પર આધાર રાખતા હશો તો તમે રેતીના પાયા પર મકાન ચણો છો અને દુઃખનું મોજું આવી તમારા તે પાયાને ધોઈ નાંખશે. પણ જો તમે તમારા અનુભવો, તમારાં જ્ઞાન, તમારા શોક અને તમારા દુઃખ રૂપી પત્થરના પાયા પર મકાન બાંધ્યું હશે, જો તમે અનુભવ રૂપી ઈંટોથી તમારૂં મકાન ચણ્યું હશે તોજ તમે બીજાઓને ખાત્રી કરાવી શકશો. અત્યાર સુધી તમે આ તારકસંઘના બે રક્ષકોને સત્તા તરીકે માનતા આવ્યા છો, તેમજ બીજું કોઈ તમને સત્ય જણાવે તેનાપર તમે આધાર રાખ્યો છે. પણ વસ્તુતઃ સત્ય તમારી અંદર રહેલું છે. તમારા પોતાના હૃદયમાં, તમારા પોતાના અનુભવમાં તમને સત્ય જડશે અને તેજ ખરી કિંમતી વસ્તુ છે. તમારા દુઃખોમાં તેજ સંતોષ આપશે અને તમારાં દુઃખોથી તમને મુક્ત કરશે. આ કારણુથી મને લાગે છે કે મારે આ વસ્તુ વિષે બોલવું જોઇએ. અત્યારે જેમ હું કહી શકું છું, તેમ ગયે વર્ષે હું કહી શકયો નહોત કે હું ગુરુ છું, કારણુ કે જો તે વખતે મેં કહ્યું હોત તો તે

અપ્રમાણિક અને અસત્ય ગણાત. કારણ કે તે વખતે મેં મૂળ અને સાધ્ય બન્નેને એક કર્યાં નહતા, તેથી હું ગુરુ છું, એમ કહેવા હું શક્તિમાન નહતો. પણ તે હવે હું કહી શકું છું. હું મારા પ્રિયતમ સાથે એક થયો છું, હું સરળ બની ગયો છું, તેમને લીધે મારામાં ભવ્યતા આવેલી છે, અને તેમને લીધે હું બીજાને મદદ કરી શકીશ. સત્તાના સંબંધમાં તેમજ કૃષ્ણમૂર્તિના શરીરમાં પ્રકટ થયેલા સ્વરૂપના સંબંધમાં ચર્ચા કરવાનો મારો હેતુ નથી, પણ તેવું જીવનઅમૃત આપવાનો છે કે જે તમારા દુઃખોને, તમારા પર ગુજરતા નાના જુલમોને તેમજ તમારી મર્યાદાઓને તોડી નાંખશે કે જેથી તમે મુક્ત થઇ શકશો, અને તમે આખરે મહાન સમુદ્રમાં ભેગા મળશો કે જ્યાં કોઈપણ પ્રકારની મર્યાદા નથી અને જ્યાં મારો પ્રિયતમ સદા સર્વદા વસી રહેલો છે.

હું આશા રાખું છું કે મેં તમને સ્પષ્ટ રીતે સમજાવ્યું હશે અને જેઓ સમજી શકે તેમને મન તો આ બધું સ્પષ્ટ થવું જોઇએ. જેમનાં મન તેમજ હૃદયે સત્યને શોધવાને ફાંફાં માર્યાં છે, પ્રયત્ન કર્યો છે, પ્રબળ લાગણી કરી છે, તેઓ સત્યને સમજી શકશે. જેઓ બદલાવવા માંગતા નથી તેમના જીવનમાર્ગને તમે બદલી શકશો નહિ તેમજ તમે તેમને કોઈ પણ પ્રકારની ખાત્રી કરાવી શકશો નહિ, પણ હું બદલાયો છું અને મારા પ્રિયતમ સાથે એક થયો છું, મેં મારૂં સાધ્ય પ્રાપ્ત કર્યું છે કે જે સર્વને માટે એક છે, અને હું તે સાધ્ય સાથે એક થયો છું, કારણકે મારામાં પ્રેમ છે–પ્રેમ સિવાય તમે સાધ્યને પ્રાપ્ત કરી શકો

નહિ-કારણ કે મને સર્વ તરફ પ્રેમ છે, કારણ કે મેં દુઃખ અનુભવ્યું છે, અને સર્વ જોયું છે અને શોધ્યું છે, તેથી કુદરતી રિતે તે મારી ફરજ છે, તે મારો આનંદ છે તે મારો ધર્મ છે કે જેમની પાસે તે ન હોય તેમને તે આપવું. પછી તે હું તારક સંઘની મારફતે આપું, કે બીજી કોઈ સંસ્થાદ્વારા આપું તે બીનમહત્ત્વનું છે. કયી સંસ્થાદ્વારા સત્ય પ્રકટ થાય છે તે સંબંધમાં લોકો કંઇ પરવા કરવાના નથી, પણ જો તેઓનાં દુઃખો, તેઓનાં ક્ષણિક સુખો તેઓના ક્ષણભંગુર તરંગો અને તેઓની ક્ષણિક તૃષ્ણાઓ નાશ પામે અને તે બધાં કરતાં અતિ મહત્ત્વની વસ્તુ તેમને પ્રાપ્ત થાય તો લોકોને સંતોષ થાય.

એક વાર તમે મુકિત અને સુખનું પરમતત્ત્વ સમજો તો તમે તમારા હુંપણાથી, તમારા ખોટા અભિમાનથી, ક્ષણિક સુખોથી અને શોકથી મુકત થઇ શકશો. **મને મુકિત મળી** છે, તેથીજ હું તમને તે આપવા માગું છું, પણ તમે કદાચ કહેશો કે તમારે ભાષાની અમુક રિતિએ તે સંદેશ આપવો જોઇએ. જ્યાં સુધી કોઇ પણ જળથી તમારી તૃષા છીપતી હોય તો પછી કયા પ્રકારના પાત્રમાંથી તે પાણી પીઓ છો તે શું ખરેખર મહત્ત્વનો પ્રશ્ન છે? જો અમુક પ્રકારના ખોરાકથી તમને સંતોષ થતો હોય અને બળ મળતું હોય તો પછી તમને કોણ ખવડાવે છે, તે શું મહત્ત્વનું છે? તમને સેંકડો વર્ષથી અમુક જાતના લેબલની-છાપની ટેવ પડી ગઈ છે તેથી તમે જીવનને છાપ મારવા માગો છો. તમે કૃષ્ણમૂર્તિને પણ અમુક જાતનું લેબલ-છાપ મારવા

માગો છો, કે જેથી તમે એમ કહી શકો કે બસ હું સમજ્યો છું અને તમારા હૃદયમાં શાંતિ થાય. મને ડર લાગે છે કે તેમ થઈ શકશે નહિ. શું તમે મહાસાગરના પાણીને બાંધી શકશો ? લોકોએ તેમ કરવા પ્રયત્ન કરેલા છે, પણ તેનું પરિણામ હંમેશાં દુઃખમાં આવેલું છે. હું કોઇ પણ રીતે બંધાવા માગતો નથી, કારણકે બંધાવું એટલે મર્યાદિત થવું. તમે હવાને બાંધી શકો નહિ, તમે હવાના અમુક ભાગને રોકી શકો, તેને બગાડી શકો, તેને ઝેરી બનાવી શકો, પણ જે હવા બહાર છે, જે હવા સર્વ માટે છે, તેને કદાપિ વશ કરી શકો નહિ. હું કોઇનાથી બંધાવા માગતો નથી. હું મારે રસ્તે જાઉ છું. કારણકે મારે મન તો તે માર્ગ છે. જેની હું શોધમાં હતો તે મને જડયું છે. **મારા પ્રિયતમ સાથે હું એક થયો છું,** અને મારા પ્રિયતમ અને હું સાથે પૃથ્વીપર વિચરીશું. તમે ગમે તેવી સત્તા ચલાવો, ભય બતાવો, અથવા નર્કની ધમકીઓ આપો, છતાં તમે લોકોને પરાણે કાંઈ પણ મનાવી શકશો નહિ. તે જમાનો ચાલ્યો ગયો. આ જમાનો સંક્રાંતિ અને ખળભળાટનો છે. દરેક વસ્તુ જાતે જાણવાની ઇચ્છા દરેકમાં પ્રકટ થતી જાય છે અને તમારામાં તે ઇચ્છા નથી, તેથીજ તમે મર્યાદાની દુનિયામાં બંધાઇ ગયા છો. તમે વિચારો છો કે તમને પ્રાપ્ત થયું છે, પણ તમને પ્રાપ્ત થયું નથી. તમને નાની અચોક્કસ બાબતમાં કંઇ ચોક્કસતા મળી છે તેથી તમે ધારો છો કે તમે દુનિયાને બદલાવી શકશો. જ્યારે એફીલ ટાવર બાંધવામાં આવ્યો ત્યારે તે પોતાને સૌથી સુંદર, સૌથી અદ્ભુત અને સૌથી ઉંચો માનવા લાગ્યો.

જ્યાં સુધી નાનું હવાઇ વિમાન તેના પર ઉડતું ન આવ્યું ત્યાં સુધી તેની આ ઉંચાઈનો ગર્વ રહ્યો.

તમે બધા એમ ધારો છો કે તમે એક હરણ સાથે દોડી શકો અને સિંહ સાથે ગર્જના કરી શકો, પણ જ્યારે તમે તમારા પ્રિયતમ સાથે એક થયા હશો, ત્યારે તમે હરણ સાથે દોડી શકશો અને સિંહ સાથે ગર્જના કરી શકશો.

પ્રિયતમ એટલે કોણ એ મ્હને પુછવું નિરર્થક છે. **તમે પ્રિયતમને દરેક પશુમાં, દરેક ઘાસના તણખલામાં, દરેક દુઃખી મનુષ્યમાં અને દરેક વ્યક્તિમાં જોવા સમર્થ નથી, ત્યાંસુધી પ્રિયતમને સમજી શકશો નહિ.**

માટે હે મિત્રો! ખરી મહત્ત્વની વસ્તુ એ છે કે સર્વ લોકોની–જેઓ અહિયા નથી અને જેઓ દુનિયામાં છે તેમની–તરસ છીપાવી શકે, તેવું પાણી તમારે આપવું જોઇએ. અને જે પાણી સંતોષ આપી શકે, તેઓનાં હૃદય પવિત્ર બનાવી શકે અને તેઓનાં મન ઉન્નત કરી શકે તે આ છે–**સત્યની પ્રાપ્તિ** તેમજ તેઓના હૃદયમાં તેમજ મનમાં **મુક્તિ અને સુખની સ્થાપના.***



* ૧૯૨૭ ના ઑગષ્ટની ૨ જી તારીખે આપેલું વ્યાખ્યાન.

# સાચી સમજ

મિત્રો ! આજની ઋતુથી તમને અસંતોષ ન થાય, તે માટે છેલ્લાં ચાર વર્ષોમાં ઓમેનમાં કેવી સ્થિતિ હતી તેનો ખ્યાલ આપવા માગું છું. તેની સાથે સરખાવતાં આ તો જાણે સ્વર્ગ હોય તેવું તમને લાગશે. પ્રથમ ૧૯૨૪ માં શરૂઆત થઈ. અમે ત્રણસેં સભ્યોની આશા રાખતા હતા. તેને બદલે ૬૦૦ આવી પહોંચ્યા અને અમે ઘાસથી ભરેલી સાદડીઓ પર સૂઈ રહ્યા. ન્હાવા ધોવાની વ્યવસ્થા જેવી જોઇએ તેવી ન હતી, અને અમારે બધાને નદીએ જવું પડતું હતું. ધ્યાનમાં રાખવું ઘટે છે કે ત્યાં આ કરતાં ઠંડી વધારે હતી. અતિશયોક્તિ વિના હું કહી શકું છું કે તે પ્રથમ વર્ષની કેમ્પ એક ઘણી ઉત્તમ કેમ્પ હતી, કારણ કે તેમાં અમુક નિયમોથી જકડાવાપણું ન હતું. સંખ્યા થોડી હતી, પણ ઉત્સાહ અને શકિત જણાઇ આવતાં હતાં. બીજે વર્ષે ૧૯૨૫માં ૯૦૦ મનુષ્યો આવ્યાં, ૧૯૨૬માં ૧૯૦૦ અને ગયે વર્ષે કેમ્પમાં ભાગ લેનારાઓની સંખ્યા ૩૦૦૮ની હતી. હવે ત્યાં આવનાર સભ્યોની સંખ્યા ત્રણ હજારની નક્કી કરવામાં આવી છે, કારણ કે તે કરતાં વધારે મનુષ્યોની વ્યવસ્થા થવી ઘણી કઠણ છે.

હોલાંડની હવા મનુષ્યોના મનની માફક અચોકસ હોય છે. એક દિવસ આકાશ વાદળ વિનાનું હોય અને દિવસ રળીઆમણો લાગતો હોય, અને બીજે દિવસે

ઉત્તર તરફથી ઠંડો પવન વાવા લાગે, અને તેની સાથે વરસાદનાં ઝાપટાં આવે. વળી થોડો પ્રકાશ નીકળે, અને દરેક મનુષ્ય ટાઢથી થરથરતું હોય છે. માટે આ બનારસની કેમ્પમાં ઋતુના અચોકસપણાએ આપણો તંબુ તોડી નાખ્યો, તેથી નિરુત્સાહી કે નિરાશ થવાની જરૂર નથી. આ કેમ્પ જો કે શરૂઆતમાં ઘણી નાની છે, પણ ઓમેનની કેમ્પની માફક બહુ ફત્તેહમંદ થશે.

કેમ્પ ભરવાનો મુખ્ય આશય એ છે કે તેમાં ભાગ લેનારાઓ ખુલ્લી હવામાં રહે, તેની સ્વતંત્રતાનું પાન કરે, અને તેને ખરેખરો પવિત્ર-તહેવારનો દિવસ બનાવે. કેમ્પનો હેતુ એ છે કે કેમ્પમાં ભાગ લેનારાઓ તેમના હરરોજના જીવનના બોજાથી મુક્ત હોઈ શકે, અને તેથી તેઓ મન તથા હૃદયથી સ્વાભાવિક ગંભીરતા સાચવી શકે.

જો તમારે જાતે રાંધવાનું હોય, જો તમારે ઘરની વસ્તુઓ લાવવાની હોય, જો તમારે દુધ શાક લાવવાનાં હોય, અને કુટુંબની ચિંતાઓ કરવાની હોય, તોપછી આ પવિત્ર દિવસ-રજાનો દિવસ બની શકે નહિ, તથા તમે તમારૂં હૃદય અને મન મહત્ત્વની બાબતમાં રોકી શકો નહિ. જો મહત્ત્વની બાબતમાં તમારૂં મન તથા હૃદય તમે રોકી શકો તો તમારામાં જોવાની શુદ્ધ દૃષ્ટિ ખીલશે, કે જેથી તમને આગળ વધવાને, અને સંજોગોને કદાપિ વશ નહિ થવાને ઉત્તેજન મળશે. મારે મન તો આ કેમ્પ એ સંસ્કૃતિનું એક સ્થાન છે. જો તમે તમારા મનવડે બરાબર રીતે મારૂં કથન સમજવા પ્રયત્ન કરશો

તો ખરી રીતે તમારાં મન તથા હૃદય વિકાશ પામશે કે જેથી કરીને જ્યારે તમે આ કેમ્પમાંથી ઘેર પાછા જશો ત્યારે તમે તમારા આસપાસના મનુષ્યોને તમે મેળવેલી સંસ્કૃતિ, તમારૂં ચારિત્ર, તમારી ભવ્યતા, તમારી રીતભાત આપી શકશો કે જેથી તેઓને પણ જીવન તરફ કેવું વલણ રાખવું તેનું યોગ્ય દૃષ્ટિ બિન્દુ મળી જશે.

ઓમાંઈમાં સ્ટાર કેમ્પ સારૂ લગભગ ૩૦૦ એકર જમીન ખરીદવામાં આવી છે, અને આ વર્ષે ૧૫૦૦ મનુષ્યો કેમ્પમાં ભાગ લેશે, અને છેવટે ૫૦૦૦ મનુષ્યોની વ્યવસ્થા થઈ શકે એવી કેમ્પ બાંધવામાં આવશે. આપણે અહીં પણ તેમજ કરીશું, પણ આટલી સંકુચિત જગ્યામાં નહિ. બનારસની સમીપમાં અમે એવા સ્થાનની શોધમાં છીએ કે જ્યાં પુરતી જગ્યા હોય, અને જ્યાં આપણે પ્રેમથી અને એક બીજા પ્રત્યે રસમય ભક્તિભાવથી રહી શકીએ, જ્યાં આપણે સાથે રહીએ, તેટલો વખત એક બીજાને સમજવાને પ્રયત્ન કરીએ અને તે સમજને એટલી બધી પૂર્ણતાએ લઇ જઈએ કે ગેરસમજ રહી શકે નહિ.

સાંજના મારાં વ્યાખ્યાનોમાં જે હું શબ્દો બોલું તે કરતાં તે શબ્દો પાછળ જે રહસ્ય રહેલું છે, તેમાંથી તમે લાભ મેળવો એમ હું ઇચ્છું છું. મનુષ્ય ભાષાની ગુંથણીમાં ગમે તેવો નિપુણ હોય તો પણ પોતાને જે અનુભવ થાય તે શબ્દોમાં દર્શાવી શકે નહિ. હું ભાષાશાસ્રી કે છટાદાર વક્તા થવા માગતો નથી; પણ હું તમને દરેકને તે બાબતો જણાવવા માગું છું કે જે મને પૂર્ણ લાગી છે,

જેથી પ્રકાશ મળ્યો છે, જેથી મને પૂર્ણ સુખ મેળવવાની અને તે હુમેશને વાસ્તે નભાવવાની શક્તિ મળી છે. તમે જે બાબતો સમજવા માગો છો, તેની સાચી સમજ તથા સમ્યગ્ દર્શન તમારો નેતા, તમારા ઉપર પૂર્ણ સત્તા ચલાવનાર, અને તમારો મિત્ર થશે.

આ કામ કરવાને કેટલીક બાબતો જરૂરની છે. દિવસના અમુક ભાગમાં તમને અવકાશ-ફુરસદ મળવી જોઇએ. તેમજ ભૂતકાળમાં મેળવેલી બાબતો દૂર કરવાને, તેમજ તમારો માર્ગ નક્કી કરવાને તમને તક મળવી જોઈએ કે જેથી જીવનને ઉપયોગી બાબતો તમે જાતે જોઈ શકો. આવાં ઘણાંખરાં સંમેલનો મોટે ભાગે લોકોને ઉશ્કેરે તેવાં છે, અને તેમાં ઘણી મીટીંગો ભરવામાં આવે છે. દાખલા તરીકે ઓમેનમાં, ઓજાઈમાં તેમજ અહીં, દરરોજ મીટીંગો ભરવામાં આવશે. દરરોજ બે ચાર અથવા પાંચ છ મીટીંગોમાં જવાની જેમને ટેવ પડી હોય તેમને આ બે મીટીંગો ઘણી ઓછી લાગશે. વધારે મીટીંગો હોવાથી તમને વિચાર કરવાનો અવકાશ મળતો નથી. જો તમે દોડતા દોડતા એક મીટીંગમાંથી બીજી મીટીંગમાં જાઓ તો જીવનને બરાબર સમજવાને તમે તમારા મનને સ્પષ્ટ કરી શકશો નહિ. કેમ્પનો હેતુ તમને અવકાશ આપવાનો મનને વિચાર કરવાની શક્તિ આપવાનો, ભૂતકાળનાં જાળાં દૂર કરવાનો, તમારી દરરોજની સ્થિતિમાંથી તમને છુટા કરવાનો છે કે જેથી તમને અવકાશ મળે, અને જીવનને ઉપયોગી બાબતો પર વિચાર કરવાને તમને વખત મળે. તમે સાંભળવા અને વિચારવા માટે ઘણો થોડો વખત કાઢો

છે. મારી સૂચના એ છે કે આ કેમ્પના પ્રસંગે તમારે વિચાર કરવાનો વખત કાઢવો જોઈએ, તમારા જીવન સંબંધી વિચાર કરવાને, અંતર દૃષ્ટિ ખીલવવાને તમારા જીવનના પ્રશ્નોની તપાસ કરવાને અને એકાંતમાં રહેવાની ભાવના ખીલવવાને તમને પુષ્કળ વખત મળશે. કેટલાકને એકલા રહેતાં ડર લાગે છે, પણ એકલા રહેવું તે કેવું સુંદર છે, તેનો તમને ખ્યાલ નથી. જ્યારે તમે જાતે વિચાર કરી શકશો જ્યારે તમે એકલાપણાની ભાવના ખીલવશો, ત્યારે લોકોનાં ટોળાં વચ્ચે રહેવાથી જે બળ તમને મળશે, તેના કરતાં એકાંતમાં તમને વધારે બળ મળશે; માટે કેમ્પજીવનનો ગંભીરતાથી લાભ લેવાને અવકાશ એ જરૂરની બાબત છે. આ ગંભીરતા સ્વાભાવિક હોવી જોઇએ. આ ગંભીરતા અમુક વખતે ધારણ કરી બીજી વખતે મૂકી દેવાના ઓવર કોટ જેવી નથી. પણ તે ગંભીરતા સ્વાભાવિક, કુદરતી, ભવ્ય અને ઓજસ્વી હોવી જાઇએ. તે ગંભીરતા કંટાળો આપે તેવી નહિ પણ આનંદમય અને ખુશકારક હોવી જોઈએ. જો તમે આવા ગુણો લાવી ગંભીરતા ખીલવો તો તમારા દરરોજના જીવનના પ્રશ્નોનું નિરાકરણ કરવામાં તમને તે ઘણી મદદગાર થશે.

ઘણાં વર્ષોથી તમને ન મળ્યા હોય તેવા મિત્રો તમને મળે, તોપણ દિવસનો અમુક વખત તમારે એકલા રહેવાની ટેવ પાડવી જોઇએ. આ પાંચ દિવસોમાં બને તેટલા કલાક જાતે વિચાર કરો. તે સમયમાં મન તથા હૃદય પ્રશ્નો પૂછશે, વિશાળ થશે, અને કયાં જવું તે શોધવાની પ્રબળ ભાવના પ્રકટશે.

તે પછી બીજી બાબત મૌન છે. હું આ તમારે વાસ્તેજ કહેતો નથી. લોકો ઘણી મીટીંગોમાં જાય છે, અને જરા પણ સમજ વિના પાછા આવે છે, અને પાછા ગંભીર ચ્હેરે બીજી મીટીંગમાં જાય છે, અને જરા પણ સમજણ વિના તેમાંથી બ્હાર નીકળે છે. આવા લોકોને જોઇને હું આ બાબતો તમને સૂચવું છું.

તમારે કયાં જવાનું છે, અને તે સાધ્ય જે સત્ય છે, જે સર્વને વાસ્તે છે, તે સાધ્ય તરફ જવાનો માર્ગ શો છે, તે તમારે જાતે શોધી કાઢવો જોઈએ. સાધ્ય પ્રાપ્ત કરવાને તમારે હમેશ મીટીંગોમાં હાજરી આપવાની જરૂર નથી. હમેશાં વાતો કરવામાં અથવા લોકોથી બંધાયેલા રહેવામાં લાભ નથી. તમારે અવકાશ, મૌન અને એકાંત મેળવવાં જોઇએ.

તમારે તમારામાં સંસ્કૃતિનું મધ્યબિન્દુ બનાવવું જોઇએ, અને હું ધારૂં છું કે તમે બધા તે કાર્યમાં સહકાર કરશો. જો તમે ચારે બાજુએ લોકોનાં જીવન તપાસશો તો જણાશે કે તેમના વિચાર અને લાગણીને વ્યવહારિક જીવન સાથે કશો સંબંધ નથી. તમારા વિચારો જાણે એક ઓરડામાં જુદા પડી જાય છે, અને બ્હારની દુનિયામાં તમારૂં જીવન જુદું પડી જાય છે. આ કેમ્પ તમને તમારા વિચારો દરરોજના જીવન વ્યવહારમાં ઉતારવાનું શીખવશે.

આ કેમ્પનો હેતુ એ છે કે તમારા મનને સાચી સમજ આપવી કે જેથી તમારા વિચારોને તમે કાર્યરૂપે તમારા વ્યવહારિક જીવનમાં ઉતારી શકો. દાખલા તરીકે દયાનો સિદ્ધાંત વિચારો. તમે બધા વિચારો છો કે તમારાં

બાળકો તેમજ સ્ત્રી પ્રત્યે તમારે દયાથી વર્તવું જોઈએ. પણ ઘણાખરા મનુષ્યોની બાબતમાં તો તે સિદ્ધાંત માનસિક દુનિયામાંજ રહી જાય છે. તમે તેને દરરોજના જીવનમાં ઉતારતા નથી. તમારાં બાળકો, તમારો સ્ત્રીવર્ગ અને તમે પોતે વિકાસ પામી શકો તેવું યોગ્ય વાતાવરણ તમારે ઉત્પન્ન કરવું જોઇએ, તેની તમે દરકાર કરતા નથી. મારા કહેવાનો આશય એજ છે. તમારામાં આ પાંચ દિવસમાં એવી પ્રબળ ઈચ્છા જાગ્રત થવી જોઇએ કે જે ઈચ્છા જીવ-નમાં ઉતરે અને કાર્યરૂપે પરિણમે. તમારી પાસે મોટાં તત્ત્વજ્ઞાન છે, મોટા મોટા વિચારો છે. ભૂતકાળમાં મહાન્ ગુરૂઓ થઇ ગયા. પણ એ સર્વ કેવળ રૂઢીરૂપ થઇ ગયું છે, અને તેમનાં શિક્ષણો તથા તત્ત્વજ્ઞાન કેવળ પુસ્તકોમાં છે, પણ તમારા જીવનમાં નથી.

જો આ કેમ્પ તમે વિજયી ન બનાવો તો દોષ તમારો પોતાનો છે. તમે અહીં આવવાને ઘણું ખર્ચ કર્યું છે. તમારે ઘણો ભોગ આપવો પડયો હશે. એક મારો મિત્ર છ અઠ-વાડીયાં સુધી પગે ચાલીને બલગેરીઆથી ઓમેનની તારક પરિષદ્‌માં ભાગ લેવા આવ્યો હતો. તમે પણ તેવાજ મોટા ભોગ આપીને અત્રે આવ્યા હશો. અને જો તમે તમારા મનમાંથી જે સંતોષવૃત્તિ મન તથા હૃદયને ઉંઘાડીને મારી નાખે છે તેને દુર કરવાનું શીખો નહિ, તો તમે સત્ય કદાપિ શોધી શકશો નહિ, તેમજ પૂર્ણતા-વ્યક્તિગત અનુ-પમતા પ્રાપ્ત કરી શકશો નહિ; અને તમારો પોતાનો વિકાસ અટકી જશે.

તમારા દરરોજના જીવનમાં સંસ્કૃતિ આપનાર બળ તરીકે આવી કેમ્પોનો પ્રભાવ પડવો જોઇએ. આવી કેમ્પોમાં ભાગ લીધા પછી તમારા જીવનમાં તમે જુદા લાગવા જોઇએ. તમે તમારા સ્થુળ જીવનમાં તમારા મનના તથા તમારા હૃદયના વલણમાં જુદા બની જવા જોઇએ. તમે સાચી સમજની રૂબરૂમાં બેઠા છો, તમે તમારા સાધ્યની સમીપમાં બેઠા છો, તેથી તમારામાં તે મહત્તાનો, તે સાચી સમજનો અમુક ભાગ સ્થાપિત થયો હશે. તેથી જ્યારે તમે આ કેમ્પ છોડી જશો ત્યારે લોકોને લાગશે કે તમે જાતે પોતાની સમજદ્વારા તમારા શોક અને તમારા દુઃખદ્વારા સાધ્યને શોધી કાઢયું છે અને તમારામાં તેની સ્થાપના કરી છે.

તમે અમુક વસ્તુઓમાં માનો છો. તમારા બધામાં ભક્તિભાવ છે. પણ એમ તો ઘણાકને માન્યતાઓ તથા ભક્તિભાવ હોય છે. તમારો ભક્તિભાવ તેમજ તમારી સમજ બીજાઓના કરતાં કયી રીતે જુદી પડે છે ? તમારા દરરોજના જીવનમાં, તમારા વિચારોમાં તેમજ તમારી લાગણીઓમાં તમારી ભક્તિ અને સમજને કેવી રીતે ઉતારો છો ? અંધારા કિનારા પર **દીવાદાંડી** તેની પાસે થઇ પસાર થનારા વ્હાણોને ચેતવણી આપવાનું કામ કરે છે, તેમ તમે કયી રીતે **દીવાદાંડીનું** કામ કરો છો ? તમે સામાન્ય લોકગણને કેવી રીતે મદદ કરો છો ? તેજ મહત્વની વસ્તુ છે, બાકી તમે કયાં નામો આપો છો અથવા કયા ચાંદ પહેરો છો, તે બીનમહત્ત્વનું છે. તમે કયી રીતે મદદ કરો છો, તેજ મહત્ત્વનું છે. અને જો તમને સત્યનું બરાબર દર્શન

થયું હોય, અને જો તમે સાધ્યને તમારા હૃદયમાં સ્થાપિત કર્યું હોય તો તમે સાચી મદદ કરી શકો.

કેમ્પ પ્રસંગે મારા સાંજના વ્યાખ્યાનો દરમ્યાન હું તમારી સંમુખ તમારી પોતાનીજ ઇચ્છાઓ મૂકવા માગું છું કે જેથી તમે જાતે જોઈ શકો અને વિચાર કરી શકો, અને તમારા મન તથા હૃદયમાં સાધ્યને સ્થાપિત કરી શકો; અને જોકે કેમ્પના દિવસો એ પવિત્ર દિવસો છે છતાં તમારા જીવનમાં ઢીલાપણું આવવું જોઇએ નહિ. તેનો અર્થ એજ કે તમારૂં ચારિત્ર શિથિલ બનવું જોઇએ નહિ.

કારણ કે સદાચાર જ્યારે જીવનમાં ઉતરે છે, ત્યારે ધર્મિષ્ઠપણું ગણાય છે. જો સદાચાર ન હોય, જો નિષ્પ-ક્ષપાત વિચાર ન હોય, જો પ્રેમમય તથા સંયમિત લાગણી ન હોય તો ધર્મિષ્ઠપણું આપણી પાસેથી ચાલ્યું જાય છે. તે ધર્મિષ્ઠપણું સ્થાપવાને–મન તથા હૃદયની શુભવૃત્તિ સ્થાપવાને દરરોજના જીવનમાં **સદાચારની** જરૂર છે. **સદાચારનો** શો અર્થ થાય છે, તે સંબંધમાં હું વિગતમાં ઉતારવા માગતો નથી. મારા કહેવાનો ભાવાર્થ શો છે, તે તમે સારી રીતે સમજો છો–તમે કેવી રીતે બેસો છો, તમે કેવી રીતે ચાલો છો, તમે કેવી રીતે પોશાક પહેરો છો, તમારૂં મન કેવી રીતે શુદ્ધ થાય છે, તમારૂં હૃદય કેવી રીતે ઉચ્ચ થાય છે–આ બધી બાબતો સદાચારમાં આવી જાય છે; અને જ્યારે તમે સદાચારને તેના વિશાળ અર્થમાં સમજો છો, ત્યારે તમે ધર્મિષ્ઠપણાને સમજો છો; અને **સાચી સમજ** એટલે તમારા હૃદયમાં ધર્મિષ્ઠપણાને ઉતારવું તે.

હવે આપણે મૂળ બાબતપર આવીએ. સાચી સમજ મેળવવાને વાસ્તે તમારા વિચારો નિષ્પક્ષપાતી, બદ્ધમત વિનાના અને સ્વતંત્ર હોવા જોઇએ. આવા વિચારો ખીલ-વવાને તમને અવકાશ હોવો જોઇએ અને આ દિવસોમાં તમને અવકાશ મળશે. તે અવકાશનો સદુપયોગ કરવાને તમારે એકાંત મેળવવું જોઇએ અને એકાંત વાસ્તે તમારે મૌનની જરૂર છે.

છેવટે હું તમને એ બતાવવા માગું છું કે પ્રત્યક્ષ સૌંદર્ય પ્રત્યેના પ્રેમની સમીપમાં પૂર્ણતા રહેલી છે! તેનો અર્થ એ છે કે તમારી આસપાસ સુંદર અને મનોહર વસ્તુઓ હોવી જોઇએ અને તે સુંદરતા તમારા પોતાના પર આધાર રાખે છે.

આખી દુનિયામાં આવી કેમ્પોમાં સુંદરતાની ભાવના ખીલવવી એ આપણું એક મહાન્ કાર્ય થશે.

આવતે વર્ષે હિંદમાં બે કેમ્પો ભરાશે, એક ઉત્તરમાં અને એક દક્ષિણમાં. મદનપલ્લીમાં આપણે પુરતી જગ્યા ખરીદી છે, અને આ સ્થળની આસપાસમાં અમુક જમીન ભાડે લેવાનો વિચાર કરીએ છીએ. આ કેમ્પો પ્રત્યક્ષ સુંદરતાના નમુના રૂપ થાય એવી બનાવવા માગીએ છીએ, કે જેથી કરીને તમે સુંદરતા સુંદરતાને ખાતર જોઈ શકો, તમે જ્યાં જાઓ ત્યાં સુંદરતા જોઈ શકો, અને તમે સુંદર સ્વભાવ ખીલવી શકો. જો તમે સુંદરતાની કદર બુઝી શકો તો તમે સુંદરતા ખીલવી શકો; અને આપણે પાછા તે

સનાતન નિયમ ઉપર આવીએ છીએ કે કોઇ પણ વસ્તુ સમજવાને તમારામાં મહત્તા હોવી જોઇએ.

હે મિત્રો ! મને જીવન ઘણુંજ રસમય લાગે છે, હું મોજશોખ કે ખુશામતના ઘેનમાં પડયો નથી, મને તે વસ્તુઓની ઇચ્છા નથી. કારણકે મને જીવન ઉત્સાહપૂર્ણ લાગે છે અને હું જ્યાં જઉં છું ત્યાં મને શીખવાનું મળે છે. હું આ વ્યાખ્યાન પૂર્ણ કરૂં તે પૂર્વે જેઓ જીવનને નવી રીતે સમજવા માગતા હોય, તેમને પ્રોત્સાહન અને મદદ આપવાને હું માગું છું. નવી સમજ પ્રાપ્ત કરવાને તમારે જુદા જુદા પડદાઓ દૂર કરવા જોઇએ. ભૂતકાળમાં એકઠા કરેલા વિવિધ ઢગલાઓને તમારે દૂર કરવા જોઇએ. તમારે આજથી નવી સ્લેટ હાથમાં લેવી જોઇએ અને તમારાં મન તથા હૃદય ઇચ્છે તેજ બાબતો તે પર લખવી જોઇએ. સુખની પ્રાપ્તિનો આધાર તમારી ઇચ્છાપર રહેલો છે. તમારા દરેકમાં જે સુખ રહેલું છે તે મેળવવાનો આધાર તમારી ઇચ્છાપર રહેલો છે. સાચી સમજ પ્રાપ્ત કરવાને તેમજ તે સાધ્ય મેળવવાને માટે તમારામાં પ્રબળ જવલંત ઇચ્છા હોવી જોઇએ કે જે ઇચ્છા દુઃખમાંથી શોકમાંથી અને અનુભવમાંથી પ્રકટે છે.

હું આશા રાખું છુ કે આ થોડા દિવસોમાં તમે તદ્દન નવા બની જશો અને બીજાને મદદ કરવાની શકિત વાળા તેમજ અંધકારમાં રહેનારાઓને પ્રકાશ અને સમજ આપવાવાળા મહાન્ મનુષ્યો તમે બની જશો*



* ૧૯૨૮ના ફેબ્રુઆરીમાં બનારસમાં સ્ટારકેમ્પ પ્રસંગે આપેલું આરંભનું વ્યાખ્યાન.

# મુક્તિનું દ્વાર.

( એર્ડે કીલ્લામાં ૧૯૨૭ માં આપેલું એક વ્યાખ્યાન. )

તમે મને સાંભળો છો, તેમાંથી કેટલાકના મનમાં એવો વિચાર આવ્યા કરે છે કે કોઈક અજાયબ રીતે હું તમારા ભવિષ્યને દોરી તમને મુકિત આપી દઇશ; હું કોઇક વિચિત્ર રીતે તમને એવો એક મંત્ર આપી દઈશ કે જેથી તમે દુઃખ અને દીલગીરીમાંથી મુકત થઈ જશો.

કેટલાકને એમ પણ લાગે છે કે તેઓ દરરોજ સવારે મારાં વ્યાખ્યાનો સાંભળે છે, તેથી તેમના કપાળ ઉપર હું એવો એક સીકકો લગાવી દઇશ કે જેથી બીજાઓ જોઇ શકે કે તેઓ એર્ડે કિલ્લામાંથી આવેલા છે. જો તમારામાંના કોઇનો પણ આવો ખ્યાલ હોય તો તમે મોટી ભૂલ કરો છો.

તમે મને સાંભળો છો, તેથી તમને મુકિત મળી છે, એવો વિચાર કરવો એ એક જાતની લાલચ છે. પણ મુકિત આપવી એ મારા હાથમાં નથી. હું તો એક દ્વાર છું કે જે દ્વારા તમે, જે મુકિતની ઇચ્છા કરો છો, તે મુકિતને જોઈ શકો. ઉત્પન્ન કરવાની, દુઃખ ભોગવવાની, સુખી થવાની શકિત તમારા પોતાના હાથમાં છે.

દુઃખ, શોક અને ખુશાલીના પરિણામ રૂપે તમારામાં જે વાસનાઓ જન્મે, તે વાસનાઓને તમે જે પળે કાઢી નાખી શકો, તે પળે તમે જે દ્વાર મુકિત ભણી લઇ જાય છે, તે દ્વારમાં પ્રવેશ કરો છો. તે વખતે મુક્તિ એ શું,

તે તમે સમજી શકો છો, પણ જ્યાંસુધી તમે બંધનમાં છો, જ્યાંસુધી તમે વાસનાઓ, વિકારો અને તરંગોના પાશમાં જકડાયેલા છો, ત્યાં સુધી જેને મુક્તિ કહેવાય છે તેની દુનિયાના ઉમરા ઉપર તમે ઉભા છો. જ્યાં સુધી શંકાઓ, ચિંતાઓ અને પ્રશ્નો તમારા હૃદયમાં છે, ત્યાં સુધી મુક્તિ ભણી લઇ જનાર દ્વારના ઉમરા ઉપર તમે ઉભા છો. આનો અર્થ એમ નથી કે તમારામાં શંકાઓ, ચિંતાઓ કે પ્રશ્નો ન હોવા જોઈએ-તેતો તમારામાં હોય, તમારે બધી બાબતો તપાસવી જોઇએ-પણ મુક્તિ ભણી લઇ જનાર દ્વારમાં તમે પ્રવેશ કરો, તે પૂર્વે આ બધી બાબતો તમારામાંથી ચાલી ગયેલી હોવી જોઇએ. કારણ કે મુક્તિ એ શાંતિનો માર્ગ છે.

અને જો તમે એક પછી બીજી વસ્તુઓની પાછળ ભમતા પતંગીઆની માફક અસત્ય વસ્તુ પાછળ ભમતા હો, અને આ રીતે સુખ અને મુક્તિનાં સાધનો શોધી કાઢવા તમે પ્રયત્ન કરતા હો, તો તમે બીનજરૂરનું કર્મ બાંધો છો, અને તમે શોક, દુઃખ અને આંતરયુદ્ધમાં પસાર થઇ નવું કર્મ ઉત્પન્ન કરો છો.

માટે પ્રથમ જરૂરની બાબત એ છે કે તમે **બધી વાસનાઓ દૂર કરો,** કારણ કે તમે શાંતિનો માર્ગ-જે મુક્તિનો માર્ગ છે ત્યાં પહોંચો તે પહેલાં હુંપણાથી તમારે મુક્ત થવું જોઇએ. તમારે બધી વસ્તુઓનો-તમારી માન્યતાઓનો, તમારા દેવોનો અને તમારી ખાલી માન્યતાના ઉપદેશકોનો ત્યાગ કરવાને શક્તિમાન્ થવું જોઇએ,

તાજ તમે મુક્તિ ભણી લઇ જનાર દ્વારમાં પ્રવેશ કરી શકશો.

પણ આમ કરવું એ મારા હાથમાં નહિ, પણ તમારા હાથમાં છે. મેં તમને કહ્યું કે હું તો એક દ્વાર છું કે જેમાં થઇ તમે મુક્તિ ભણી જઈ શકો, અને જો કે દરરોજ સવારે તમે મારી પાસે બેસો છો, તે છતાં મને ભય લાગે છે કે તમારાં મન તથા તમારાં હૃદય ઘણે દૂર હોય છે. કારણ કે જે બાબતો હું તમને કહું છું, તેનો તમને, તમારા હૃદયને તથા તમારા મનને માફક આવે તેવો અર્થ તમે હમેશ કરતા હોછો. તમારે તેનો નવો અર્થ કરવો જોઇએ, અને તેનો અર્થ એટલોજ કે તમારૂં મન સ્વચ્છ અને તમારૂં હૃદય શાન્ત હોવું જોઇએ. બીજી રીતે કહીએ તો તમારે વાસનાઓનો અને ચિંતાઓનો ત્યાગ કરવો જોઇએ. જો તમારે મુક્તિના દ્વારમાં દાખલ થવું હોય તો હું ઇચ્છું છું કે તમારે ઉપરની બધી બાબતોનો ત્યાગ કરવો જોઇએ. તમારે બધી પદ્ધતિઓનો, તેમજ અમુક રીતે વિચાર કરવાની પદ્ધતિનો ત્યાગ કરવો જોઈએ, અને જે વિશ્વવ્યાપી વિચાર તે દ્વારની પેલી બાજુએ છે, તે વિચારમાં સ્થિર થવું જોઈએ. તમે એકજ જીંદગીમાં મુક્તિ મેળવી શકો નહિ. તમે એકજ પળમાં શાંતિ પ્રાપ્ત કરી શકો નહિ. ચાલુ પ્રયત્નથી ચાલુ હૃદયની શંકાઓ અને તેના જવાબોથી, અને ચાલુ માગણીઓથી તમે એવો બગીચો તૈયાર કરો છો કે જેમાં શાન્તિનું વૃક્ષ ઉગવા પામશે.

ઘણા વર્ષોથી મેં તો બધી વસ્તુઓ સામે—રૂઢીઓ સામે, મનુષ્યકૃત નિયમો સામે, શુષ્ક તત્ત્વજ્ઞાનો સામે

બળવો–ઉઠાવ્યો છે, કારણ કે તે બધાથી મને સંતોષ થયો નહોતો; તેથી મને સ્વસ્થતા શાંતિ અને ચોકસતા મળ્યાં નહિ. પણ હવે મને શાંતિ મળી છે. હવે હું પોતે શાંતિરૂપ થયો છું, તેથી જો મારાથી બને તો મેં પ્રાપ્ત કરેલી નિશ્ચયતાની ભાવના, સ્વસ્થતાની ભાવના અને શાંતિની ભાવના તમને જણાવવા અને આપવા માગું છું. કારણ કે જો તમારામાં શાંતિ નહિ હોય તો તમે બ્હારની દુનિયાને ખાત્રી કરાવી શકશો નહિ, તેમજ બીજાને મદદ કે દીલાસો આપી શકશો નહિ. તમારી અંદર અને તમારી ચારે બાજુએ ક્ષણિક સુખો, દુઃખો, શોક, નજીવી બાબતો, અને ચિંતાઓ આવી રહેલાં છે. જયાંસુધી તમે તેના પર જય ન મેળવો, જ્યાં સુધી જે મુક્તિ તમારીજ અંદર રહેલી છે તેની તમને ખાત્રી ન થાય, જ્યાં સુધી મુક્તિ ભણી લઈ જનારા દ્વારની તમને ખાત્રી ન થાય, જ્યાં સુધી તમને પોતાના બળમાં વિશ્વાસ ન આવે ત્યાં સુધી તમે ચિંતા-ગ્રસ્ત રહેશો, ત્યાં સુધી તમે દુઃખી થશો, અને તમારા હૃદયમાં ચાલુ બંડ ચાલ્યા કરશે; અને તેમ થવુંજ જોઇએ, કારણ કે હૃદયના બળવા વિના, આંતર યુદ્ધ વિના અને શોધ કરવાની વૃત્તિ વિના, મુક્તિ ભણી લઈ જનારા દ્વારને તમે શોધી શકશો નહિ. મુક્તિ બહારથી નહિ પણ અંદ-રથી આવે છે, અને હું ભાર દઇને તે બાબત ઉપર તમારૂં ધ્યાન ખેંચવા માગું છું; કારણ કે તમે બીજાઓને બદ-લાવવાને, અને તમારી ઈચ્છાશક્તિ પ્રમાણે તેમજ તમારી ખાસ વૃત્તિઓ પ્રમાણે બીજાઓના વિચારો દોરવાને ઇચ્છો છો. હું પણ ઈચ્છું છું કે હું તમારા દરેકમાં મારી જાતને

પ્રતિબિંબિત કરી શકું, કારણ કે પછી તમે આવતી કાલે મુક્તિ મેળવી શકશો—ના, આ પળે મેળવી શકશો—પણ મારામાં ગમે તેટલી ભાવના, પ્રેમ કે સ્નેહ હોય તો પણ એમ બની શકતું નથી. સઘળી વસ્તુઓમાંથી મારી જાતથી પણ, છુટા થવાને તમારામાં પ્રબળ ભાવના હોવી જોઇએ કે જેથી તમે બ્હાર જઈને જે લોકો દુઃખની જાળમાં સપડાયેલા હોય તેમને સ્વતંત્ર—મુક્ત બનાવી શકો.

આ બાબત હૃદયમાં રાખી, તમે કેમ અને કેવી રીતે મુક્તિના દ્વાર આગળ આવવા માગો છો, એ હું જાણવા માગું છું; કારણ કે **ખાલી** નહિ પણ **ભરેલા** હાથ, હૃદય અને મન સાથે તમારે આવવું જોઇએ. દાખલા તરીકે, જ્યારે તમે મંદિરે જાઓ છો, જ્યારે તમારી અંદર રહેલા સત્યની બાહ્ય આકૃતિને પૂજો છો, તમે પુષ્પ લઇ જાઓ છો, અને તમે ધૂપ સળગાવો છો, ત્યારે તમે અનેક બાહ્ય વસ્તુઓથી ભરેલા હો છો. તેજ રીતે તમે જ્યારે મુક્તિના દ્વાર આગળ આવી પહોંચો, ત્યારે તમારાં હૃદય તથા મન ભૂતકાળની જીંદગીઓના, ભૂતકાળની ઇચ્છાઓના, અને ભૂતકાળની ભાવનાઓના અનુભવોથી ભરેલા હોવા જોઇએ. **અમુક અંશે તમે કાંઈ પ્રાપ્ત કરેલું હોવું જોઇએ; અને મોટે ભાગે તમે કાંઈક નાશ કરેલું હોવું જોઇએ, તેમજ ભૂતકાળમાં પોષેલી ઘણી બાબતો તમે પાછળ મૂકેલી હોવી જોઈએ.** સ્વાભાવિક રીતે સાધ્યની પ્રાપ્તિ વાસ્તે મનુષ્યોને અનેક જન્મો લાગે છે; અને હું જોઇ શકું છું કે મુક્તિનું દ્વાર જ્યાં શાંતિ છે, જ્યાં ચોકસતા છે, અને જ્યાં શંકાની છાયા

પણ નથી, ત્યાં પહોંચવાને મને ઘણા જન્મ થયા છે, અને તમારામાંથી જેઓ થોડી પળોમાં મુક્તિ મેળવવા ઇચ્છે છે, તેઓ નિરાશ થશે.

તેમાં ઉતાવળનો કે વખત ચાલ્યા જવાનો પ્રશ્ન નથી; કારણ કે જો તમારામાં પ્રબળ ભાવના હશે, તો વખત જેવી વસ્તુ રહેતી નથી.

આ મુક્તિ મેળવવાના,-શાંતિના માર્ગભણી લઇ જનારા દ્વારમાં પસાર થવાના-ઘણા માર્ગ છે. હું તો દાખલા તરીકે આ દ્વારની ઉપમાનો ઉપયોગ કરૂં છું. વસ્તુતઃ એવું કાંઈ દ્વાર નથી. તમારા મગજમાં કોઇ સ્થળે દ્વારની અથવા દ્વારની પેલીપારના માર્ગની કલ્પના કરતા ના. તે દ્વાર તમે પોતે છો, તે દ્વાર હું પોતે છું. જે પળે તમે તે દ્વારમાંથી પસાર થશો, જે પળે તે દ્વાર જે તમારી અંદર છે, અને જે તમે પોતે ઉઘાડી શકો છો, તેનો તમને સાક્ષાત્કાર થશે, તે પળે તમે મુક્તિના માર્ગનું પ્રથમ પગથિયું લીધું છે. મેં આ મુક્તિની ઇચ્છા કરી છે, અને મેં તે મુક્તિ મેળવી છે. કારણ કે કોઇ પણ વસ્તુથી મને સંતોષ થયો નહિ, મને તૃપ્તિ થઇ નહિ. મને શોકના પ્રસંગો હતા, મને ઘણા ઉપભોગના પ્રસંગો હતા, પણ તે કશાથી મને સંતોષ થયો નહિ. જે શાંતિને જગત શોધે છે, અને જે શાંતિ પ્રાપ્ત કરવાની હતી, તે શાંતિ મારા પોતાનામાં છે, એવું મને જણાયું નહિ, ત્યાં સુધી મને સંતોષ થયો નહિ. જ્યાં સુધી મને શાંતિ મળી નહિ, તે શાંતિનું જ્ઞાન પ્રાપ્ત થયું નહિ, ત્યાં સુધી હું મુક્ત થયો

નહતો. પણ મારા હૃદયમાં તે દ્વાર મેં એકવાર જોયું ત્યારે હું બધી વસ્તુઓ ફેંકી દેવાને, મુક્ત થવાને અને જાતે શાંતિનો માર્ગ થવાને શક્તિમાન્ થયો.

તો તમારે પણ મુક્તિના દ્વાર આગળ આવી પહોંચવું જોઇએ. આ મુક્તિનું દ્વાર હું છું અને તમે પોતે છો. આપણે બધા એકજ માર્ગ પર છીએ. તમારે તે દ્વાર આગળ આવી તે ઉઘાડવું જોઇએ. હવે તે ઉઘાડવાના અનેક માર્ગ છે. કાંતો તમે મુકિત વાસ્તેની પ્રબળ ભક્તિથી ઉઘાડી શકો, અથવા બધી ઇચ્છાઓ પર જય મેળવી શકે તેવી તીવ્ર ઇચ્છાથી તમે તે ઉઘાડી શકો, અથવા કશાથી પણ સંતોષ ન પામે અને જે ઉપર ઉપરના આનંદથી શાંત ન થાય કે જીતાય નહિ, તેવા શોકદ્વારા તમે તે ઉઘાડી શકો, અથવા જે અસાધારણ સુખ તમારા આખા સ્વભાવમાં વ્યાપી ગયું હોય અને જે સુખ તમે બીજાઓ સાથે વ્હેંચવાને ખુશી છો, તે સુખ દ્વારા ઉઘાડી શકો અથવા જ્યારે તમારામાં બીજાઓનો ઉદ્ધાર કરવાની, બીજાઓને તે શાશ્વત સુખ આપવાની પ્રબળ વૃત્તિ કે ભાવના જાગ્રત થશે, ત્યારે તમારામાં તે મુકિત ભણી લઇ જનારૂં દ્વાર ઉઘાડવાની અને તેમાં દાખલ થવાની શકિત આવશે.

અથવા તમે જગતની અનેક પ્રકારની સમૃદ્ધિ મેળવી હોય, અથવા જગતમાં કોઈ પદવી કે સત્તા મેળવી હોય, અને તમે આ પ્રમાણે સ્થૂળ પદાર્થોના શિખરે પહોંચી તમારી જાતને કહી શકો કે “આની પણ પેલી પાર કાંઈક હોવું જોઇએ. આ બધી જડ વસ્તુઓની પેલી પાર

કોઇક અદ્દ્ભુત અને સુંદર વસ્તુ તરફ લઇ જનારૂં દ્વાર હોવું જોઇએ.”

અથવા જગતના જ્ઞાનથી,–તેમજ પુસ્તકો, વિજ્ઞાન, તત્ત્વવિદ્યા તથા ધર્મો જે આપી શકે તે–જ્ઞાનથી સંતોષ પામી તમે તે મુક્તિના દ્વારને હજી શોધી શકો છો. અથવા ખરૂં ડહાપણ મેળવી તમે તમારી આસપાસ પુષ્કળ દુઃખ અને શોક જુઓ છો, અને તેમાંથી તમે મુકત થવા માગો છો. જો તમારામાં આમાંની કોઇ પણ ઇચ્છા પ્રબળ અને અસરકારક હશે, તમારા સમગ્ર જીવનમાં ધબકતી હશે, તો તમારે વાસ્તે તે દ્વાર ઉઘડી જશે. પણ જો તમારી ઘુંટણ નિર્બળ હશે, તમારા હાથ ખાલી હશે, જો તમે બીજાઓથી દોરાવા માગતા હશો, તમારામાં રહેલું મુકિતનું દ્વાર તમારે વાસ્તે બીજો ઉઘાડે તેમ તમે આશા રાખતા હશો, તો તમે હજી બ્હારની દુનિયામાંજ છો કે જયાં તમે તમારી વાસનાઓથી ખેંચાઇ જાઓ છો.

માટે તમારે મારી પાસે અથવા આ મુક્તિના દ્વાર પાસે ખરા અનુભવ સાથે–ખરા જ્ઞાની બનીને–આવવાનું છે. ખરૂં જ્ઞાન એ અનુભવનું પરિણામ છે; અને જયારે તમે તે રીતે આવશો, ત્યારે તમને ખરી રીતે જણાશે કે જે દ્વારને તમે તમારી બ્હાર ઘણે દૂર આવેલું માનતા હતા, તે તમારી પોતાની અંદર છે. તે કમળની માફક ત્યાં આવેલું છે, અને તેમાં જગતની સુગંધ, રસ અને ભવ્યતા રહેલાં છે.

**મુક્તિનું દ્વાર જે હું પોતે છું, તે દ્વારમાં કેવળ**

તમારે ડોકીઆં કરવાનાં નથી, કેવળ તેને જોઇને બેસી રહેવાનું નથી. તમારે તે પ્રમાણે જીવન ગાળવું જોઇએ. તમારે તેના ભાગ રૂપ થઈ જવું જોઇએ. બીજા શબ્દોમાં કહીએ તો તે મુકિતને તમારા હૃદયમાં તમારે સાથે લઇને ફરવું જોઇએ કે જેથી તે મેળવીને તમે તમારા મિત્ર તરીકે તેની સાથે સદા રહી શકો, કારણુ કે તે મુકિત કદાપિ નિસ્તેજ થતી નથી, તેમજ બદલાતી નથી.

તેથી હું તમને પુછું છું-અને આ પ્રશ્ન તમને દરેકને લાગુ પડે છે-તમારે આ પ્રશ્ન બીજાને પુછવાનો નથી, પણુ તમારી જાતને લાગુ પાડવો જોઇએ-કે તમે કેવી રીતે આ દ્વાર આગળ આવી પહોંચ્યા છો ?

તમે તે દ્વાર આગળ કયાં પુષ્પોની ભેટ લાવો છો કે જે ભેટ તમારી આંતર પ્રબળ ભાવનાનું બાહ્ય સ્વરૂપ હોય ?

જગતમાં એટલું બધું દુઃખ, એટલી બધી દીલગીરી અને એટલી બધી વેદના છે કે આ દ્વારનું થોડું પણુ જ્ઞાન આપણામાંથી જેમને હોય, તેમણે દુનિયામાં જઇ બીજાઓને જ્ઞાન અને મુકિત આપવાં જોઇએ.

તે કારણુથીજ મારામાં જીવન છે, તેથી મને આનંદ થાય છે, અને તેથીજ દરરોજ હું પ્રવૃત્તિ કરી રહ્યો છું. મને હવે મુકિત મળી છે, અને શાંતિ મળી છે. તેથી જો તમને મારા વચનમાં વિશ્વાસ હોય તો માનજો કે બીજા લોકોને સુખી કરવાની, બીજા લોકોને મુકિત આપવાની, અને જેઓ ચિંતામાં, શોકમાં

અને દુઃખમાં છે, તેમને મુક્તિનું દ્વાર કે જ્યાં શાંતિ અને સ્વસ્થતા છે, જ્યાં માર્ગજ શાંતિરૂપ બની રહે છે, અને જ્યાં માર્ગજ બધી વસ્તુઓના ફળ રૂપ બની જાય છે, તે દ્વાર ભણી લોકોને દોરવાની, મારામાં બધો વખત તીવ્ર ભાવના વર્તે છે. કારણ કે ત્યાં દરરોજ ઉંચે ચઢવાનાં પગથિયાં નથી, તે તો બધી વસ્તુઓના અંતરૂપ છે. ત્યાં આધ્યાત્મિક પ્રગતિનાં પગથિયાં નથી. ત્યાં બધી વસ્તુઓનો અંત આવે છે, અને મનુષ્ય શાંતિના માર્ગ સાથે એક રૂપ થઇ જાય છે. અને દરેક પ્રસંગે જ્યારે જ્યારે હું તેનો વિચાર કરૂં છું-અને હું ઘણીવાર વિચાર કરૂં છું-તે વખતે હું લોકોને મુક્ત કરવાને, લોકોને તે દ્વાર બતાવવાને અને આ મુક્તિ તેમને આપવાને માગું છું. મેં જય મેળવ્યો છે, અને મેં મુક્તિ અને શાંતિ શોધી કાઢી છે, તેથી સ્વાભાવિક રીતે હું તે તમને આપવા માગું છું. તેથી સ્વાભાવિક રીતે તે દ્વાર ઉઘાડવા માગું છું કે જેથી થોડી વારને વાસ્તે ઢંકાઈ ગયેલી સત્યતા તમે જોઇ શકો. તમારે તે મુક્તિના-તે સત્યના ભક્તો અને શિષ્યો થવું કે જેથી તમે બધી વસ્તુઓનો ત્યાગ કરી શકો, અને બધી વસ્તુઓને તે એક પ્રબળ ભાવનાને મદદ કરનારી બનાવો.

આ ભાવના એટલી જવલંત તમારામાં હોવી જોઇએ કે જેથી તમારી બધી વસ્તુઓને-તમારાં દુઃખોને, તમારા શોકના પ્રસંગોને, તમારી ચિંતાઓને, તમારી ક્ષુદ્ર બાબતોને તમારી અદેખાઇને, અને તમારા ક્રોધને-આ એક મુખ્ય સાધ્યની પ્રાપ્તિનાં સાધનો તમે બનાવી શકો.

એક ગરીબ મનુષ્ય લક્ષાધિપતિ થવાને માગે છે, તેનો વિચાર કરો. જેને પોતે જગતમાં સુખનું મોટામાં મોટું સાધન ગણે છે તે ધન મેળવવાની, ધન એકઠું કરવાની એકજ પ્રબળ ઇચ્છા છે. તેથી તે પાછળજ પોતાનું ચિત્ત ચોંટાડે છે, અને તેથી પોતાને સ્વતંત્ર બનાવી સુખ આપી શકે, એવા લાખો રૂપીઆ મેળવવા માટે તે પોતાના દષ્ટિ બિન્દુઓને, અને પોતાની ઇચ્છાઓને વિશાળ બનાવે છે. તેથી જો તેનામાં આ પ્રબળ ઇચ્છા હોય તો તેણે વિશાળ દૃષ્ટિબિન્દુ રાખવું જોઇએ. પોતાની શકિતઓનો પુરતો ઉપયોગ કરવો જોઇએ. તેનામાં બહુજ શકિતઓ અને આગળ વધવાની કુનેહ હોવી જોઇએ કે જેથી અમુક મર્યાદિત વખતમાં તે પોતાના સાધ્ય બિન્દુએ પહોંચી શકે. તેથી તમારે દરેકે આ મુકિતની ઇચ્છાને તમારા સાધ્ય તરીકે સ્થાપવી જોઇએ, અને બીજી બધી બાબતોને તે સાધ્યની મદદગાર બનાવવી જોઇએ. તમારી બધી વફાદારીઓ, તમારા બધા પ્રેમનાં સંબંધો, તમારા અંગત સ્નેહ સંબંધો—સાધ્ય પ્રાપ્તિ આગળ ગૌણ બની જવા જોઇએ કે જેથી તમે જાતે મુકિતરૂપ થઈ જાઓ, ને પછી મુકિત તમારામાં જન્મશે.

જેવી રીતે મને મુકિત મળી છે તેવી રીતે મુકિત તમને એક વાર મળી જશે, એટલે તમે સાધ્ય બની જશો, તમે પોતેજ છેવટના બિન્દુરૂપ થઈ જશો, કારણ કે તેની પેલી પાર કાંઈ વધારે નથી. મનુષ્યને જગતમાં સુખ અને મુકિત સિવાય બીજું શું જોઇએ છે? અને એક વાર તે

મળ્યા પછી બીજી બધી વસ્તુઓ ચાલી જાય છે. તમે પોતેજ સાધ્ય બનો છો, ઉત્પાદક બનો છો, અને બધી શોધોના, બધા વિચારોના અને બધી વસ્તુઓના અંતિમ સ્વરૂપ બની જાઓ છો. અને મેં તે મેળવ્યું છે, હું સાધ્ય છું, હું મુક્તિ છું--તેથીજ હું તે તમારી સાથે વ્હેંચી લેવા માગું છું. હું તમને તે મુક્તિના ખરા શિષ્યો બનાવવા માગું છું, પણ તમારામાં તે પ્રાપ્ત કરવાની પ્રબળ ઈચ્છા હોવી જોઇએ. જે લોકોને મુક્તિની પ્રબળ ઈચ્છા હોય છે તેમને વાસ્તે જગતમાં કોઈ દર્શનો (Schools of thought) હયાત નથી, તેમને વાસ્તે કોઈ પુસ્તકો લખાયાં નથી; કારણ કે તેઓ બધી બાબતો પોતાની મેળે શીખે છે. જેઓ હજી શંકાશીલ છે, જેઓ હજી ફાંફાં મારે છે, જેઓ શોક, દુઃખ, ચિંતા અને નજીવી બાબતોની ધમાલમાં પકડાઇ ગયા છે, તેઓ અમુક ચોપડીઓ વાંચે, તેઓ જ્યાં અમુક તત્ત્વજ્ઞાન શીખવાય છે, જ્યાં અમુક ક્રિયાઓ કરવામાં આવે છે, અને જ્યાં અમુક મર્યાદાઓ છે, તેવી સંસ્થાઓમાં જોડાય; પણ જેમને મુક્તિનીજ એક પ્રબળ ભાવના છે, તેમને વાસ્તે કોઇ પણ સંસ્થાની જરૂર નથી. જો તમે એવી સંસ્થામાં દાખલ થશો તો તમે તમારી જાતને અને તે પ્રબળ ભાવનાને ખોઇ બેસશો, અને તમે તે સંસ્થામાં બળવો ઉઠાવશો, કારણ કે તમે કોઇ પણ સત્તાના, તેમજ બીજા મનુષ્યોના વિચારોના પરતંત્ર નથી. તમારામાં એવી ભાવના હોવી જોઇએ કે જે બધી બાબતો તપાસે, અને તમારી તથા મુક્તિના પ્રબળ સુખની વચ્ચે જે કાંઇ આડે આવતું હોય તેનો નાશ કરે.

તમે અહીં છો તેટલો વખત હું ધારૂં છું કે તમે જે દ્વાર ખુલ્લું છે તે દ્વારને-જે ખુલ્લો થયેલો દરવાજો શાંતિના માર્ગ જાણી લઈ જાય છે, તે દરવાજાને-કેટલેક અંશે જોઇ શકો છો. પણ તમે તે માર્ગને સ્પષ્ટતાથી અને મર્યાદા વિના સમજી શકો,-તે પૂર્વે તમારે તમારી આંખપરના પડલ દૂર કરવા જોઇએ, તમારે તમારા હું-પણાનો નાશ કરવો જોઇએ, અને તમારી જાત સાથે સખ્ત થવું જોઈએ. આ મર્યાદા તમારી પોતાની ઉભી કરેલી છે, તે શાંતિના માર્ગ પર આવેલી નથી. જ્યારે તમે તે દ્વાર આગળ આવી પહોંચો ત્યારે મુક્તિ અને સુખ આપી શકે, તેવો નવો વેષ પહેરવાને તમારે તૈયાર રહેવું જોઇએ. સઘળી વસ્તુઓ તજીને તમારે નગ્ન રૂપે આવવું જોઇએ. તમારે મુક્ત થવાને યાગ કરવો જોઇએ, શાંતિ ભણી લઈ જાય તે માર્ગ પર તમારે ચાલવું જોઇએ. જેવી રીતે મોતીની શોધમાં નીકળેલો કોઈ મનુષ્ય ઉંડા પાણીમાં ડુબકી મારે છે, જગત જેને કીમતી ગણે છે, તેવા એક નિરૂપયોગી મોતીને સારૂ તે પોતાની જીંદગી જોખમમાં નાંખે છે, તેવી રીતે તમારે ભીતરમાં ઉંડા ઉતરવું જોઇએ, નગ્ન થવું જોઇએ, તમારી જાતને ભૂલી જવા તૈયાર થવું જોઇએ, અને તમારી જાતને ભૂલી જવાની તમારામાં હિમ્મત હોવી જોઇએ.

મને મુક્તિ અને અત્યંત સુખ પ્રાપ્ત થયું છે, વળી હું શાંતિનો માર્ગ છું, તેથી બીજાઓ તે માર્ગે પ્રવેશ કરે, એમ હું ઇચ્છું છું. મારામાં ખરેખરો પ્રેમ છે, મારામાં લોકોનો ઉદ્ધાર કરવાની, લોકોને શોકમાંથી બચાવવાની

પ્રબળ ભાવના છે, તેથી લોકોને તે શિક્ષણ આપવાને હું પૃથ્વીના તળ ઉપર વિચરીશ.

તમારા હૃદયનાં દ્વાર ઉઘાડાં રાખો કે જેથી તમે મુક્તિમાં દાખલ થઇ શકો, અને જેથી તમે જાતે મનુષ્ય-જાતિના ઉદ્ધારક બની શકો, તેથી તમે બ્હાર જઇને જે લોકો દુઃખી અને શોકાતુર છે, તેમને બતાવી શકો કે **તેઓની સ્વતંત્રતા, તેઓનું સુખ, તેઓની મુક્તિ તેમના પોતાના હાથમાં છે.**

---

# સમજપૂર્વકની વિચારક્રાંતિ.

---

સુખનું સામ્રાજ્ય અમુકને વાસ્તે નહિ પણ સર્વને વાસ્તે છે, અને જ્યારે નવું કર્મ બંધાતું અટકે છે, ત્યારે સુખના સામ્રાજ્યની પ્રાપ્તિ થાય છે, અને મનુષ્ય મુક્તિ મેળવે છે. કર્મને લીધે મનુષ્ય જન્મમરણના ચક્ર સાથે બંધાય છે. હવે જો આ ચક્રમાંથી મુક્ત થઈ ખરૂં સુખ પ્રાપ્ત કરવું હોય તો કર્મ શી રીતે બંધાય છે, અને તેનાથી શી રીતે મુક્ત થવાય છે, તે આપણે જાણવું જોઇએ. જન્મ-મરણના ચક્રના આરા દુઃખ અને ચિંતાના બનેલા છે. આપણે જાણવું જોઇએ કે નવાં કર્મો બાંધવાનું આપણા હાથમાં છે, તેમજ તે નહિ બાંધવાનું અને આ રીતે જન્મ-મરણના ચક્રને અટકાવવાનું કામ પણ આપણી સત્તામાં છે. એક જીંદગીમાં મનુષ્ય એક ગરીબ ભીખારી હોય, અને તે પોતાનાં શુભ કાર્યોથી બીજા ભવમાં મોટા રાજા તરીકે જન્મે. એક ભવનો નિર્ધન મનુષ્ય બીજા ભવમાં મોટો ધનિક બને, અને ધનિક મનુષ્ય નિર્ધન બને. જન્મમરણનું ચક્ર ચાલ્યાં જ કરે છે. જેને મુક્તિનો ખ્યાલ આવ્યો છે, તેને વાસ્તે તે ચક્ર બંધ થઇ જાય છે.

જ્યાં સુધી હુંપણું છે ત્યાં સુધી કર્મ છે. જો હુંપ-ણાને તમે નાશ કરી શકો તો જન્મમરણનું ચક્ર બંધ થઈ જાય છે, અને તમે મહાત્માપદે પહોંચો છો. મનુષ્ય જેવું વાવે છે તેવું લણે છે. મનુષ્યના અજ્ઞાની વિચારો, મૂર્ખતા-ભરી લાગણીઓ અને મૂર્ખતાભર્યાં કાર્યો તેના માર્ગમાં નકામા

છોડવાઓ ઉભા કરે છે. મનુષ્યના જેવા વિચારો, લાગણીઓ અને કાર્યો હોય છે, તે પ્રમાણમાં પરિણામ આવે છે. હુંપણું નાશ થતાં કર્મ નાશ પામે છે, અને કર્મો નાશ પામતાં તે મનુષ્ય વાસ્તે સુખના સામ્રાજ્યના દરવાજા ખુલ્લા થઇ જાય છે. તમારા પોતાના સિવાય તે જન્મમરણના સતતગતિથી ચાલતા ચક્રને કોઇ થોભાવી શકે નહિ. પણ જ્યારે તમને ભાન થાય કે એક મહાન્ અગ્નિની જ્વાળાના તમે ભાગ-રૂપ છો, અને તે જ્વાળા વિચારો, વાસનાઓ અને કાર્યોની પેલીપાર છે, અને જે પળે તે તમારા દિવ્ય અંશ સાથે તમે એક રૂપ થાઓ છો, તેજ પળે જન્મમરણના ચક્રની ગતિ તમારે વાસ્તે ધીમી પડવા લાગે છે. જેવી રીતે જ્વાળામાં લાક-ડાના કકડા નાખવાથી તે જ્વાળા વધારે જોશથી બળે છે, તેજ રીતે ઘણા આત્માઓ તે દિવ્ય જ્વાળા સાથે ભળવાથી તે દિવ્ય જ્વાળા વધારે ભવ્ય અને તેજસ્વી બને છે. હું તે જ્વાળામાં દાખલ થયો છું. મુક્તિ મેળવનાર જીવો તે દિવ્ય જ્વાળાના ભાગરૂપ બની જાય છે.

હે મિત્રો ! આ સનાતન અને અચળ નિયમ તમારે સ્મરણમાં રાખવો જોઇએ કે હુંપણાનો નાશ કરવાથી સુખના સામ્રાજ્યના બગીચાની દીવાલો તૂટી જાય છે, અને તમે મુક્તિ પ્રાપ્ત કરી શકો છો. વળી બીજું મોટું સાધન એ છે કે તમારે પર્વતના ઝરાની માફક નિર્મળ અને શાંત બનવું જોઇએ.

હું તમને તમારૂં સાધ્ય નક્કી કરવામાં મદદ કરવા માગું છું. હુંપણાનો નાશ તેજ શાંતિનું સ્થળ છે. પ્રિયતમ મારામાં

વસે છે. હું પ્રિયતમ થયો છું, અને હું તમને મારા જેવા બનાવવા માગું છું; તે વાસ્તે ઘણા જન્મોના અનુભવના પરિણામે જે બળ તમે પ્રાપ્ત કર્યું છે, તે બળને હું વધારવા માગું છું. તમારી ઉચ્ચ ભાવનાઓ પ્રબળ થાય, તમારી નિર્બળતાઓ સામે તે ટકી શકે, અને તમારો પ્રેમ ખીલી નીકળે, તેમ કરવા હું માગું છું; પણ સૌ કરતાં વધારે તો હું તમારાં મન તથા હૃદયને પવિત્ર બનાવવા માગું છું, કારણ કે બીલોરી કાચ જેવી **પવિત્રતા** અને ખરી **ધગશ** સિવાય તમે તમારૂં સાધ્ય જોઈ શકશો નહિ. વળી તે સાથે તમે જેમ બને તેમ **સરળ** બનો એમ જોવા હું માગું છું, કારણ કે સરલતા એ ઘણા અનુભવોનું, ઘણા જ્ઞાનનું, મહાન્ ઉદ્દેશનું અને ઊમદા ભાવનાઓનું પરિણામ છે.

એક શાંત જંગલમાં એક નાનું તળાવ આવેલું છે. તે તળાવ ઉપર લીલી શેવાલ વળી ગઈ છે. કોઈ પણ પ્રાણી તે તળાવમાં રહેતું નથી, તેમજ કોઈ પણ પશુ તે તળાવનું પાણી પીતું નથી. કારણ કે તે પીવાથી મૃત્યુ થાય છે. તેમજ તે તળાવમાં ઉપરના આકાશમાંની વસ્તુઓનું પ્રતિબિંબ પડી શકતું નથી. તે તળાવ શાંત છે, તેનું પાણી વ્હેતું નથી, અને તેથી તે ગંધાવા લાગે છે. ત્યાં ગતિ કે જીવન નથી; પણ બીજે વરસે પુષ્કળ વરસાદ પડે છે, પવનનું ભારે તોફાન થાય છે, શેવાલ દૂર ખસી જાય છે, અને તળાવનાં પાણી આનંદથી નાચવા માંડે છે, આ રીતે વિકાસક્રમ ચાલે છે. બ્હારના સંયોગો આપણને અસર કરે છે, અને આપણે આગળ વધીએ છીએ. પણ જો તળાવમાં પવનનું તોફાન

ઉત્પન્ન કરવાની અને પોતાની સુંદરતાને ઢાંકતી શેવાલને દૂર કરવાની શક્તિ હોય તો તે તળાવનો વિકાસ ઘણી ત્વરાથી થાય. તેવી રીતે બ્હારના સંયોગો આપણને અસર કરે અને આપણો વિકાસ થાય, તેના કરતાં આપણે આપણો વિકાસ પોતાના હાથમાં લઈએ અને પોતાની સ્થિતિને અંતરથી બદલાવીએ તો ઘણી ત્વરાથી આપણે આગળ વધી શકીએ.

વિકાસ એટલે ચાલુ ક્રાન્તિ. ઉપર વર્ણવેલા તળાવની માફક આપણે સંતોષ પામી બીજા વર્ષ સુધી અથવા ઘણી ઋતુઓ સુધી બેસી રહીએ, અથવા તો આપણી અંદર જાતે ફેરફાર કરી શકીએ. આપણે ચાલુ ફેરફારો કરીને અનેક જાતના રોગો, વાસનાઓ એકઠી કરેલી વસ્તુઓ અને રાગના બંધનોથી આપણી જાતને મુક્ત કરી શકીએ.

જ્યારે કોઈપણ જાતના મહાન્ ફેરફારની પાછળ કાંઈ ઉદ્દેશ કે વિચાર હોતો નથી, ત્યારે તે ફેરફાર સમજ વગરનો કહેવાય છે. સમજ વગરનો ફેરફાર એ કુદરતની વિરૂદ્ધ છે. જીવનના સમજ વગરના ફેરફારથી સત્ય અને તમારી વચ્ચેની દિવાલો તૂટતી નથી, પણ ઉલટું તમારો માર્ગ ગુંચવણભર્યો બને છે. સમજ વગરની ક્રાન્તિ–ફેરફાર એ ઘાતકી, અવિચારી અને હેતુવગરના બાળક જેવો છે. બીનસમજનો ફેરફાર બીજાઓ પ્રત્યે ઘણી અસહિષ્ણુતા દાખવે છે.

હવે આપણે **સમજપૂર્વકના ફેરફારનો** વિચાર કરીએ. તેનું બીજું નામ વિકાસક્રમ છે, અથવા દિવ્ય અસંતોષને લીધે આપણે આપણી વર્તમાન સ્થિતિથી સંતોષ નહિ પામતાં આપણને સાધ્યની સમીપ લઈ જાય, તેવી

સ્થિતિ ઉભી કરવા આપણે બનતો પ્રયત્ન કરીશું. દિવ્ય અસંતોષને લઇને મનુષ્યને તેની તે સ્થિતિમાં પડી. રહેવું ગમતું નથી. જ્યાં સુધી સત્યની પ્રાપ્તિ ન થાય, જ્યાં સુધી પ્રિયતમની ઝાંખી ન થાય, જ્યાં સુધી પ્રિયતમ તમારામાં આવીને વસે નહિ, ત્યાં સુધી તમને સંતોષ થવો જોઇએ નહિ. કારણ કે સંતોષ થયો એટલે જંગલના શેવાલવાળા તળાવ જેવી સ્થિતિ થઇ. ત્યાં વિકાસ અટકી જાય છે.

સમજપૂર્વકનો ફેરફાર મનુષ્યને સંકુચિત વિચારો અને ભાવનાઓમાંથી છુટો કરે છે. સંકુચિત વિચારનો મનુષ્ય અસહિષ્ણુ બને છે. તે બીજાને પોતાના વિચારના કરવા મથે છે, તે બીજાઓના કાર્યમાં માથું મારે છે, અને સુંદરતા, મિત્રતા અને પ્રેમનો નાશ કરે છે. વિચારપૂર્વકનો ફેરફાર આગળથી બાંધી રાખેલા મતોની વિરૂદ્ધ હોય છે. એક પર્વત ઉપર સૂર્યનો પ્રકાશ પડી રહેલો છે. પર્વત ઘણો સુંદર લાગે છે, તેવામાં વચમાં એક વાદળ આવે છે. પર્વતનું સૌંદર્ય ચાલ્યું જાય છે. સૂર્ય તે સત્ય છે; અને આપણે પર્વત સમાન છીએ, અને વાદળ તે બદ્ધમત છે.

વળી વિચારપૂર્વકનો ફેરફાર એ દરેક જાતના જુલમનો અને બીજાઓપર સત્તા ચલાવવાની વૃત્તિનો વિરોધી હોય છે, કારણ કે બીજાપર સત્તા ચલાવવાની વૃત્તિથી અસહિષ્ણુતા જન્મે છે. વળી સમજપૂર્વકનો ફેરફાર, દ્વેષ, અરૂચિ, અને પોતાની વર્તમાન સ્થિતિથી માનેલો સંતોષ-એ સર્વની વિરૂદ્ધ હોય છે, કારણ કે આ બધાથી દુઃખ ઉત્પન્ન થાય છે. જો તમારામાં સમજપૂર્વકનો ફેરફાર કરવાની વૃત્તિ હશે

તો તમારામાં ઉત્પાદક શક્તિ પ્રકટશે, તમે હેતુપૂર્વકનું જીવન ગાળશો, અને તમે તમારા નિશ્ચયોને અમલમાં મૂકી શકશો.

એક દિવસ હું જંગલમાં ફરવા ગયો હતો. આકાશ સ્વચ્છ હતું અને પૃથ્વી હસતી હોય તેમ તેનો ચ્હેરો જણાતો હતો. તેવામાં પ્રથમ પવનથી ઘસડાઇને વાદળ આવ્યું. અને એક વૃક્ષ ઉપરથી કબુતર ઉડતું આવ્યું. તે કબુતર આનંદથી બુમો પાડતું હતું. પવનની સાથે બાથ ભીડતું હતું, અને વાદળથી દૂર ભાગતું હતું. મુક્ત પુરૂષ કબુતર જેવો છે, તે સ્વતંત્ર છે. તે જન્મમરણના ચક્રની પેલીપાર છે. તે દેવોથી પણ ઉંચે છે, કારણ કે દેવો પણ જન્મમરણની જાળમાં સપડાયેલા છે. અને નહિ મુકિત પામેલો મનુષ્ય તે વાદળ જેવો છે. દરેક પ્રકારનો પવન તે વાદળને આમતેમ હડસેલે છે. **અવિચારી, બીનઅનુભવી, અજ્ઞાની,** અને **નિર્બળ મનુષ્ય** વાદળ જેવો છે, કારણ કે તેને પોતાના સાધ્યનું ભાન નથી, અને શા હેતુથી કાર્ય કરે છે, તેનો તેને ખ્યાલ નથી. તે વૃક્ષ નીચે હું બેઠો, હું કબુતરની માફક સ્વતંત્ર છું. પવનનો ઝપાટો મને અસર કરતો નથી, એમ મને લાગ્યું, કારણકે સુખના સામ્રાજ્યના દ્વારમાં પેઠા પછી પોતાના સાધ્યના, પોતાના બળના, તેમજ પોતાની શક્તિઓના સંબંધમાં જરા પણ શંકા હોતી નથી.

મેં તે સ્થિતિ પ્રાપ્ત કરી છે, હું મુક્તિમાં દાખલ થયો છું, તેથી મારી સ્વાભાવિક ઇચ્છા તે સ્થિતિનો તમને અનુભવ કરાવવાની છે. જો મારાથી બને તો હું તમારા

કર્મનો નાશ કરૂં. પક્ષી જાળમાં બંધાય તેમ તમે કર્મથી બંધાએલા છો, અને હું તમારા જન્મમરણનું ચક્ર અટકાવી શકું નહિ. પણ કર્મથી મુકત થવાની અને જન્મમરણના ચક્રને અટકાવવાની પ્રબળ ભાવના **તમારામાં** આવવી જોઇએ. મારામાં રહેલો નાનો "હું" મારા પ્રિયતમ તરફના પ્રેમના અગ્નિમાં બળી ગયો છે. હું તમારામાં સાધ્ય પ્રત્યેનો તેવો પ્રબળ પ્રેમ સ્થાપવા માગું છું, કે જે કોઈ પણ પ્રકારના પવનથી ડગે નહિ, અને તમે તમારૂં સાધ્ય ચૂકી આડાઅવળા ભમો નહિ. જો કે તમારૂં દૃષ્ટિબિંદુ વિશાળ હોય પણ જ્યાં સુધી તમને મુક્તિ નથી મળી ત્યાં સુધી તમે બીજાઓ કરતાં જુદા નથી. તમે પણ બીજાઓની માફક જાળમાં સપડાયેલા છો. હું તમને બીજાની વાડીનાં પુષ્પોમાં આનંદ લેવાને કહેતો નથી, તેમજ બીજાના ઝરાનું પાણી પીવા સૂચવતો નથી. તમારે જાતે તમારો બગીચો બનાવવો જોઇએ, જાતે તમારો ઝરો પ્રકટાવવો જોઇએ. તમારે તે મુકિતને તમારા સાધ્યરૂપે એવી રીતે પ્રકટાવવી જોઈએ કે જેથી બીજી કોઇ પણ બાબતથી લલચાઈને તમે તમારૂં સાધ્ય ભુલી જાઓ નહિ.

તમારા પરના પ્રેમને લીધે મારી એજ પ્રબળ ભાવના છે કે તમે તમારૂં સાધ્ય નક્કી કરી તે દિશામાં ત્વરાથી ગતિ કરવા માંડો.

મનુષ્યમાં સંકુચિતતા છે, અજ્ઞાન છે, અને બદ્ધમતતા છે. તેથી તેમની અને સાધ્યની વચ્ચે મોટી દીવાલ ઉભી થયેલી છે. તે દીવાલ તોડવામાં તમને મદદ કરવી એ મારો હેતુ છે. તેને વાસ્તે તમારી અને તમારા સાધ્યની વચ્ચે—તમારી અને મારી વચ્ચે કોઈ દેવોની કે મંદિરોની

જરૂર નથી. આ બધી બહારની બાબતો છે. તમારામાં કદાપિ ન હોલવાય તેવી અગ્નિ પ્રકટાવવાને હું તમારામાં તેવી પ્રબળ ભાવના પ્રકટાવવા માગું છું કે જેથી તમે જાતે મુકત થાઓ, તમે જાતે ગુરૂ થાઓ, અને જગત સુખી થાય.

સાધ્યની સમીપ તમને લાવે તેવો પૂલ હું બાંધવા માગું છું. તમારામાં મુકિત–પૂર્ણતા મેળવવાની અને જન્મ-મરણના ચક્રમાંથી મુકત થવાની પ્રબળ ઇચ્છા હોવી જોઇએ. પણ તે ઇચ્છા **બીજા કોઈની** નહિ પણ તમારી **પોતાની** હોવી જોઇએ. સંકુચિતતાનો, મર્યાદાઓનો, અને તમારી અનેમુકિતની વચ્ચે ઉભેલી દીવાલોનો નાશ કરવાને તમારે તેનું કારણ શોધી કાઢવું જોઇએ. અને તે કારણ તે હુંપણું છે. હુંપણુંજ મનુષ્યન મુકિતથી દૂર રાખે છે, હુંપણાથીજ મુકિતની ભાવના દેખાતી નથી. જ્યાં સુધી આ હુંપણાના નાશ ન થાય, સર્વથા તે નિર્મૂળ ન થાય ત્યાંસુધી કર્મ ઉભું રહેવાનું. કર્મનો નાશ થતાં જન્મમરણનું ચક્ર નાશ પામશે. અને આ બન્નેનો નાશ થતાં તમે દુઃખ, શોક, ક્ષણિક હર્ષ અને વિષાદના પ્રસંગોથી મુકત થશો. હુંપ-ણાને લીધેજ તમે પૃથ્વી ઉપર અનેક જીંદગીઓમાં ભમ્યા કરોછો. વિચારપૂર્વકની ક્રાન્તિ–સમજપૂર્વકનો ફેરફાર સંકુ-ચિતતા, મર્યાદા, અને એકતરફી વિકાસનો નાશ કરવામાં મદદગાર થાય છે. દરેક મનુષ્ય બળવો ઉઠાવે છે, પણ તે સમજ વગર ઉઠાવે છે. કોઇ નિશાળમાં જાઓ તો ત્યાં તમને જણાશે કે ત્યાંના વિદ્યાર્થીઓ ચાલતી સ્થિતિથી અસંતુષ્ટ હોય છે, અને તેઓ બળવો ઉઠાવવા માગે છે, પણ તે આંધળો અને સમજવગરનો હોય છે. પર્વતમાંથી

વ્હેતી નદી ખડકો ઉપર થઈ પોતાનો માર્ગ કરે છે. પણ જો તે નદીને સંયમમાં ન રાખવામાં આવે તો લોકોને સુખી કરવાને બદલે દુઃખી કરે; પણ તેની આસપાસ કિનારા બાંધવામાં આવે છે, ત્યારે તે નદી ઉપયોગી થાય છે. તમે ઘણા અનુભવોમાં પસાર થયા છો, અને તેના પરિણામે જે ફેરફાર તમે કરો તે સમજપૂર્વકનો ગણાય. જ્યારે ફેરફાર કરવાની વૃત્તિ સાથે સાચી સમજ ભળે છે, ત્યારે જ્યાં જ્યાં હું સંતાઇ રહ્યો હોય તેવા દરેક ખુણાને તમે શોધી કાઢો છો, અને તેનો નાશ કરવાનો તમે પ્રયત્ન કરો છો. તમારી અંદરની ક્રાન્તિ–ફેરફારથી તમે તમારા હુંપણાને હલાવો છો, તે બ્હાર આવે છે, અને તમે તમારા જ્ઞાનથી તેનો નાશ કરો છો. કેટલાક જીવો દરેક જીંદગીમાં અમુક અનુભવ મેળવતાં મેળવતાં આગળ વધે છે. બીજા કેટલાક જીવો સાધ્યને જુએ છે, અને સાધ્ય સાથે તન્મય થઈ જાય છે. તમે ગમે ત્યાં હો પણ અનુભવ વિના તમે મુક્તિ પ્રાપ્ત કરી શકો નહિ. હુંપણાના નાશથી મને મુક્તિ મળી છે. માટે જેને મુક્તિ મેળવવાની ઇચ્છા હોય, તેનામાં હુંપણાનો નાશ કરવાની તીવ્ર વૃત્તિ હોવી જોઇએ. અને હુંપણાનો નાશ કરવાને તેની બરાબર પરીક્ષા કરવી જોઇએ. અને જ્યાં જ્યાં તે જણાય, ત્યાં ત્યાંથી તેને શોધીને તેનો સમજપૂર્વક નાશ કરવો જોઇએ. જો સાધ્યબિન્દુ તમે બરાબર જોઈ શકો તો તેની સાથે એક થવાની તમારામાં પ્રબળ ભાવના જાગશે, કે જેથી મહાજવાળારૂપ સાધ્યના તમે ભાગરૂપ થઇ જશો, અને પછી તે નાના "હું" નો નાશ કરી શકે તેવો દીપક તમે દરેકમાં પ્રકટાવી શકશો.*

* (સ્ટાર માસિકમાં આવેલા એક લેખ પરથી)

# પર્વતના શિખરે.

જેવી રીતે પુષ્પની સુગંધ પુષ્પમાં રહેલી છે, તેવી રીતે મુક્તિની શોધ અને તેને વાસ્તેનો પ્રયત્ન તમારામાં હોવો જોઇએ. જેમ સુગંધ એ પુષ્પનો એક વિભાગ છે, તેવી રીતે તમારી આ શોધ તમારા જીવનના ભાગ રૂપ બની જવી જોઇએ. મુક્તિની પ્રાપ્તિ માટે તમારામાં યોગ્ય રીતે પ્રયત્ન કરવાની ઈચ્છા દૃઢ રીતે સ્થાપિત કરવી, તે મારો ઉદ્દેશ છે, તે મારી પ્રબળ આકાંક્ષા છે. જેવી રીતે પુષ્પને સુગંધ સ્વાભાવિક છે, જેવી રીતે મધમાખીને મધ એકઠું કરવાની વૃત્તિ સ્વાભાવિક છે, તેવી રીતે મુક્તિની પ્રાપ્તિની ઇચ્છા તમારામાં સ્વાભાવિક થઈ જવી જોઈએ કે જેથી હું ચાલ્યો જઉં અને તમારા હેતુ, તમારા બળ અને તમારા નિશ્ચય સંબંધી કહેવાનું, પ્રેરણા આપવાનું, પ્રોત્સાહન આપવાનું અને જાગ્રત કરવાનું બંધ કરૂં તો પણ તમે જાતે તે મુક્તિરૂપી સાધ્યને જોઇ શકશો, અને મુક્તિના શિષ્યો તરીકે તમે જગતમાં જઇને, જેઓ હજી ફાંફાં મારે છે, જેઓએ હજી પ્રકાશ જોયો નથી, તેમને ખાતરી કરી આપશો અને તમારા જ્ઞાનદ્વારા, તમારા બળદ્વારા, તમારા નિશ્ચયદ્વારા, અને તમારા સાધ્યની પ્રાપ્તિદ્વારા તેમને દીલાસો આપી શકશો.

જેવી રીતે પુષ્પની સુગંધ પુષ્પમાં રહેલી છે, તેવી રીતે સત્યનો પ્રકાશ, સાધ્ય પ્રાપ્તિની ઈચ્છા, અને સુખનાં

દ્વાર ઉઘાડવાની શક્તિ તમારામાં રહેલી છે. તમારામાં રહેલા તે છુપા સત્યને જાગ્રત્ કરવું એજ મારો હેતુ છે, પણ તમે જીવનના મારા દૃષ્ટિબિન્દુને અનુકૂળ થાઓ, અથવા તો તે બાબતને તમારા જીવનમાં કોઇ પણ રીતે ઉતારો, તેવું કહેવા હું માગતો નથી.

જ્યારે તમને મુક્તિ મળી હશે, જ્યારે તમે પોતે સાધ્યરૂપ થયા હશો, ત્યારે તમને જણાશે કે સઘળા માર્ગો, સઘળી વિચારશ્રેણીઓ, સઘળા સ્વભાવો, સઘળા પંથો, સઘળા સંપ્રદાયો, સઘળાં તત્ત્વજ્ઞાનો, સઘળા ધર્મો આ મુક્તિમાં ભેગા ભળી જાય છે, કારણ કે તેઓનું મૂળ ત્યાં છે. જેમ કળીમાં ખીલવાની અને જગતને પોતાની સુગંધ આપવાની એકજ ઇચ્છા હોય છે તેવી રીતે તમારામાં મુક્તિ પામવાનો પ્રબળ નિશ્ચય જાગવો જોઇએ. મારે લીધે કે બીજા કોઇને લીધે નહિ, પણ સાધ્યને પ્રાપ્ત કરવાની, સાધ્યને પહોંચવાની, અને જન્મમરણના ચક્રના પંઝામાંથી છૂટા થવાની તમારામાં પોતાનામાં ભાવના છે, તે માટે આ સત્યને તમારે સ્વીકારવું જોઇએ.

એક છોડવાનો વિચાર કરો, તે મુક્તિ મેળવવાને, તેના જીવનનો હેતુ સિદ્ધ કરવાને અને વિકસિત પુષ્પરૂપે થવાને પાનખર ઋતુ અને શિયાળામાંથી પસાર થાય છે. નવો જન્મ લેતાં પહેલાં વૃદ્ધાવસ્થા અને મરણની સ્થિતિમાંથી પસાર થાય છે. તેવી સ્થિતિ મુકત થયેલા આત્માઓની છે. જેવી રીતે કોઈ સોની કે ચિત્રકાર કે સંગીતશાસ્રી એક દિવસના શ્રમથી પોતાની કળામાં નિષ્ણાત થઇ શકતો નથી, તેવી રીતે મુકત થયેલા આત્માઓ પણ એક

દિવસના શ્રમનું ફળ નથી. કારણ કે જ્યારે પૂર્ણતા પ્રાપ્ત થાય છે ત્યારે એક પળમાં પ્રાપ્ત થાય છે, પણ તે પૂર્ણતા ઘણી જીંદગીઓના પ્રયત્નોની, ઘણી જીંદગીઓની ભાવનાઓની અને પ્રબળ ઇચ્છાઓની પરાકાષ્ઠા છે.

જેવી રીતે નાનું ઝરણું તેના જન્મથીજ ખંતપૂર્વક દરિયાને મળવાનો ટુંકામાં ટુંકો રસ્તો પસંદ કરે છે, તેવી રીતે જ્યારથી તમે તમારૂં સાધ્યબિન્દુ જાણો અને જુઓ ત્યારથી તે સાધ્યબિન્દુ ગમે તેટલું દૂર હોય તો પણ તમારે આ જગતની ધમાલ, અસત્યતા, અને દરેક દિશામાં ભટકાવતી આ માયામાં થઈને તમારો રસ્તો ખંતથી અને હેતુપૂર્વક શોધી કાઢવો જોઇએ કે છેવટે તમે મુકિત-રૂપી દરિયો શોધી કાઢો અને શાંતિના સ્થળ ભણી લઈ જનારાં દ્વાર તમે ખુલ્લાં કરી શકો. ઘણા લોકોને એવો ખ્યાલ હોય છે કે તેઓ ઘણા થોડા દિવસોમાં મુકિત પ્રાપ્ત કરી શકે, પૂર્ણતાની ભવ્યતા મેળવી શકે, અને સુખના સામ્રાજ્યમાં દાખલ થઈ શકે. પણ ઘણી જીંદગીઓના પ્રયત્નોને પરિણામે, ચાલુ વિવેકદ્વારા ચાલુ પસંદગીદ્વારા, ચાલુ આત્મભોગ દ્વારા, ચાલુ વિજયદ્વારા, જેનાથી દુઃખ ઉત્પન્ન થાય તેવી વસ્તુઓના ચાલુ ત્યાગદ્વારા, અને જેનાથી બળ અને શાશ્વતતા પ્રાપ્ત થાય છે તેવી વસ્તુઓના ચાલુ સ્વીકારદ્વારા, પૂર્ણતા પ્રાપ્ત થાય છે.

'મારૂં જીવન ઘણી જીંદગીઓના પરિણામ રૂપ અને પરાકાષ્ઠા રૂપ છે. અને હવે મુકિત અને

## સુખના રાજ્યનાં દ્વાર મેં ઉઘાડી નાખ્યા છે, અને તેમાં હું દાખલ થયો છું.

જે મેં પ્રાપ્ત કર્યું છે, તે ઘણા શોકનું, ઘણા સુખનું, ઘણી પ્રબળ ભાવનાનું અને પ્રારંભથી કરેલા દૃઢ નિશ્ચયોનું પરિણામ છે. માટે તમે જે પળે સાધ્યને જુઓ, તેજ પળથી તમારામાં તે સાધ્યને પ્રાપ્ત કરવાનો-સાધ્યને પહોંચવાનો-પ્રબળ નિશ્ચય હોવો જોઈએ. હું જાણું છું કે જેવી રીતે પૃથ્વીમાં રહેલું બીજ પ્રકાશને મેળવવાને અત્યંત પ્રયત્ન કરે છે, તેવી રીતે મેં પ્રયત્ન કર્યો છે, પણ તેમાંજ મુકિત રહેલી છે. અમુક બાબત ત્યાગ કરવાની અને અમુક બાબત સ્વીકારવાની, અમુક બે વસ્તુઓ વચ્ચે વિવેક કરવાની, અને પોતાનું સમગ્રબળ એકત્ર કરવાની ક્રિયામાંજ મેં મુકિત મેળવી છે. ત્યાંજ સત્ય રહેલું છે. ચાલુ દરરોજના પ્રયત્નમાં, મુકિતના પ્રકાશના ધોરણે દરરોજ સત્ અને અસત્ વચ્ચે વિવેક કરવામાં, મુકિતની પ્રાપ્તિ રહેલી છે, પણ બીજા કશામાં તે રહેલી નથી. તે મારા ચાલુ પ્રયત્નમાં મેં મારૂં મુખ સદા પર્વત ભણી રાખ્યું હતું, અને તેથી મારી પીઠ ખીણભણી વળેલી હતી. મારી પાછળ શું હતું, તેનો મેં કદી વિચાર કર્યો નહિ. કારણકે શાશ્વત પ્રકાશવાળું પર્વતનું શિખર મને આતુરતાથી આમંત્રણ આપી રહ્યું હતું. અને તેથી હું એકજ દિશામાં-પર્વતના શિખર ભણી-ગયો. જો કે ભૂતકાળમાં શીખવા યોગ્ય પાઠો હોય છે છતાં ભુતકાળરૂપી ખીણ તરફ મેં મારી પીઠ રાખી હતી.

પણ હવે હું પર્વતના શિખરે પહોંચ્યો છું. અને રસ્તામાં ખાડાઓ કયાં છે, રસ્તાની બાજુએ આવેલાં લલચાવનારાં સ્થાનકો કયાં છે, તેના જાણકાર તરીકે મદદ કરવાની પ્રબળ ભાવના સાથે હું જગત આગળ એક ભોમીઆ તરીકે ઉભો છું. અને મારા હૃદયમાં તમારે વાસ્તે જે પ્રેમ ઉભરાઇ રહ્યો છે, તે પ્રેમને લીધે હું તમને તે ખીણના સાંકડા રસ્તાઓનો ત્યાગ કરવાને, નહિ જણાય તેવા અંધકારમાં આવેલા આડા અવળા રસ્તાઓ તજી દેવાને, અને મારી સાથે મુક્તિના પ્રકાશમાં ચાલવાને કહું છું. તમે જો એક પગલું ભૂલભર્યું ભરશો તો સીધા ઢોળાવ પરથી ચોક્કસ નીચે ગબડી પડશો, એવા ભયની ચેતવણી આપનારો અવાજ તમને પર્વતના શિખર પરથી સંભળાય; પણ જોકે તે ચેતવણીનો અવાજ સ્પષ્ટ હોય, પણ ખીણમાંથી તેમજ લલચાવનારી છાયામાંથી બ્હાર નીકળવાનો પ્રયત્ન ઘણો પ્રબળ હોવો જોઇએ કે જેથી ચોકખા સૂર્યના પ્રકાશમાં અવાય કે જ્યાં છાયા હોતી નથી અને ભૂલ ભરેલાં પગલાં હોતાં નથી. તમારામાં જેનાથી ખરેખરો નિશ્ચય પ્રકટે તેવા ઉદ્દેશનું બળ, શક્તિ અને ખુમારી તમારામાં આવે તે માટે તમારે મુક્તિ રૂપી ઝરાનું પાણી પીવું જોઈએ, કે જેનું પાન દેવો પણ કરે છે.

તમે ઘણી વાર એમ કહો છો, "હું મુક્તિ રૂપી શાંતિના દ્વાર સુધી તમારે પગલે ચાલવા ઈચ્છું છું, પણ મારે મારી સાથે મારા મિત્રોને, મારી વાસનાઓને લઈ જવી જોઈએ. આ અથવા પેલી વસ્તુનો બોજો તો મારી સાથે રહેશે. અમુક વિચાર કે અમુક લાગણી તો મારી

પીઠ પર રહેશે. તે સિવાય હું તમારી સાથે આવી શકીશ નહિ. તે તો મારા ટેકાઓ છે. મારા કાર્યોના, મારી ભાવનાઓનાં ફળ છે." હે મિત્ર! જો તું તેમ કરવા માગતો હો તો તું ઉંચ સ્થળે આવી પહોંચીશ નહિ. ત્યાં તો મનુષ્યે તદ્દન નગ્ન થઇને આવવાનું છે, સઘળી જાતના બંધનોમાંથી, સઘળી જાતની ગુંચવણીભરી જાળમાંથી છુટા થઇને ત્યાં આવવાનું છે; ત્યાં તમને મુક્તિનો નવો ઝભ્ભો પહેરાવવામાં આવશે. જો કોઇ વ્હાણ ડુબતું હોય તો તેનો કપ્તાન જાણે છે કે વ્હાણને તરતું રાખવું હોય તો તેણે ભારે વજનનો સામાન વ્હાણમાંથી દરિયામાં ફેંકી દેવો જોઇએ. **તેમ તમારે પણ સર્વ વસ્તુઓનો ત્યાગ કરવો જોઈએ, સર્વ વસ્તુઓને તજી દેવી જોઈએ, સઘળા બોજાઓથી મુક્ત થવું જોઇએ, સઘળી જાળમાંથી છુટવું જોઇએ. સઘળા વિચારોથી, સઘળા પ્રકારના સ્વાર્થથી, કાર્યની ઇચ્છાથી અને કાર્યના ફળની ઇચ્છાથી તમારે મુક્ત થવું જોઇએ.** તમે જયારે પર્વતના શિખરે આવી પહોંચશો, ત્યારે તમને જણાશે કે **ત્યાગની ક્રિયામાંજ મુક્તિનો ઝભ્ભો તમને પ્રાપ્ત થયો હશે.**

જો અગ્નિની જવાળાને સતેજ રાખવામાં ન આવે, તે અગ્નિને નિરંતર બળતો રાખવાને પ્રોત્સાહન, પ્રબળ ઇચ્છા અને નિશ્ચય ન હોય તો તે ઓલવાઈ જાય છે. તેવીજ રીતે મુક્તિના સત્યને પોષણ આપવામાં ન આવે, તો તમારી અંદરનું તે સત્ય મરી જાય છે. દિવ્યતાનો સ્ફુલિંગ બધામાં રહેલો છે. પછી તે જંગલી મનુષ્ય હોય કે સંત હોય, સુધરેલો હોય કે બીનસુધરેલો હોય, ધોળો, ઘઉંવર્ણો કે

કાળો હોય. તે સર્વમાં રહેલા સ્ફુલ્લિંગને સતેજ રાખવો જોઇએ અને તેને ફુંકીને મોટી જ્વાળા રૂપ બનાવવો જોઇએ, તે એટલે સુધી કે છેવટે તે મુક્તિ રૂપી શાશ્વત જ્વાળાના ભાગ રૂપી બની જાય. તે સ્ફુલ્લિંગને તમારે અનુભવરૂપી પંખાવડે ફુંકવો જોઇએ કે તે છેવટે એટલો મોટો પ્રબળ અને સશકત થાય કે, જે જ્વાળા મુકિતના-સુખના સામ્રાજ્યમાં રહેલી છે, તે જ્વાળાના ભાગ રૂપ થાય.

અનુભવ મેળવવાની વિકાસક્રમની જે રીત છે, તેમાંથી તમે છૂટા થઇ શકશો નહિ. પણ જો તમે ડાહ્યા હો તો તમે પસંદગી કરશો, અમુક વસ્તુનો ત્યાગ કરશો અને તમને જે મદદરૂપ થાય તથા તમને જે હરકત રૂપ થાય તે બે વચ્ચે વિવેક કરશો. અનુભવમાં પસાર થવાથીજ તમે મુકિતના દ્વાર આગળ આવી પહોંચો છો, પણ એકનો એક અનુભવ લીધા કરવાથી જરૂર કર્મ બંધાય છે. તેનો આપણે એક દાખલો વિચારીએ. ઘણા માળવાળું મકાન લો. દરેક માળ ઉપર બારીઓ છે. જેટલા મનુષ્યો અને જેટલા સ્વભાવો છે, તેટલી બારીઓ છે, અને દરેક બારી જુદું દૃષ્ટિબિન્દુ પુરૂં પાડે છે. જો કે દરેક બારીમાંથી બ્હારનો દેખાવ એકસરખો લાગે છે, છતાં બીનઅનુભવી મનુષ્ય દરેક બારીમાંથી બ્હાર જોવા માગે છે. તે એક બારીએથી બીજી બારીએ તેના તે માળ ઉપર ફર્યા કરે છે. અને જ્યાં સુધી દરેક બારીમાંથી તે શીખવા લાયક શીખી ન લે, જ્યાં સુધી દરેક ખુણાપરથી દેખાવ ન જુએ ત્યાં સુધી તે ઉપરને માળે જવા ના પાડે છે.

જીંદગી પછી જીંદગી ચાલી જાય છે, અને તે એક બારીએથી બીજી બારીએ જાય છે. તેના તે માળ ઉપર એક પગથિયેથી બીજે પગથિયે જાય છે; અને દરેક પગથિયે તે શોક, દુઃખ, સુખ અને ખુશાલીની જાળમાં સપડાય છે. તે અસત્ અને જુઠી બાબતમાં ફસાય છે. દરેક માળે એક દેવ અને તેના મુઝાવરો હોય છે. દરેક માળે એક મંદિર હોય છે, અને અમુક ક્રિયાઓ તથા વિધિઓ હોય છે. દરેક માળ પર અમુક જાતની માગણીઓ, રીવાજો, વિચારો, વાસનાઓ, તૃષ્ણાઓ, ચિંતાઓ અને શંકાઓ હોય છે. બીનઅનુભવી મનુષ્ય આ બધા પગથિયાઓમાં પસાર થાય છે, અને પોતાના જ્ઞાનથી, સાચું શું અને જુઠું શું, તે સ્વીકારે છે કે ત્યાગ કરે છે.

જ્યાં સુધી તે બીજાની ઇચ્છા પ્રમાણે ચાલે છે, જ્યાં સુધી તે બીજાની સત્તાને માન આપે છે, ત્યાં સુધી તે તે માળ પરજ પડી રહે છે.

હવે એક બીજા પ્રકારનો મનુષ્ય છે, જેનામાં જોસભેર ફેરફાર કરવાની પ્રબળ ભાવના છે. તેણે તે મકાનના ભોંયતળીએથી ખુલ્લા આકાશને જોયું છે. દરેક બારી આગળ અટકીને તેમાંથી જોવાની તેને ઇચ્છા નથી, કારણ કે તેનામાં કલ્પનાશકિત છે, અને તે કલ્પનાશકિતને વિકાસના સાધન તરીકે વાપરે છે. જ્ઞાનની જીજ્ઞાસાથી ખેંચાયેલો તે, જુઠા દેવો, ધર્મગુરૂઓ, અને પુસ્તકો, ખોટા સિદ્ધાંતો અને માન્યતાઓને પાછળ મૂકી એક પછી એક પગથીયે ઝડપથી આગળ વધે છે. દરેક બારી આગળ થોડો સમય ઉભો રહે

છે, દરેક માળ ઉપરનો અનુભવ ગ્રહણ કરે છે. એમ કરતાં કરતાં તે છેક ઉપરને માળે આવી પહોંચે છે કે જ્યાં મુક્તિ રહેલી છે. અનુભવનો હેતુ અસત્યનો ત્યાગ તમને શીખવવાનો છે, કે જેથી જેવી રીતે વ્હાણ ભંગ થયેલો મનુષ્ય લાકડાના ઢીમચાને વળગે છે, તેવી રીતે તમે સત્યને વળગો. ફક્ત શાશ્વત અને સનાતન સત્ય જે મુક્તિ છે, તેને તમે વળગી રહો. જ્યારે તમને તે સત્યનું દર્શન થયું હશે ત્યારે તમે રસ્તા ઉપરના કોઇ પણ મંદિર આગળ, ગમે તેવા છટાદાર ઉપદેશક આગળ અટકશો નહિ. કારણકે ઉપદેશકો, જે મુક્તિની દેવો પણ ઇચ્છા કરે છે, તેનો ઉપદેશ કરી રહ્યા હોય છે. જ્યારે તમે એકવાર સાધ્યને જોયું હોય છે, ત્યારે અનુભવમાંથી પસાર થવું તે પણ મુક્તિ રૂપ બને છે.

મેં સાધ્યને પ્રાપ્ત કરવાની ઉત્કંઠા તમારામાં સ્થાપવા પ્રયત્ન કર્યો છે કે જેથી તમે જાતે તે પર્વતના શિખરે પહોંચવાને પ્રયત્ન કરશો કે જ્યાં મુક્તિ છે–જ્યાં સુખ છે. જ્ઞાન અનુભવથી જન્મે છે, પ્રજ્ઞા એ દુઃખ અને વિવેકનું પરિણામ છે. જો તમારામાં મુક્તિની પ્રબળ ઇચ્છા અને જ્ઞાન સ્થાપન થયાં હશે તો તમે તમારા ઉદ્દેશથી ડગશો નહિ, તમારો નિશ્ચય ઢીલો થશે નહિ, પણ તમારૂં બળ બમણું વધી જશે. કારણ કે મેં કહ્યું છે તે પ્રમાણે મુક્તિ-સુખ એજ એક મંદિર છે, એજ એક સાધ્ય છે, એજ એક સત્ય છે, જેને વાસ્તે પ્રયત્ન કરવાની જરૂર છે. જે પ્રાપ્ત કરવા યોગ્ય છે તે એકજ સત્ય છે કે જ્યાં સઘળા લોકો આવી પહોંચશે, અને જે સત્યને સઘળા પ્રકારના, સઘળા સ્વભાવના અને સઘળી જાતિના જીવો પ્રાપ્ત કરશે.

જો તમે એક વાર તે સાધ્યને જોયું હશે, તેનાં દર્શન કર્યાં હશે, તો તમને કદાપિ શંકા પડશે નહિ, તમે આડે અવળે રસ્તે લલચાઇ જશો નહિ, તમે તમારી અને તમારા સાધ્યની વચ્ચે દીવાલો ઉભી કરશો નહિ, અને તમારે તે સાધ્યને સમજાવનારા વચલા મનુષ્યોની જરૂર પડશે નહિ. થોડા સમયમાં ચાલ્યા જવાના એવા દેવોને પૂજવાને તમે રસ્તાપરના મંદિરો આગળ થોભશો નહિ. કારણ કે સઘળા દેવો અસત્ છે, અને તે નાશ પામશે. મુક્તિ અને સુખ-રુપી મહાન્ સત્યજ ટકશે, અને અર્ધસત્યો, અર્ધસત્યતાઓ, અને સાધ્ય પ્રાપ્ત કરવાની નિર્બળ ઇચ્છાઓ મરી જશે, તમારામાં તે નાશ પામશે, તમે એકાગ્ર થશો, અને તમારી આ પ્રબલ ભાવવાની સિદ્ધિ માટે તમારી દિશા ચોક્કસ નક્કી થયેલી હશે, અને તમારા ઉદ્દેશને મજબૂત કરવામાં આવ્યો હશે.

હવે સાધ્યનું દર્શન અને સાધ્યની પ્રાપ્તિ આ બે વસ્તુઓ તદ્દન જુદી છે. તમારામાંથી મોટો ભાગ એમ માને છે કે મુક્તિનું દર્શન થવાથી તમને તેમની પ્રાપ્તિ થઇ ગઈ. એ વાત ખરી છે કે વિકાસક્રમના ગમે તે પગથિયે, તમે સઘળી વસ્તુઓનું છેવટનું પરિણામ–મુક્તિને જોઈ શકો, પણ **જોવું અને સાક્ષાત્કાર કરવો, દર્શન અને પ્રાપ્તિ** એ બે જુદી વસ્તુ છે. તમે અમુક વસ્તુ જોઇ છે માટે તમે તે પ્રાપ્ત કરી છે, એવું એક ક્ષણ વાર પણ કલ્પતા ના. કારણ કે ખીણમાં રહ્યા રહ્યા પણ તમે પર્વતના શિખરને હંમેશ જોઈ શકો. મેદાન ઉપરથી તમે પર્વતના શિખરને તેની પૂર્ણતા તથા ગંભીરતા સાથે સ્પષ્ટપણે જોઈ શકો. પણ

તમે ખીણમાં ઉભા હો કે મેદાનપર ઉભા હો, પણ તમારી અને પર્વતના શિખરે પહોંચવાની વચ્ચે ઘણું અંતર કાપવાનું છે, ઘણી અડચણો પર જય મેળવવાનો છે, ઘણા જંગલોમાંથી પસાર થવાનું છે, ઘણી નદીઓ ઓળંગવાની છે. હિમ્મતવાન, અનુભવી અને તીવ્ર ભાવનાવાળો, અને પર્વતના શિખરે પહોંચવાની પ્રબળ ઇચ્છાવાળો મનુષ્ય ગમે ત્યાં ઉભો હોય તોપણ પર્વતના શિખરે પહોંચવાને હિમ્મત ધરશે અને પ્રયત્ન કરશે. તેથી મારો ઉદ્દેશ તમારા હૃદયમાં તથા તમારા મનમાં સાધ્યની પ્રાપ્તિની, મુક્તિ અને સુખની પ્રાપ્તિની પ્રબળ ઇચ્છા ઉત્પન્ન કરવાનો છે. મુક્તિ અને સુખની ભવ્યતા નીહાળવાને તમારે ફક્ત તમારી આંખો ખોલવાની છે. તે તો પર્વતના શિખરની માફક ત્યાંજ છે. અને તે ખીણમાંથી તેમજ મેદાનપરથી જોઇ શકાય છે. સૂર્યનો પ્રકાશ હોય કે ઘણાં વાદળાંઓ હોય તો પણ તે શિખર તો ત્યાંનું ત્યાંજ છે. કેટલીકવાર તે ઢંકાએલું, ગુપ્ત અને ઘણે દૂર હોય છે, અને વળી બીજે વખતે તે સ્પષ્ટ, ખુલ્લું, ભવ્ય અને વધારે સમીપ લાગે છે. ખીણમાં કે મેદાનપર રહેલા જીવો ઉંઘતા હોય કે જાગતા હોય, રમતા હોય કે રડતા હોય, આનંદથી બૂમો પાડતા હોય, લડતા હોય કે શાંત હોય તો પણ તે મુક્તિરૂપી પર્વતનું શિખર તો ત્યાંજ હોય છે.

ખીણના અંધકારમાં પડેલા, અથવા દૂરના મેદાનપર આવેલા જીવોને તે પર્વતનું શિખર પોતાના તરફ આવવાને લલચાવે છે, આમંત્રણ આપે છે, અને હંમેશ નિશાનનું કાર્ય સારે છે. જેઓ નીચે છે, તેમને ઉંચે પર્વતના શિખર

ભણી ચઢવાને તે શિખર આમંત્રી રહ્યું હોય છે, માટે જો તમે તમારી કલ્પનાશકિતનો ઉપયોગ કરશો, તો તમને સમજાશે કે પર્વતનું શિખર તોફાન, વાદળ, અને ક્ષણિક વાદળોની પેલી પાર છે, તેવી રીતે મુકિત અને સુખનું સામ્રાજ્ય તમારા પોતાનામાં છે, પણ જય મેળવવાને અને તે સ્થાન પ્રાપ્ત કરવાને અને ત્યાં નિરંતર રહેવાને જે મેદાનમાં કોઈ જાતની છાયા નથી, દિલાસો નથી, રક્ષણ આપતું સ્થાન નથી કે ઠંડા પાણીના વ્હેણ નથી, તે બળતા મેદાનમાં તમે દુઃખમાંથી પસાર થયેલા હોવા જોઈએ.

મુકિત એ પર્વતના શિખર જેવી છે. તે ઘણે દૂર છે, અને તે છતાં મેદાનમર જય મેળવવાની, અને જ્યાં એકાન્ત સ્થાનો છે, અને સૂય તથા વરસાદથી રક્ષણ છે, તેવી રક્ષિત ખીણમાં દાખલ થવાની જેમની પ્રબળ ઇચ્છા છે, તેમની દૃષ્ટિમર્યાદામાં પર્વતનું શિખર આવી જાય છે.

જેને મેદાનનો તથા ખીણનો અનુભવ મળેલો છે, અને પર્વતના શિખરે પહોંચવા સિવાય જેને બીજી કોઇ પણ ઇચ્છા નથી તેવા મનુષ્યની માફક તમારે આ બધી સ્થિતિઓમાંથી પસાર થવું જોઇએ. તમારે મેદાનમાંથી પસાર થવું જોઇએ કે જ્યાં આશ્રયસ્થાન નથી અને જ્યાં સૂર્ય સખ્ત રીતે પ્રકાશે છે; તેમજ તમારે ખીણમાંથી પસાર થવું જોઇએ કે જ્યાં શાંતિ છે, અને ઘણીવાર ખોટો સંતોષ છે, જ્યાં આશ્રય સ્થાન છે, અને જ્યાં ઘણી ખુલ્લી જગ્યાઓ છે, અને અંધારી રાત્રિઓ છે.

કેટલાક લોકોની ઇચ્છા એવી પ્રબળ તીવ્ર અને સતેજ હોય છે કે આરામ અને રક્ષણની જગ્યામાં રસ્તાપર અટકયા

વિના પર્વતના શિખરે પહોંચવાને તેઓ સખ્ત પ્રયત્ન કરે છે. પણ જેઓ રક્ષાયેલી ખીણમાં વસે છે, તેમણે મેદાન પર રહેલા જીવોને દીલાસો આપવો જોઇએ, તેમનું રક્ષણ કરવું જોઇએ; કારણકે ખીણમાં રહેનારાઓ પર્વતના શિખરની સમીપ છે, અને મેદાન ઉપર રહેનારા જીવો કરતાં તેઓ વધારે સ્પષ્ટતાથી જોઇ શકે છે. જો તમે આ ઉપમા બરાબર સમજશો તો તમને લાગશે કે પર્વતના શિખરે પહોંચવાને ઘણા મનુષ્યોને મેદાનમાં થઇને ખીણમાં થઇને પસાર થવું પડશે, અને તે દરમ્યાન અનુભવ અને બળ મેળવવું પડશે. પણ જગતમાં બીજા પ્રકારના પણ મનુષ્યો છે કે જેમનામાં સાધ્યની પ્રાપ્તિની પ્રબળ ભાવના હોય છે. તે પર્વતના શિખરે જલ્દીથી પહોંચવાને મેદાનની સ્થિતિમાંથી તથા ખીણની સ્થિતિમાંથી બહુજ જલ્દીથી પસાર થાય છે.

મારા આગમનથી, જેઓ મેદાનપર રહેલા છે, અને જેઓ ખીણમાં રહેલા છે, તે બંને પ્રકારના જીવોમાં સાધ્ય પ્રાપ્તિની, પર્વતના શિખરે પહોંચવાની પ્રબળ ઇચ્છાને હું સતેજ કરીશ, કારણકે હું પર્વતના શિખરે પહોંચ્યો છું. જેઓ હજી તે સ્થિતિએ પહોંચ્યા નથી, પણ જે આ શિક્ષણોને બરાબર સમજે છે, અને જેઓ મુક્તિ અને સુખની મૂર્તિને પોતાના હૃદયમાં ધારણ કરે છે, તેમને વાસ્તે સમય જેવી વસ્તુ ચાલી ગઇ હશે.

જેમને આ મુક્તિનું અને સુખનું દર્શન થયું નથી. તેમને તેનું દર્શન થશે, અને જેમને તેનું દર્શન થયું છે

તે તેની પ્રાપ્તિ માટેની પોતાની ઇચ્છા અને બળને સતેજ બનાવશે. જે ખેતરો ખેડાયા વગરનાં પડયાં છે, ત્યાં બીજ નાખવાનો મારો ઇરાદો છે. જે વૃક્ષોને ફળ આવતાં ન હતાં, તેમને ફળ આવશે. તે એવાં ભવ્ય વૃક્ષો થશે કે જેના પાંદડાની ઘટા થાકી ગએલાઓને રક્ષણ અને છાયા આપશે. હું તમને ફરીથી કહું છું કે તમે સાધ્યનું દર્શન કર્યું, તે ઉપરથી એવી કલ્પના કરતા ના કે તે સાધ્ય તમારા હાથમાં આવ્યું છે, તમે તે પ્રાપ્ત કર્યું છે, અથવા તો તમે તે સાધ્યના ભાગ રૂપ થઈ ગયા છો. સાધ્ય એ તો કોઇ ચિત્રકારે પૂર્ણ રીતે ચિતરેલા ચિત્ર જેવું છે. તે ચિત્ર સાદું પણ રહસ્યપૂર્ણ હોય છે. તે ચિત્રને જોનારા લોકો એમ વિચારે છે કે તેઓ પણ તેવું ચિત્ર દોરી શકે, કારણ કે તે ઘણું સાદું છે, અને તેમના હૃદયને તે આનંદ આપે છે. પણ તે ચિત્રની ઉત્પત્તિનું રહસ્ય બહુ મોટું છે. એક ચિત્રકાર જ્યારે ચિત્ર ચિતરતો હોય ત્યારે તમે તેને જુઓ. તે કટકે કટકે, ધીમે ધીમે રંગવડે મનુષ્યનો ચહેરો ચિતરે છે. પ્રથમ તે ચામડીનો રંગ કાઢે છે, ધીમે ધીમે આંખો દોરે છે, અને તે આંખોમાં અમુક ભાવ મૂકે છે, અને પછી ધીમેથી તેમાં આત્માને મૂકે છે. પણ જ્યારે ચિત્ર પૂર્ણ થાય છે, ત્યારે તેનું કામ ઘણું સાદું લાગે છે. મેં સાધ્યની પ્રાપ્તિ કરી છે, મેં મુક્તિ મેળવી છે, અને આ કામ તમને સાદું હોય એમ બતાવવામાં આવ્યું છે, તે ઉપરથી એવી કલ્પના કરતા ના કે તમે તે એકદમ તે પ્રાપ્ત કરી શકો. તમે કોઇ પણ બાબત ખરી રીતે સમજો તે પહેલાં તમારૂં મન તથા તમારૂં

હૃદય સરલ હોવાં જોઇએ, અને તમારા મન તથા હૃદયને સરલ બનાવવા પૂર્વે તમે મેદાનમાં તેમજ ખીણુમાંથી પસાર થયેલા હોવા જોઇએ. તમને અનુભવ મળેલો હોવો જોઇએ, અને તમે જ્ઞાનનો સંચય કરેલો હોવો જોઇએ.

તમારા દરેકમાં તેવું બીજ રહેલું છે, તેને સંભાળથી જળસિંચન કરો, તે છોડવો નાનો હોય તે વખતે તેનું રક્ષણુ કરો. તોફાનની પેલીપાર આવેલા ખુલ્લા અવકાશ તરફ તે છોડવો સીધો ઉગી નીકળે તેવી રીતે તે છોડવાને દોરો. તે વૃક્ષને અદ્‌ભુત રીતે ઉગાડવાને અનુભવના પરિણામ રૂપ જ્ઞાન અને પ્રજ્ઞા હોવાં જોઇએ.

જો તમે માળી નહિ હો, જો તમને છોડવાઓનો અનુભવ નહિ હોય તો બીજ શરૂઆતમાં ગમે તેવું અદ્‌ભુત હોય તો પણુ તમે તે છોડવાનો નાશ કરી બેસશો. વૃક્ષને સુંદર બનાવવાની અને આકાશ તરફ તેને સીધું ઉગાડવાની શક્તિ તમારામાં રહેલી છે; પણુ અનુભવ, જ્ઞાન અને પ્રજ્ઞા વિના તમે તે શક્તિનો સારો ઉપયોગ કરી શકશો નહિ. કેવળ ઇચ્છાથીજ તમે બધા આવરણો પર જય મેળવી સાધ્યની પ્રાપ્તિ કરી શકશો નહિ. તમારી ઇચ્છા ગમે તેવી પ્રબળ, મજબુત અને તીવ્ર હોય તો પણુ તેની સાથે જ્ઞાનની, સાચી દોરવણીની અને સંયમની જરૂર પડે છે.

જ્યારે કોઇ પહેલવાન મનુષ્ય પર્વતના શિખરે ચઢે છે, ત્યારે તે સીધો માર્ગ લે છે, કારણુ કે તેણે પોતાના સ્નાયુઓને તૈયાર કર્યા છે, કેળવ્યા છે, વિકસાવ્યા છે,

તેણે પોતાના બળને સાચવી રાખ્યું છે, મોટા પ્રસંગને માટે ઘણા દિવસો સુધી તેણે પોતાની શક્તિનો સંચય કર્યો છે, તેથી આ સાંકડા અને જોખમકારક માર્ગે ચાલવાનું કામ તેને ઘણું સ્હેલું લાગે છે. પણ જે નિર્બળ મનુષ્ય છે, તેને નીચે જવું પડે, પર્વતને માર્ગે જરા નીચે ઉતરવું પડે, અને સ્હેલો પણ લાંબો રસ્તો તેને લેવો પડે; પણે તે પણ આખરે પર્વતના શિખરે આવી પહોંચશે. માટે જો અનુભવનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો તે તમને જ્ઞાન આપશે, અને તે જ્ઞાનને વ્યવહારમાં લાવવાની પ્રજ્ઞા આપશે મેં મૂળને તથા સાધ્યને મારામાં એકત્રિત કર્યા છે, તેથી હું તમને કહેવા ઇચ્છું છું કે મુક્તિ કેવળ ત્યાગથી મળતી નથી, પણ જે જીવન આપણી આસપાસ છે, જે જીવન આપણી પાસે છે, અને જે જીવન આપણા દરેકમાં છે, તેની પૂર્ણતામાં મુક્તિ રહેલી છે.

જ્યારે મુક્ત પુરૂષ આવે છે, ત્યારે તેની ઇચ્છા તેની આસપાસના લોકોમાં કેવળ મુક્તિની ઇચ્છા સ્થાપન કરવાની હોતી નથી, પણ તેની ઇચ્છા તે લોકોને મુક્તિ પ્રાપ્ત કરવાનાં **સાધનો**, અને સુખ પ્રાપ્ત કરવાની **રીતિ** બતાવવાની હોય છે. તેથી જ્યારથી મુક્તિની ઇચ્છા તમારામાં સ્થાપન કરવાની મેં શરૂઆત કરી, ત્યારથી તમારામાં રહેલા વગર ખેડાયેલા પ્રદેશો ખેડવાનો, અને એક અદ્દ્ભુત વૃક્ષ રૂપે ઉગી નીકળે તેવું બીજ વાવવાનો મારો ઉદ્દેશ છે. માળી તરીકે મારે બીજ વાવવું જોઇએ. તમે જમીન છો, જેમાં તે બીજ ખીલી નીકળશે. માટે તમારે જમીન તૈયાર કરવી જોઇએ, તમારે તે જમીનને પોષવી

જોઇએ, ફળદ્રુપ બનાવવી જોઇએ, અને તેનું રક્ષણ કરવું જોઇએ કે જેથી તમારૂં વૃક્ષ-તમારો છોડવો પૂર્ણ થાય, અને તે પછી મહાન્ વૃક્ષ રૂપે તમે બીજાઓનું રક્ષણ કરી શકશો, શ્રમિત જીવોને દિલાસો આપી શકશો.

સત્ય જે મુકિતનું અને સુખનું સત્ય છે, તે ઘણા દૂરના પ્રદેશોમાં રહેતું નથી, તે ઘણા દૂરના ખુણાઓમાં સંતાઈ રહેલું નથી, પણ જેમનામાં સાધ્યને પ્રાપ્ત કરવાની, સત્યને શોધવાની પ્રબળ ઇચ્છા હોય છે, તેમના હ્રદયમાં સદા વસે છે; તે સત્યને, મુકિતને અને સુખને અનુસરવાની જેમને ઇચ્છા છે, તેમણે સંકુચિતતા અને પ્રથમના બદ્ધમતોથી સર્વથા છુટા થવું જોઇએ, પોતાના હ્રદયમાં ઉંડા ઉતરવું જોઈએ, અને ત્યાં સત્યને સ્થાપવું જોઇએ, અને ત્યાંજ મુકિત તથા સુખને શોધી કાઢવા જોઇએ, કારણ કે જ્યાં શાશ્વત સુખ છે, ત્યાંજ મુકિત છે. બદલાય નહિ તેવા અચળ સુખ સિવાય તમને કદાપિ મુકિત મળી શકશે નહિ. જ્યારે તમે બંધનકારક અને મર્યાદામાં રાખનારા ગુણોને દૂર કર્યા હશે, અને જન્મ મરણના ચક્ર સાથે બંધાયેલા બધા મનુષ્યોના વારસા રૂપે જે અજ્ઞાન છે, તે અજ્ઞાનનો ઝભ્ભો જ્યારે તમે ફેંકી દીધો હશે, ત્યારેજ તમે તે સુખ પ્રાપ્ત કરી શકશો.

જ્યારે તમે આ બધા બંધનોને તજી દીધાં હશે, અને તમારા હ્રદયમાં રહેલા સત્યને અનુસર્યા હશો, અને ત્યાં તેની દ્રઢતાથી સ્થાપના કરી હશે, ત્યારે તે સત્ય તમારા પોતાના એક ભાગ રૂપ થઈ જાય છે, ત્યારે તે સત્ય તમારા ભવિષ્યના શાશ્વત આદર્શના-તમારી શાશ્વત પ્રબળ ઇચ્છાના-

એક ભાગ રૂપ થઈ જાય છે. અને સમજ પૂર્વકની વિચારની ક્રાન્તિ તમારામાં જન્મે છે. જે વસ્તુઓ બંધનકારક છે, જે વસ્તુઓ શોકને, ચિંતાને, અને વાસનાની પ્રબળ વેદનાને ઉત્પન્ન કરે છે, તેને દૂર કરવામાં સમજ પૂર્વકની વિચાર ક્રાન્તિ તમને જડી આવશે. તે સમજપૂર્વકની વિચાર ક્રાન્તિ હમેશ શુદ્ધિ લાવે છે, અને અપવિત્ર બાબતોનો નાશ કરવામાં, તેમજ મુક્તિ અને સુખની સાથે બંધ બેસતી ન આવે તેવી બાબતોનો નાશ કરવામાં પ્રબળ સાધનનું કામ કરે છે. જેમને સત્યને અનુસરવાની ઈચ્છા હોય, તેમનું પ્રથમ કર્તવ્ય તેમના હૃદયમાં મને અનુસરવાનું, તેમના પોતાનામાં—પોતાના સ્વભાવમાં—ઉંડા ઉતરવાનું અને ત્યાં સત્યને સ્થાપવાનું છે, અને ત્યાં તેઓનું સુખ અને તેઓની મુક્તિ શોધી કાઢવાનું છે, એટલે તેમને મારૂં સુખ અને મારી મુક્તિ મળી આવ્યા હશે, કે જે સર્વનો સામાન્ય વારસો છે, સઘળી મનુષ્ય જાતિની સામાન્ય મીલ્કત છે.

એક આંધળા મનુષ્યની માફક બીજાને અનુસરવામાં, અથવા કોઇ ક્ષણિક દેવને વાસ્તે મંદિર બાંધવામાં કાંઈ લાભ નથી, કારણ કે તે બ્હારની વસ્તુઓ ચાલી જાય છે, નાશ પામે છે, અને રાત્રિના અંધકારમાં ચાલ્યા જાય તેવા દેવ તમને મળ્યા તે પૂર્વે તમે જેવા નગ્ન, ત્યજાએલા, દુઃખી અને નિરાશ હતા, તેવાને તેવા તમે રહેશો.

જ્યારે એકવાર તમને તમારા હૃદયમાં મુક્તિ અને સુખ જડે ત્યારે ત્યાં તમારે ઉપાસના કરવાને મંદિર બાંધવું

જોઇએ. અને મુકિત તથા સુખની સાથે એકતા અનુભવવી, તે સિવાયની સર્વ વાસનાઓનો, સર્વ હૃદયની તૃષ્ણાઓનો, અને સર્વ દેવોનો તમારે ત્યાગ કરવો જોઈએ. ત્યારે તમે જાતે તમારા નેતા થશો, અને તમે જાતે શાંતિનો માર્ગ શોધી શકશો. બીજાનું દર્શન ગમે તેટલું સુંદર હોય, છતાં તમે જો બીજાપર આધાર રાખો, તમે બીજાને ગમે તેટલો પ્રેમ આપો છતાં તે બધું ક્ષણિક છે, ને ચાલ્યું જશે, અને તમે તમારા એકાંત પ્રદેશમાં એકલા અને નગ્ન સ્થિતિમાં આવી પડશો. હું મારા હૃદયમાં પર્વતના શિખર પર ચઢયો છું, અને મુકિત તથા સુખ મળ્યાં છે, તેનો અર્થ એવો નથી કે તમારે મારા બાહ્ય આકાર પ્રત્યે પ્રેમ અને ભકિત દર્શાવવા જોઇએ, પણ જે સત્ય મુકિત છે અને સુખ છે, તે સત્ય પ્રત્યે તમારો પ્રેમ અને ભકિત દર્શાવવા જોઇએ, કારણ કે જેવી રીતે બધી વસ્તુઓ નાશ પામે છે, તેવી રીતે આ બ્હારનો આકાર પણ નાશ પામશે. કેવળ સત્ય ટકશે. જેનું બ્હાણુ ભાંગી ગયું હોય તે લાક-ડાના કકડાને વળગી રહે છે, તેવી રીતે તમારે સત્યને વળગી રહેવું જોઇએ. જો તમે સત્યને વળગી રહેશો, તો સત્ય તમારો ત્યાગ કરશે નહિ, તેથી ઉલટું સત્ય તમને મજબૂત બનાવશે અને સત્યને શાશ્વત રીતે વળગી રહેવાની તમારી પ્રબળ ભાવના વધતી જશે.

જેઓમાં મને અનુસરવાની ઇચ્છા છે, તેમણે સત્યને અનુસરવું જોઇએ, કારણ કે, સુખનું અને મુકિતનું સત્ય તમારામાં સારી રીતે સ્થાપિત થયું હોય તો જ ખરી રીતે તમે મને અનુસરી શકશો. તોજ આપણે હમેશ સાથે રહી

શકીશું અને વિયોગ રહેશે નહિ, તેમજ એકલાપણાનો ભાવ પણ ચાલ્યો જશે, પણ જે પળે તમે સત્યને અમુક આકારમાં, કોઇ મૂર્તિમાં, કોઇ વેદીમાં, ધૂપમાં, ઘંટમાં, કોઇ ધર્મગુરૂના ભવ્ય પોશાકમાં સ્થાપન કરશો, તે પળે તમે સત્યને ખોઇ બેસશો, કારણ કે તે આકારોને લીધે, તે ધૂપને લીધે, તે ઘંટને લીધે, તમારૂં સત્ય અદૃશ્ય થાય છે, માટે મારો હેતુ તમારામાં સત્યને સ્થાપન કરવાનો છે કે જેથી તમે સુખ તથા મુક્તિને શોધી શકો. મેં આદિને તથા અંતને એકત્રિત કર્યા છે. મેં મૂળને તથા સાધ્યને એકત્રિત કર્યા છે, તેથી હું જાણું છું કે બીજા ઉપર આધાર રાખવો એ કેટલું લલચાવનારૂં છે, કેટલું જોખમકારક છે. મેં મુક્તિ પ્રાપ્ત કરી છે અને મારામાં સુખની સ્થાપના થઈ છે તેથી હું તમને તે મુક્તિ અને સુખ આપવા માગું છું. તમને જે બંધનકારક છે, તમને જે મર્યાદિત બનાવે છે, તેમાંથી હું તમને છુટા કરવા માગું છું. પણ જો સત્યને, સુખને અને મુક્તિને શોધી કાઢવાની ઈચ્છા તમારામાં સ્થાપિત નહિ થઇ હોય તો જે પળે હું નહિ હોઉં, જે પળે મારૂં સ્થૂલ શરીર હયાત નહિ હોય, તે પળે મુક્તિનું અને સુખનું સત્ય અદૃશ્ય થઇ જશે.

સત્યને શોધવાની શરૂઆતથીજ આ સત્ય વાસ્તેની ભક્તિ તમારામાં સ્થાપિત થવી જોઇએ, પછી તે સત્ય એક વ્યક્તિમાં મૂર્ત થયું હોય, કે એક વ્યક્તિમાં સ્થાપિત થયું હોય, પણ તે વ્યક્તિ તો આંતરિક સુખ અને આંતરિક મુક્તિનો ઉપરનો પોશાક છે, બાહ્ય આકાર છે, બાહ્ય સ્વરૂપ છે.

જો તમને એકવાર સત્યની ઝાંખી થઇ હોય, જો

એકવાર તે પર્વતના શિખરનું દર્શન થયું હોય, અને જો તમે તે અનંતતાની વાડીમાં રહ્યા હો, તો પછી તમે બીજા કોઇપર આધાર રાખશો નહિ, તમે શંકાના, પ્રશ્નોના અને ચિંતાઓના ચંચળ પવનથી આમતેમ ઘસડાઇ જશો નહિ; કારણ કે સાધ્યનું દર્શન થતાં સઘળા પ્રકારની શોધનો અંત આવે છે. માટે જે સત્ય બીજામાં નહિ પણ તમારા પોતા-નામાં છે-(જો કે બીજો મનુષ્ય તમારામાં તે સત્યને શોધવાની ઇચ્છા જાગ્રત કરવાને ભાગ્યશાળી હોય અથવા તો બીજો મનુષ્ય તે સાધ્યનું મૂર્તસ્વરૂપ હોય)-તે શોધી કાઢવાને તમારે ક્ષણિક વાવાઝોડામાંથી તેમજ અનુભવોમાંથી બળ મેળવવું જોઇએ કે જેથી તમે જે વસ્તુઓનો સાક્ષાત્કાર કર્યો છે તે વસ્તુઓ તમારામાં દૃઢ રીતે સ્થાપિત થાય, અને તમે સત્યના ખરા શિષ્યો, સત્યના-શાશ્વત સુખ અને મુક્તિના-ખરા સંદેશવાહકો થઈ શકો.

મારી એજ ઇચ્છા છે કે તમારે તમારો પ્રેમ તથા ભક્તિભાવ **મને** બતાવવાના નથી, પણ **મારી** અંદર રહેલા **સત્યને** બતાવવાના છે, કે જેથી સત્યની આસપાસ તમે એવું મંદિર બાંધશો કે જે સદા ટકશે, તમે એવી વેદી બાંધશો કે જયાં જગતના પૂજારીઓ આવશે. કારણ કે **તેઓ** મૂર્તિમાં ધૂપવડે, અથવા ધર્મની બાહ્ય સામગ્રી દ્વારા જે કોઇ પૂજે છે, તે બધું ક્ષણિક છે; પણ જે સનાતન છે, જે સ્થાયી છે, તે તેમનામાં પોતાનામાં છે, અને તે સત્યને ઉગાડવામાં, ખીલવવામાં, અને તેમનામાં તે સત્ય સ્થાપિત કરવામાં મુક્તિની અને સુખની ખરી પ્રાપ્તિ રહેલી છે.

---

# સત્ય એજ મુકિત અને સુખ છે.

જેવી રીતે વૃક્ષ ઘણા પાંદડાથી ભારે બને છે, તેવી રીતે મનુષ્ય ચિંતા, ઉદ્વેગ, શોક, સુખ અને આનંદના ભારથી ભારે બને છે. પાનખર ઋતુમાં જેવી રીતે પાંદડાઓ ખરી પડે છે અને કરમાઇ જાય છે, તેવી રીતે જે મનુષ્યે મુક્તિ અને સુખ પ્રાપ્ત કર્યું છે, તેની પાસેથી શોક, દુઃખ અને ખુશાલીના પ્રસંગો ચાલ્યા જાય છે. તે શાશ્વત અને સનાતન સુખની સાથે હમેશને વાસ્તે એક થાય છે. કારણ કે સત્ય તમે તમારી અંદર સ્થાપન કરો, તેમાં શંકા પડી શકે નહિ. અને તમે જાતે જે વસ્તુ રચી હોય, તેની સામે તમારા હૃદયમાં પ્રત્યાઘાત થાય નહિ. મુકિત, સુખ અને તેની પ્રાપ્તિ તમારા પોતાના હાથમાં છે; તમે જાતે તે મેળવી શકો, અને તે સાધ્ય સર્વને વાસ્તે છે. જો આ બાબતો તે સત્ય શોધકના હૃદયમાં તથા મનમાં દૃઢ રીતે સ્થાપિત થાય તો વૃક્ષ પાંદડાના ભારથી ભારે બને છે, તેવી રીતે તે ચિંતા, શોક અને સુખના ભારથી ઘણા વખત સુધી ભારે થયેલો હોય છતાં તે પોતાની ચિંતા અને શોકને કરમાવા દે છે, અને જેવી રીતે પાનખર ઋતુમાં પાંદડાં ખરી પડે છે, તેવી રીતે તે શોક અને ચિંતાને ખરી પડવા દે છે.

મારે વાસ્તે તે સુખની પ્રાપ્તિના સંબંધમાં કોઈ પણ જાતની શંકા નથી, તેથી હું આ જ્ઞાનગોષ્ઠી દ્વારા તમારા હૃદયમાં મુકિતનું દર્શન સ્થાપન કરવા પ્રયત્ન કરૂં છું કે

જેથી તમે જાતે સત્યતા જોઇ શકશો, અને આ ભવ્ય દર્શનનું સત્ય સમજી શકશો, અને તમે આ જગ્યાથી દૂર જગતમાં બીજે સ્થળે હો, ત્યારે તમને કોઇ પણ પ્રશ્ન ઉઠશે નહિ, શંકા કે ચિંતા થશે નહિ, કોઇ શોધ કરવાનું રહેશે નહિ, ફરીથી તપાસ કરવાનું કે અંધારામાં ફાંફા મારવાનું રહેશે નહિ. જો એકવાર તમારા હૃદયમાં તમે સત્યતા સ્થાપિત કરી હોય, તો પછી તમે તમારા મન તથા હૃદયમાં તે એકાંત જગ્યામાં જ્ઞાન મેળવવાને, ઉત્સાહ અને ઉચ્ચભાવના પ્રાપ્ત કરવાને જઈ શકો. જે સત્યના ખરા શોધકો છે, તેમને માટે ઉત્સાહનું, આનંદનું અને સુખનું એકજ મૂળ છે અને તે મૂળ તેમના પોતાનામાં છે.

અને જેઓ પ્રોત્સાહન તથા સુખ માટે બીજાઓ ઉપર આધાર રાખે છે, તેઓ તેમની શોધમાં જરૂર નિષ્ફળ જશે અને જેઓ આ દિવસોમાં અહીં રહેવાને ભાગ્યશાળી થયા છે, તેઓએ, મને લાગે છે કે, સત્યને પોતાના હૃદયમાં દૃઢ રીતે સ્થાપિત કર્યું હશે કે જેથી હવે પછી તેની શોધમાં તેમને ફાંફાં મારવાં પડશે નહિ. કારણ કે તમે પોતે તમારા મનમાં તથાં તમારા હૃદયમાં મકાન, વેદી અથવા મંદિર ઉભું કર્યું છે કે જ્યાં તમે કોઈ પણ બાહ્ય સાધન વગર ઉપાસના કરી શકો-તે મંદિરના દેવ તમે પોતે અને મુક્તિ તથા સુખની પ્રાપ્તિ છે. તે મુક્તિ અને સુખની પ્રાપ્તિ માટે તમારામાં **પ્રેમની** તથા **ભક્તિની** શક્તિ, તેમજ ભવ્યતાનું મકાન બાંધવાનું સામર્થ્ય હોવાં જોઈએ કે જેથી તમે જે કાંઇ બાંધ્યું હશે તે તમારૂં પોતાનું બાંધેલું હશે, અને તેનાં સાધનો તમારા પોતાના સુખ અને દુ:ખ હશે;

કારણ કે જે કાંઇ તમે હાથે બાંધ્યું હશે, તે હમેશને વાસ્તે ટકશે, અને જે બીજાઓના હાથે બાંધવામાં આવ્યું હશે, તે એક દિવસ પણ ચાલશે નહિ. જો આ વસ્તુ તમારા હૃદયમાં દૃઢ રીતે સ્થાપિત થઈ હશે તો સત્યની શોધ વાસ્તે ફાંફાં મારવાનું કામ ખતમ થઈ ગયું.

જ્યારે વરસાદ પડે છે, ત્યારે નાના ઝરાઓ અને મોટી નદીઓ પાણીથી ઉભરાય છે, અને પાસે પાસે આવીને દરિયા તરફ જવાને ઉતાવળે વેગે ચાલે છે, તેવીજ રીતે **જ્યારે પ્રિયતમ આવે છે, જ્યારે પ્રિયતમ તમારી સાથે છે, ત્યારે તમે ઘણી ત્વરાથી સાધ્યની પ્રાપ્તિ કરી શકશો.** તમારા હૃદય તથા મનની નદીઓમાં અનેક જાતનું પાણી ભરાશે કે જે તમને મુક્તિ રૂપી સાધ્ય તરફ ઉતાવળથી જવાને પ્રેરણા કર્યાજ કરશે. તેથી જો તમારૂં મન તથા હૃદય ઉપર પ્રમાણેના હશે તો તમારે વાસ્તે સમય જેવી વસ્તુ રહેશે નહિ, તેમજ વિકાસક્રમ તમને આગળ વધવાને પ્રેરણા કરે ત્યાં સુધી તમારે થોભવાની જરૂર રહેશે નહિ, પણ તમે પ્રિયતમને જોયા છે, પ્રિયતમ તમારી સાથે છે, તેથી તમારાં હૃદય અને મન વિશાળ થતાં જતાં હશે,--જો કે તેમ થતાં ઘણો વખત લાગશે-કે જેથી 'તમે મુક્તિ અને સુખના સમુદ્રમાં દાખલ થઈ શકશો. જેઓ નિર્બળ હશે તેઓ પ્રબળ થશે, અને જેઓ મજબૂત હશે તેમના બળમાં વૃદ્ધિ થશે. જેમનામાં પ્રેમ હશે, તેમનો પ્રેમ વધારે ભવ્ય અને ઉજવળ બનશે. અને શોકગ્રસ્ત લોકો દિલાસો શોધશે અને તે વખતે તે દિલાસો મળશે, કારણ

કે જે દિલાસાને તેઓ શોધે છે, તે તેમના પોતાનામાં રહેલો છે. પ્રિયતમ તમારી પાસે છે, માટે આ બધું શકય છે. જો તમે સાધ્યને શોધી કાઢયું હશે–અને તમારામાં અતિશય ભકિત, અતિશય ઉત્સાહ અને અતિશય પ્રેમ વાસ્તેની શકિત છે–તો તમે પુષ્કળ દુઃખ કે મોટી ચિંતાના સમયમાં પ્રિયતમને તમારા હૃદયમાં તથા મનમાં ધારણ કરી શકશો. પ્રિયતમને હું હમેશને વાસ્તે મારા પોતાનામાં ધારણ કરૂં છું, તેવી રીતે પ્રિયતમ તમારામાં પોતાનામાં છે. તમે એક પળવાર પણ તેમના દર્શન કર્યા છે, તેટલા માટે તમારે સત્યને ચ્હાવું જોઇએ, કારણ કે સત્ય તેજ પ્રિયતમ છે. સત્ય એજ એક એવી વસ્તુ છે કે જેને દરેકે સાધવી જોઇએ, પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરવો જોઇએ; શાંતિના માર્ગ પર અજવાળું નાખે તેવા તે સત્યરૂપી પ્રકાશની શોધમાં બીજી બધી વસ્તુઓને જતી કરવી જોઇએ.

આપણી આ જ્ઞાનગોષ્ઠી દરમ્યાન મેં મારા હૃદયને ખુલ્લુ કર્યું છે કે જેથી તમે મારા સુખને જોઇ શકો, કારણ કે તે સુખ તે મારા પ્રિયતમનું સુખ છે, અને જે મારી પાસે છે, તે હું બીજાઓને આપવા માગું છું. મારા પ્રિયતમે મને પોતાના પ્રેમથી ભરી દીધો છે, તેથી મારે પ્રયત્ન કરવાની કે ફાંફાં મારવાની કે અંધારામાં રસ્તો શોધવાની કે બીજી કોઇ તપાસ કરવાની, તેમજ ક્ષણિક અને અસ્થિર વસ્તુઓથી સંતોષ પામવાની જરૂર નથી.

તેથી હું મારો પ્રેમ તમને આ રીતે આખા જગતને આપવા ઇચ્છું છું. ચારે બાજુએ દુઃખ છે, અને શોક તથા

ક્ષણિક સુખ છે, તેટલા માટે જેઓએ તેમના પોતાનામાં રહેલા આ પ્રેમને-જે પ્રિયતમનો પ્રેમ છે તેને-ચાખ્યો છે, એો જરૂર તે બીજાને આપશે, અને દુઃખી, શોકગ્રસ્ત, નિર્બળ તેમજ સબળ-સર્વનાં હૃદયો પ્રેમથી ભરશે.

આ કારણથીજ તમે કેટલાક અઠવાડીયાથી અત્રે એકઠા થયા છો, કે જેથી તમારામાં નવી સમજણ પ્રકટ થાય, કે જેથી તમે અહીંથી બ્હાર જાઓ, ત્યારે તમે જાતે જીવનનું મૂળ થઇ શકો, કે જેથી છેવટે તમે વખત જતાં મુક્ત થઇ શકો અને સુખના સામ્રાજ્યમાં દાખલ થઇ શકશો.

હું સદાચારના મહત્ત્વ ઉપર ફરીથી ધ્યાન ખેંચવા માગું છું, કારણ કે **સદાચારની સાથે ખરૂં ધર્મિષ્ઠપણું રહે છે.** અને તે કારણથીજ થોડા વખતમાં અહીં જે મનુષ્યો આવવાના છે, તેમના પ્રત્યેની તમારી જવાબદારીનું ભાન કરાવું છું. છેલ્લાં કેટલાંક અઠવાડીયાથી હું જે કહી રહ્યા છું તેમાંથી તમે કેટલું સમજ્યા છો, તે હું જાણતો નથી, પણ જે પ્રશ્નો મને પૂછવામાં આવ્યા છે-દાખલા તરીકે તમને તમારા સંદેશની ખાનરી છે? તમને તમારા જગતમાં કરવાના કાર્યની ખાતરી છે?-તે ઉપરથી લાગે છે કે ઘણા હજી મને સમજ્યા નથી; પણ તે બીનમહત્ત્વનું છે. પણ વધારે અગત્યનું એ છે કે જેઓ સમજ્યા નથી તેમણે પોતે જે સમજ્યા નથી તે બીજાઓને સમજાવવાની જવાબદારી માથે લેવી નહિ.

તમે અહીં છો, તેથી લોકો વિચારશે કે તમે બહુ સમજ્યા હશો, અને તમે કોઇક અજાયબ રીતે પ્રિયતમની

મૂર્તિ રૂપ બની ગયા હશો. તમે પોતેજ જાણો છો કે જો કે તમે બરાબર સમજ્યા નથી, પણ તમારામાંથી કેટલાકે દર્શન કર્યાં છે, સાક્ષાત્કાર કર્યો છે, અને પ્રાતઃકાળના સૂર્ય તરફ પુષ્પ ઉઘડે તેમ ઉઘડયા છો, પણ તે સુખ અને મુક્તિ વિષે તમે બીજાને ખાતરી કરાવી આપો, તે સંબંધી વાત કહી શકો, અથવા તેનો કાંઇક ભાગ તમે બીજાને આપી શકો તે પહેલાં તમને પોતાને તે બાબતની ખાત્રી હોવી જોઇએ; અને જો કે દરેક મનુષ્ય આગ્રહ પૂર્વક કહેશે કે તેને ખાત્રી થઈ છે, પણ તે ખાત્રી આ કેમ્પના બધા દિવસોમાં તમારા જીવનમાં તમારા **ચારિત્રદ્વારા, સદાચાર** દ્વારા, **કાર્યો** દ્વારા, **શબ્દો** દ્વારા પ્રકટ થવી જોઇએ. મેં તમને કહ્યું તેમ લોકો માનશે કે તમે અહીં રહેવાથી બદલાઇ ગયા છો. હું ધારૂં છું કે તે ખરી વાત છે કે તમે બદલાયા છો, તમારી આંખો, તમારાં મન તથા તમારાં હૃદય વિશાળ બન્યાં છે. પણ તમે બીજાઓ કરતાં ઘણા ચઢીઆતા છો, એવો ખ્યાલ આપવાની જોખમદારી લેતાં વિચાર કરવો જોઇએ. તમારામાં **સરલતા** અને બીજાને મદદ કરવાની **પ્રબળ ઈચ્છા** પ્રકટવી જોઇએ. અને જો તમારા અનેક પ્રયત્નો, દુઃખો, પ્રબળ ભાવના અને સબળ ઈચ્છાઓને પરિણામે તમારામાં પ્રેમ અને સ્નેહ જાગ્રત થયા હશે, તો તમે બીજાને મદદ કરી શકશો. કારણ કે વ્યકિતગત વિકાસમાં મુકિત રહેલી છે, તે સંબંધી હું જે કહી રહેલ છું, તેનો હેતુ એ છે કે તમે પોતે બીજાઓને તે મુકિત અને સુખનો ભાગ આપી શકો.

માટે મારે બોલવામાં સંભાળ રાખવી જોઇએ—આનો

અર્થ એમ નથી કે તમે ઉત્સાહી થાઓ. એમ જોવા હું માગતો નથી, કારણ કે જો એકવાર તમે પ્રકાશને જોયો હશે, પ્રિયતમના પ્રેમને અનુભવ્યો હશે, તો તમારામાં તેનો પ્રબળ અગ્નિ બળતો હશે, અને તમે નાચતા તારક જેવા બની ગયા હશો, પણ તમારે ડહાપણપૂર્વક, સંભાળપૂર્વક, વિવેકપૂર્વક અને ભવ્યતાથી વર્તવું જોઇએ. તમે એમ ધારતા નહિ કે આ બાબત બીજા કોઇને લાગુ પડે છે, પણ તે દરેકને-તમને દરેક વ્યકિતને-લાગુ પડે છે.*



* ૧૯૨૮ ના જુલાઇ માસના સ્ટાર માસિક પરથી.

# ખુલ્લા મેદાનમાં.

( કાલીકટમાં આપેલા એક વ્યાખ્યાન પરથી )

પ્રથમ તો મારે એમ જણાવવું જોઇએ કે હું કોઈ પણ બાબતની વિરૂદ્ધ નથી. જો કોઈ પણ વસ્તુ તમને ખરી રીતે, સત્ય રીતે, અને હૃદયપૂર્વક મદદગાર થતી હોય, તો તમારે તે વસ્તુઓ કરવી જોઈએ, તમારે તે માર્ગે ચાલવું જોઇએ, પણ હું તમને ફરીથી આગ્રહપૂર્વક જણાવું છું કે જો તમારી પર્વતના શિખરે પહોંચવાની ખરી અને પ્રબળ ઇચ્છા હોય તો તમે એકઠી કરેલી બધી વસ્તુઓનો ભાર તમારી પીઠ પર લઇ શકો નહિ. જો તમારે કોઇ પણ પર્વત પર ચઢવું હોય તો જેમ જેમ તમે ઉંચે ચઢતા જાઓ, તેમ તેમ તમારે ઓછો ને ઓછો ભાર તમારી સાથે રાખવો જોઇએ; કારણકે જો તમારા ખભા ઉપર વધારે ભાર હશે તો ઉપર ચઢવાનું કામ કઠણ અને અડચણવાળું થશે. તમે પૃથ્વીપરના કોઇ પર્વત પર ચઢવા માગતા હો તો ત્યાં પણ તમે એકઠી કરેલી ઘણી વસ્તુઓ તમારે પાછળ મૂકવી પડે છે, તેજ રીતે હું તમને જણાવું છું કે જો તમારે શિખર તરફ ઉંચે ચઢવું હોય, જો તમારે સાધ્ય પ્રાપ્ત કરવું હોય, જો તમારે સાધ્યનાં દર્શન કરવાં હોય તો તમારે તમારી રૂઢીઓને તજી દેવી જોઇએ, તમારે આ, પેલી, અનેક બાબતો જતી કરવી જોઇએ. તે તમને શરૂઆતમાં મદદગાર થાય, પણ તે તમારૂં છેવટનું સાધ્ય બિન્દુ નથી. જો હું લંગડો હોઉં તો મને તમે ઘોડીઓ-

ટેકાઓ ફેંકી દેવાનું કહી શકો નહિ. જ્યાં સુધી હું ચાલતા શીખું, ત્યાં સુધી મારે તે ઘોડીઓની જરૂર છે. તમે મને કહી શકો કે "તમે લંગડા છો, પણ તમે મજબૂત થઇ શકો." તેજ રીતે હું તમને જણાવું છું કે ક્રિયાઓ તદ્દન બીનમહત્ત્વની છે. પવિત્ર ગણાતા પુસ્તકો તેનું મહત્ત્વ કહે છે, પણ તે કાંઈ કારણ નથી. મેં અનેક જાતની ક્રિયાઓમાં ભાગ લીધો છે, પણ જેની હું શોધ કરતો હતો, તે મને ત્યાં મળ્યું નહિ. જો તમને એમ લાગતું હોય કે ક્રિયાઓ અગત્યની છે, જો તમે મર્યાદાના, રૂઢીઓના ચક્રથી બંધાએલા હો તો તમારે તે ક્રિયાઓ કરવી જોઇએ. આપણે દાખલો લઇને તે વસ્તુ સમજીએ.

ધારો કે કોઇ મનુષ્ય તમારી પાસે આવીને કહે કે "મેં ટુંકો માર્ગ પસંદ કર્યો છે. તમારે જ્યાં જવાનું છે, તેનો ટુંકો માર્ગ મેં શોધી કાઢયો છે," તો શું તેની વાત સાંભળવાની તમે ના પાડશો? ધારો કે તમે સ્ટેશને જવા માગો છો, અને તમારો મિત્ર આવીને કહે કે "તમે જે રસ્તે જતા હતા, તેના કરતાં સીધો અને સરલ માર્ગ મેં શોધી કાઢયો છે;" તો શું તમે તે માર્ગે જવાનો પ્રયત્ન નહિ કરો? આનો અર્થ એમ નથી કે તમારે અમુક સત્તાને માન આપવું જોઇએ, અથવા તો કૃષ્ણમૂર્તિ જગદ્‌ગુરૂ છે એમ તમારે માનવાનું છે. તે તો ગૌણ બાબત છે. તે જરા પણ મહત્ત્વની બાબત નથી. હું જે કહું છું તે હું છું કે નહિ, તે તમારા મનમાંથી કાઢી નાખો. કારણકે તે બહુ અગત્યની વસ્તુ નથી. તે વસ્તુઓ તો તમને નહિ પણ મને પોતાને અગત્યની છે, પણ જે હું કહું તે જો સત્ય

હોય તો તેને અનુસરવાને તમે બંધાયેલા છો. જે હું કહું તે તમને અસત્ય લાગે તો તમારે તેને અનુસરવું નહિ, પણ તમારે તો સત્યને અનુસરવું, પણ અમુક વ્યક્તિને થયેલા સત્યના દર્શનને અનુસરવાનું નથી.

દાખલા તરીકે રૂઢીઓનો વિચાર કરો. તમે કહો છો કે "રૂઢીઓનો નાશ કરીને તમે અવ્યવસ્થા ઉત્પન્ન કરશો." હું તમને પ્રશ્ન પૂછું છું કે શું હાલ અવ્યવસ્થા નથી? આપણે કહીએ છીએ કે અમે બ્રાહ્મણો છીએ, અમે અસ્પર્શ્યો છીએ. શું અત્યારે અવ્યવસ્થા નથી? શું દુઃખ નથી? શું શોક નથી? હું આગ્રહપૂર્વક જણાવું છું કે જો તમે બદ્ધમત વિનાના, પક્ષપાત વિનાના હશો તો તમે મારી સાથે એકમત થશો કે તમે તમારી માન્યતાઓને એવી સંકુચિત, રૂઢીગ્રસ્ત અને સ્થિતિચુસ્ત બનાવી છે કે તેમાંથી જીવન વહી શકતું નથી. જીવન સ્વતંત્ર થવાને સરજાએલું છે, સ્વતંત્ર થવું જોઇએ. જો તમે છોડવાને ઉગાડવા માગતા હો તો જ્યાં સુધી તેને સ્વતંત્રતા છે, જ્યાં સુધી સૂર્યનો પ્રકાશ છે, ત્યાં સુધી તે ઉગ્યાં કરશે, પણ તેનું રક્ષણ કરવાની ઇચ્છાથી તમે તેને ગુંગળાવી નાંખો તો તે છોડવાને તમે મારી નાખશો. તેજ રીતે જો તમારે જીવનને સ્વતંત્ર બનાવવું હોય તો તેના પર અનેક પ્રકારની માન્યતાઓ અને રૂઢીઓનો ભાર તમારે ભરવો નહિ. આ બધું સમજવું ઘણું સ્હેલું અને સ્વાભાવિક છે પણ આપણે બંધાએલા છીએ, તેથી આપણને લાગે છે કે આ રૂઢીઓ અને માન્યતાઓ જરૂરની છે.

દાખલા તરીકે બાળલગ્નનો પ્રશ્ન વિચારો આપણે ૧૦ કે ૧૧ વર્ષે પુત્રીને પરણાવીએ છીએ, અને તે બે વર્ષમાં વિધવા થાય છે, અથવા બે વર્ષમાં બાળકને જન્મ આપે, અને તમે બધા જાણો છો કે તે અનેક પીડાની ભોગ થઈ પડે છે. જો તેનો પતિ મરી જાય તો તે રડે છે. તમે કહો છો કે તે તેનું કર્મ છે. આમાં કર્મને શો સંબંધ છે? તે તમારો પોતાનો દોષ છે. તમારી રૂઢીજ આ શોકનું કારણ છે, અને તમે તેનો દોષ દેવ પર મુકો છો, અને તમે ધારો છો કે પ્રશ્નનો ખુલાસો થઇ ગયો. તમે જીવનને અમુક ચોકસ વિચારો, ચોકસ માન્યતાઓ અને ચોકસ રૂઢીઓ પ્રમાણે ઘડવા લાગો છો, પણ તે રીતે જીવન કદાપિ ઘડાશે નહિ....

જો તમે કહેતા હો કે રૂઢીઓ તથા માન્યતાઓનો નાશ કરવાથી અવ્યવસ્થા થઈ જશે, તો હું કહું છું કે અવ્યવસ્થા તો કયારનીયે હયાત છે. તમારામાંનો દરેક ઘોટાળામાં પડેલો છે.

તમારે શેની જરૂર છે, તે તમે જાણતા નથી. તમે વકીલો થાઓ કે અમુક ડીગ્રીઓ મેળવો, તમે મહિને દશ હજાર કમાઓ, છતાં જો તમે રૂઢીઓ અને માન્યતાથી બંધાએલા હશો તો તમારા મન સંકુચિત હશે. તમારે મને જગદ્‌ગુરૂ તરીકે માનવાની જરૂર નથી, તે બહુ મહત્ત્વનું નથી. પણ જો તમે સમજી શકતા હો તો જે હું કહું તેને અનુસરો, તેને અમલમાં મૂકો, તમારા દરરોજના જીવન વ્યવહારમાં તેને ઉતારો. મેં તમને પ્રથમ કહ્યું

તેમ હું કોઇ પણ બાબતની વિરૂદ્ધ નથી. પણ મૂર્ખતાથી સમજ્યા વગર કોઇ પણ બાબતને અનુસરવાની હું વિરૂદ્ધ છું. ગમે તે ગુરૂએ કહ્યું હોય, ગમે તેટલું રૂઢીથી ચાલ્યું આવતું હોય, પણ જો તે તમારૂં હૃદય કબુલ ન કરતું હોય, અથવા તેમાં આંધળાની માફક ચાલવાનું હોય તો તે ખોટું છે. તમે જોઇ રહ્યા હશો કે આખું જગત્ અત્યારે રૂઢીઓથી મુક્ત થતું જાય છે. તમે પોતે પણ રૂઢીઓથી મુક્ત થતા જાઓ છો. તમે બ્રાહ્મણ છો, અથવા અબ્રાહ્મણ છો–એમ કહેવરાવો છો. પણ મેં બ્રાહ્મણને વેપાર કરતા તથા કલાર્ક તરીકે કામ કરતા જોયા છે. તે જુના જમાનાના બ્રાહ્મણો નથી. તમે રૂઢીઓથી મુક્ત થતા જાઓ છો, પણ તમે તેનાથી એક પગલું આગળ જતા નથી. કારણકે તમે ડરો છો. માટેજ હું કહું છું કે જીવનના વિકાસ વાસ્તે અમુક માન્યતાઓ બીનજરૂરી છે. અને આપણી કેળવણીની પદ્ધતિ, લગ્નની પદ્ધતિ તેમજ બીજી અનેક પદ્ધતિઓ માન્યતાઓ પર રચાયેલી છે, માટે ભવિષ્યની પ્રજા આપણા જેવીજ થાય છે, આપણે તેવીજ થવા દઇએ છીએ. આપણે વ્યક્તિગત પૂર્ણતાને ઉત્તેજન આપતા નથી. તમે મુખ્ય માર્ગ પરથી જરા દૂર જાઓ તો તમને જ્યાં ત્યાં અવ્યવસ્થા ગોટાળો અને તદ્દન ગુંચવણ ભરી સ્થિતિ જણાશે. તમે કહેશો કે "તમે જે કહો છો તેથી તો વધારે ગેરવ્યવસ્થા થશે." હું ગેરવ્યવસ્થા જોઉં છું તેથી હું તે ગેરવ્યવસ્થામાંથી વ્યવસ્થા અને રચના લાવવા એક કળાકાર તરીકે કાર્ય કરી રહ્યો છું........

હું જે માનું છું, તે માનવાની તમારે જરૂર નથી.

તેનો સંબંધ મારી સાથે છે. હું અમુક બાબતો કહું છું, કારણ કે મેં તે શોધી કાઢી છે, પ્રાપ્ત કરી છે, મેં તે મેળવી છે. તમારે તે માનવાની જરૂર નથી. જો તમે માન્યતાને સમજવાની શરત રૂપ બનાવશો તો તમે બંધાયા છો. હું જે તમારી પાસેથી માગુ છું તે એટલુંજ કે તમે રસ્તાની બાજુએ આવેલા કોઇ મંદિરમાં બંધાઇ જતા ના. પણ તમે **ખુલ્લા મેદાનમાં** જાઓ કે જ્યાં તમે કેવળ પૂતળારૂપ નહિ પણ ખરા મનુષ્ય બની શકો. જે હું કહું છું તે સમજવાને તમે ઇંતેજાર હો તો તમે શબ્દોને પકડી ન લેતાં તે શબ્દો પાછળ રહેલો વિચાર સમજવાને પ્રયત્ન કરો, અને ચોકસ સમજણ વિના તેનો અર્થ પણ કરતા ના, કારણ કે મેં કહ્યું તેમ આપણે હજુ આપણા જીવનના સંકુચિત આદર્શથી, તેમજ વિચારો, રૂઢિઓ અને માન્યતાઓની સંકુચિતતાથી બંધાયેલા છીએ.

હું તમને તેનો દાખલો આપું. થોડા વખતપર પેરિસમાં એક પ્રખ્યાત ચિત્રકારે નવી ઢબનું એક ચિત્ર મને બતાવ્યું. મેં તેને કહ્યું "તે ચિત્ર મને ગમતું નથી" તેણે મને કહ્યું "મને ગમતું નથી એમ કહેતા ના. કારણ કે તમે જે જુનાં ચિત્રો જોયેલાં; તેના આકાર, રંગ, પ્રમાણ વગેરેના વિચારોથી તમે બંધાઇ ગયેલા છો. તમને અનુકૂળ પડે તેટલીવાર તે ચિત્ર જોવાને ફરી ફરી, આવ્યાં કરજો." તેથી હું તે ચિત્રને જોવા વારંવાર જતો અને મેં તેનું દૃષ્ટિબિન્દુ સમજવાને પ્રયત્ન કર્યો, અને પ્રથમ મને જે બધું અવ્યવસ્થિત લાગતું હતું, જેમાં રંગ કે પ્રમાણ જણાતાં નહતાં, ત્યાં હવે મને અમુક રંગ, આકાર, પ્રમાણ વગેરે જણાવા

લાગ્યાં. તે ચિત્રમાં સુંદરતા દેખાવા લાગી, મને તે ગમતું નથી, એમ જો મેં કહ્યા કર્યું હોત તો તે ચિત્રની કદર કદાપિ હું કરી શકયો નહોત, અને હું તેમાંથી શીખવા યોગ્ય કદાપિ શીખ્યો ન હોત. જીંદગી એ અનાદરની નહિ પણ શીખવાની ક્રિયા છે. જ્યારે મનુષ્ય કાંઈ સમજતો નથી, જ્યારે તે પ્રથમના વિચારોથી બંધાયેલો હોય છે, ત્યારે તે નવીન બાબતનો અનાદર કરે છે. જે કાંઈ બની રહ્યું છે, તે જો તમે સમજવા માગતા હો તો તમે તેનો અનાદર કરવાની બુદ્ધિ રાખી તે વસ્તુ સમીપ જતા નથી. વસ્તુ કયી છે, તે બીનમહત્વનું છે. તમે તે સમજવાની વૃત્તિથી ખુલ્લું મન રાખી તેની પાસે જાઓ, તમે તેને તપાસો, અને સંભાળ પૂર્વકની તપાસ કર્યા પછી જરા થોભીને, પછી તમે તેને સ્વીકારો કે તેનો ત્યાગ કરો. બરાબર તપાસ કર્યા વિના કોઇ પણ વસ્તુનો ત્યાગ કરવાનો કોઈને અધિકાર નથી. જીંદગી એ પ્રાપ્તિની ક્રિયા છે. કોઇ પણ વસ્તુ તમારી સંમુખ ધરવામાં આવે તો તેને તપાસો. જો તમને તે માફક ન આવે, તો તેને બાજુએ મૂકો. તમે બધા જીવનમાં તેવુંજ કરી રહ્યા છો. તમે પ્રયોગશાળામાં જઈ પ્રયોગો કરો છો, પણ તે બધા પ્રયોગો અમુક પદ્ધતિના અને ચાલતા આવેલા પ્રયોગો હોય છે. તમે જીવનરૂપી સમુદ્રને અમુક આકાર આપવા, સંયમમાં લાવવા પ્રયત્ન કરો છો, તેથી તે સમુદ્ર ઉભરાઇ જાય છે, અને અવ્યવસ્થા પ્રકટે છે, ગુંચવણો ઉભી થાય છે, અને દરેક વસ્તુ અસ્તવ્યસ્ત થઈ જાય છે. માટેજ સત્યને સમજવાને પ્રથમ એ વાત છે કે તમે સત્યની સમીપ સ્વચ્છ અને પક્ષપાત વિનાના મન સાથે

જાઓ. જો તમારે દિવસના, વૃક્ષોના, પુષ્પોના રંગ જોવા હોય તો તમે રંગવાળા ચસ્મા પહેરતા નથી. દિવસની સુંદરતા, તથા કુદરતની પૂર્ણતા નીહાળવાને તમે તે ચસ્મા ઉતારી નાખો છો; તેજ રીતે સત્યને સમજવાને તમારે બદ્ધમતના ચસ્મા કાઢી નાખવા જોઇએ. હું કહું કે "મારી પાસે સત્ય છે." તમારે તે માનવાની જરૂર નથી. પણ તમે દુઃખી છો, તેમજ જ્યાં ત્યાં અવ્યવસ્થા છે, ગોટાળો છે; તેટલા માટે તમારે તમારૂં મન તદ્દન ચોકખું, પક્ષપાત વિનાનું એવું રાખવું જોઇએ કે જે સત્યની પાસે જાય, સત્યને તપાસવાને ખુશી હોય, તોલ બાંધવાને ઈંતેજાર હોય, તેમજ વસ્તુઓનું માપ કાઢવાને પણ તત્પર હોય. માપ કાઢયા પછી, તોલ કર્યા પછી, પૂર્ણ વિચાર કર્યા પછી તમે અમુક બાબતનો સ્વીકાર કે ત્યાગ કરી શકો છો. જો કે હું કહેતો હોઉં કે કોઇ બીજો અમુક બાબત કહેતે હોય, પણ તમે પરીક્ષા વિના તે સ્વીકારી લો તો તે માન્યતારૂપ બને છે, અને તે માન્યતાની આસપાસ મંદિર, પંથ કે રિવાજ બંધાય છે.

---

# સાચા સુખનું રહસ્ય.

(૧૯૨૮ ની ૩૧ મી માર્ચે લંડનમાં આપેલું પ્રથમ વ્યાખ્યાન.)

હું ફક્ત ૪૫ મીનીટ આજે બોલવાનો છું, અને હું જે કહું તે અંધશ્રદ્ધાથી માની નહિ લેતાં તેનો બુદ્ધિપૂવક તોલ બાંધજો. મારી એવી ઇચ્છા છે કે હું જે કહું તેમાંનું કાંઇ પણ માની લેતા નહિ, કારણ કે જો યોગ્ય સમજ વગર તમે કાંઇ પણ માની લેશો તો જીવનને પુરી રીતે નહિ સમજતાં તમે આડે રસ્તે દોરાઇ જવાનો સંભવ છે.

મારો હેતુ મારૂં દૃષ્ટિબિન્દુ જે જાણવાને તમે અત્રે આવ્યા છો તે તમને સમજાવવાનો છે. અને મારૂં દૃષ્ટિબિન્દુ પૂર્ણ રીતે અને બુદ્ધિપૂર્વક સમજવાને હું ઇચ્છું છું કે તમારે કોઇ પણ વસ્તુ અંધશ્રદ્ધાથી માની નહિ લેતાં તમારી વિવેકદૃષ્ટિ વાપરવી જોઇએ.

હું થોડો સમયજ બોલવા માગું છું, તેથી હું વિગતમાં ઉતરવા માગતો નથી, પણ હું સામાન્ય સિદ્ધાંતો રજુ કરવા માગુ છું, અને તમે જ્યારે ઘેર જાઓ, ત્યારે તે પર વિચાર કરજો. હું તમારી પાસેથી એટલુંજ માગું છું કે કોઇ પણ વસ્તુ **સ્વીકારી લેતા ના**, તેમજ કોઈ પણ વસ્તુનો **અનાદર કરતા ના**. પણ સમજણ તથા બારીક પરીક્ષા સાથે, સત્ય શોધવાની ઇચ્છાથી તમારી નિર્ણય કરવાની શક્તિનો ઉપયોગ કરો.

અત્યારે દરેક સ્થળે, સઘળા દેશોમાં, અને સર્વ પ્રજા-

ઓમાં જેથી પોતાની જ્ઞાનની ભુખ ભાગે, તથા જીવનને સમજવાની ઇચ્છા સંતોષ પામે તેવું કાંઇક રહસ્ય શોધી કાઢવાની ભાવના પ્રગટી રહી છે.

જગતમાં દરેક મનુષ્ય સત્યને શોધે છે, અને એમ સમજે છે કે તે જીવનના પ્રવાહથી દૂર છે; પણ ખરી રીતે જોતાં **સત્ય એજ જીવન** છે. જીવનની સમજ સત્યનું જ્ઞાન આપે છે, અને જે પળે જીવન કેવી રીતે કાર્ય કરે છે તે તમે સમજો તે પળે તમે સત્ય કેવી રીતે કાર્ય કરે છે, તે સમજી શકશો. ઘણા લોકો એમ માને છે કે સત્ય સામાન્ય જીવનથી, મનુષ્યના મનથી, વિચાર અને લાગણી-વાળા સામાન્ય મનુષ્યથી સંતાઇ રહેલું છે. વળી તેઓ એમ પણ ધારે છે કે સત્ય શોધવાને તેમણે જગતથી દૂર ભાગવું જોઇએ, અમુક સદ્‌ગુણો મેળવવા જોઇએ, અમુક જ્ઞાન મેળ-વવું જોઇએ, અમુક દુઃખો અને સુખોનો અનુભવ પ્રાપ્ત કરવો જોઇએ.

હું આજે તમને એ જણાવવા માગું છું કે તમારી આસપાસ જીવન જે રીતે ક્રિયા કરી રહ્યું છે, તે જે પળે તમે સમજો તે પળે તમે સત્યને સમજી શકશો. અને સત્યને સમજવાથી તમારા જીવનના પ્રશ્નોનું તમે નિરાકરણ લાવી શકશો.

**પવિત્ર પુરૂષ સિવાય કોઈ બીજો ઈશ્વર નથી, મનુષ્યની બ્હારની એવી કોઇ સત્તા નથી કે જે તેને વશ રાખતી હોય-તેના પોતાના સિવાય તેનો બીજો**

**કોઈ નિયામક નથી. મનુષ્ય જાતે સ્વર્ગ કે નરક, શુભ કે અશુભ ઉત્પન્ન કરે તે સિવાય સ્વર્ગ કે નરક, શુભ કે અશુભ છેજ નહિ, આથી મનુષ્ય બીજા કોઇને નહિ પણ પોતાને જવાબદાર છે.**

હવે તમે આ વસ્તુઓ સ્વીકારો, અથવા હું જે કહેવાનો છું તે તમે તપાસો તે પહેલાં હું તમને એ સૂચવવા માગું છું કે આજના વ્યાખ્યાન પ્રસંગે તમે બદ્ધમતોથી બંધાઇ જતા ના, કારણ કે બદ્ધમત્ત એ પર્વતના મુખ ઉપર આવેલી છાયારૂપ છે, અથવા ખુલ્લા આકાશપર આવેલા વાદળ સમાન છે. બદ્ધમત તમને મર્યાદિત બનાવે છે કે જેથી તમારી સમજવાની શક્તિ ચાલી જાય છે. બદ્ધમત એ વસંત ઋતુમાં જમીનપર પડતા પાંદડાં જેવો છે કે જે પાંદડું મનુષ્ય પગતળે કચરી નાખે છે.

તેથી જે મન જીવનને સમજવા માગે છે, જે જીવનના જ્ઞાન વિષેની ઇચ્છાવાળું છે, તે મન બદ્ધમત વિનાનું હોવું જોઈએ, તેમજ તે સંકુચિત અને મર્યાદિત ન હોવું જોઇએ.

જીવન એ સત્ય છે. તેને સમજવાને, તેમજ તમે દરેક, બીજા કોઇને નહિ–બ્હારની સત્તાને, ઈશ્વરને, આધ્યાત્મિક સત્તાને, અથવા મનુષ્યાતીત દેવને નહિ–પણ તમને પોતાને જવાબદાર છો, એ સમજવાને પક્ષપાત વગરનું અને રૂઢીથી નહિ બંધાયેલું મન હોવું જોઇએ.

હું હમણા મારી જન્મભૂમિમાંથી–હિંદથી–અત્રે આવેલો છું. ત્યાં મેં સાત હજાર માઇલની મુસાફરી કરી, ઘણા

શહેરોની મુલાકાત લીધી, અને ઘણાં મનુષ્યો જોડે વાતો કરી. ત્યાં સ્પષ્ટ રીતે જોઇ કે સમજી શકે તેવું મન રાખવું એ બદ્ધમતવાળા લોકો માટે મોટામાં મોટી અડચણ છે. બીજા દેશોની માફક અમે પૂર્વના દેશોમાં રૂઢીઓથી બંધાયેલા છીએ અને કોઈ પણ બાબતનો નિર્ણય કરવામાં રૂઢીને આગળ લાવવાથી તે રૂઢી મનને દબાવી દેછે. જ્યાંસુધી તમે રૂઢીઓને ટેકા તરીકે વાપરો ત્યાં સુધી રૂઢીઓ જરૂરની છે. બાળકો વાસ્તે-રૂઢીઓ અગત્યની છે. પણ આપણે બાળકો નથી. આપણા મનમાં સ્પષ્ટ વિચાર કરવાની શક્તિ છે, આપણા હૃદયમાં શુદ્ધ લાગણી રાખવાનું બળ છે, અને આપણે દરેક વસ્તુનો તેના પોતાને ખાતર તોલ બાંધવો જોઇએ, પણ કોઇ પણ માન્યતા આપણે પ્રિય કે ખરી ધારતા હોઇએ, તેનાથી દોરાઈ જવું નહિ. ઘણા લોકો જીવનને અમુક માન્યતાઓથી, ચાલતી આવેલી રૂઢીના ધોરણથી બાંધે છે, અને તેથી તેઓનાં જીવન સંકુચિત, મર્યાદિત અને દુઃખી હોય છે. આ તો વસ્ત્રમાં પાણીને બાંધવા જેવું અથવા તો પવનને તમારી મુઠીમાં લેવા જેવું છે.

દરેક મનુષ્ય અત્યારે તે કરી રહ્યો છે, પોતાના જીવનને અમુક માન્યતાઓ, બદ્ધમતો અને પંથોથી બાંધી રહ્યો છે. હું અત્યારે જે કહી રહ્યો છું, તે સમજવાને તમારે પક્ષપાત વિનાના બનવું, એમ હું ઈચ્છું છું, કારણ કે હું એમ માનું છું કે પવિત્ર, ઉમદા અને શુદ્ધ જીવન ગાળવાને કોઇ પણ પ્રકારની માન્યતા હોવી જરૂરની નથી.

આમાં કાંઈ નવું નથી. આ વિશ્વમાં નવીન કાંઈ નથી.

જેઓ શોધ કરે છે, તેમને નવીન વસ્તુઓ જડે છે. અને મેં અમુક વસ્તુઓ શોધી કાઢી છે—અને હું આ શબ્દો અભિમાન વગર કેવળ નમ્રભાવે કહું છું. મેં સુખનું મૂળ શોધી કાઢ્યું છે. અનેક માન્યતાઓ અને રૂઢીઓથી અસ્તવ્યસ્ત થયું હોય, એવું મારૂં મન નથી, પણ તેના આગળ ધરવામાં આવે, તે સર્વ વસ્તુઓ સ્પષ્ટ રીતે રસપૂર્વક અને બુદ્ધિપૂર્વક તપાસવાને તૈયાર હોય તેવું તે મન છે. સત્યને સમજવાને, અને જીવનને સંકુચિત મર્યાદાઓ, માન્યતાઓ, બદ્ધમતો અને પંથોમાંથી છૂટું કરવાને આ પ્રથમ જરૂરની બાબત છે.

વર્તમાન ચિત્રકળા, વર્તમાન શિલ્પશાસ્ત્ર, અને વતમાન વિચાર તથા ભાવનાઓ સાથે સંકળાયેલી દરેક બાબતનો વિચાર કરો. એક દિવસ પેરિસમાં હું મારા એક મિત્ર વર્તમાન કાળના પ્રસિદ્ધ ચિત્રકાર સાથે હતો. તેણે મને એક પોતાનું નવી ઢબનું ચિત્ર બતાવ્યું. પ્રથમ તો મારા મનમાં તેનો અનાદર કરવાનો વિચાર સ્ફૂર્યો. મારા મિત્રે કહ્યું, એકદમ અભિપ્રાય બાંધતા ના, તમને અત્યાર સુધી અમુક પ્રમાણ, અમુક રંગ, અમુક વિચાર અને અમુક ઉપસી આવેલો ભાગ જેમાં હોય એવાં ચિત્રો જોવાની ટેવ પડેલી છે. ઘણા થોડા મનુષ્યોએ દોરવાને પ્રયત્ન કર્યો હોય, એવું એક ચિત્ર હું દોરી રહ્યો છું, અને તમે પક્ષપાત વિના બુદ્ધિપૂર્વક તે સમજો એમ હું ઇચ્છું છું. તમે જો તે રીતે તેની પરીક્ષા કરશો, તો હું શું ચિતરી રહ્યો છું તે તમે સમજી શકશો.”

થોડા વખત પછી જ્યાં પ્રથમ આકાર, રંગ, પ્રમાણ કે ઉપસેલો ભાગ ન હતો, ત્યાં હવે આકાર, રંગ, પ્રમાણ અને ઉપસેલો ભાગ મને જણાવા લાગ્યા.

તેવીજ રીતે પક્ષપાતવાળા મનને અમુક આકાર કે ઘાટ જોઇએ છે કે જે દ્વારા જીવન–સત્ય પ્રકટ થઇ શકે. હિંદુ અમુક રીતે સત્ય પ્રકટ થાય ત્યારેજ તેનો સ્વીકાર કરી શકે; ખ્રીસ્તી અમુક આકાર દ્વારાજ સત્ય પ્રકટ થાય તો તે માને છે. સત્ય અમુક આકારમાંથી તેમજ મનુષ્યના હાથે રચેલા અમુક ઘાટમાંથી આવતું નથી. સત્ય જે જીવન છે, તેને સમજવાને નિષ્પક્ષપાતી અને બદ્ધમત વિનાનું હૃદય અને મન તૈયાર કરીને આવવું જોઇએ. મેં તમને કહ્યું છે કે આ પક્ષપાત વિનાનું હૃદય તે સત્ય સમજવાની પ્રથમ શરત છે.

તમે ખ્રીસ્તી હો, થિઓસોફીસ્ટ હો કે ગમે તે હો, અને ધર્મના અને માન્યતાઓના મોટા બાહ્ય આડંબરને માનતા હો, પણ જો તમે જીવનને સમજવા માગતા હો તો **પ્રથમ શરત એ છે કે તમારૂં મન નિષ્પક્ષપાતી હોવું જોઇએ.**

જીવનને સમજવાને–સત્યને સમજવાને અસંતોષ પ્રકટવો જોઇએ. સઘળી રૂઢ થઇ ગયેલી માન્યતાઓ, બદ્ધમતો અને પંથો સામે તમારામાં બળવો જગાવવાની વૃત્તિ હોવી જોઇએ. અત્યારે જગતમાં શું થઈ રહ્યું છે, તે જુઓ. તમે ગમે ત્યાં જાઓ ત્યાં, અને ખાસ કરીને યુવાનોમાં રૂઢ થયેલા

રીવાજો અને નીતિની સ્થાપિત થયેલી ભાવનાઓ સામે બળવો ઉઠાવવાની વૃત્તિ જોવામાં આવે છે.

લોકો સત્તા સામે અસંતોષ ધરાવે છે–અને તે તદ્દન વાજબી છે. કારણકે જે મન તથા હૃદય સંતુષ્ટ હોય છે, તે શાંત જંગલમાં આવેલા તળાવ જેવા છે. આવા તળાવમાં શેવાલ બાઝે છે, અને કોઈ પણ પશુ કે મનુષ્ય તે તળાવમાં પાણી પીવા વાસ્તે આવતું નથી. તે પાણી વ્હેતું નથી, અને સંતુષ્ટ મન પણ તે તળાવના પાણી જેવું છે. બળવો ઉઠાવવાની વૃત્તિ વિના–અસંતોષ વિના–તમે કદાપિ સત્ય પ્રાપ્ત કરી શકશો નહિ, આ બંડ કરવાની વૃત્તિ વિના તમે તમારા જીવનના પ્રશ્નોનું નિરાકરણ કરી શકશો નહિ. કહેવાતો અસંતોષ પ્રાપ્ત કરવો એ કામ સુગમ છે, તેમજ જેને તમે સંતોષ કહો છો, તે પ્રાપ્ત કરવાનું કામ પણ સ્હેલું છે. પણ અસંતોષ જે વિષે હું કહું છું તે **વિચારપૂર્વકનો અસંતોષ** છે. બુદ્ધિ એટલે અનુભવોનો સંગ્રહ. તેથી તમે જ્યારે સમજપૂર્વક અસંતુષ્ટ બનો છો, ત્યારે તમે કાંઈ નવું સરજો છો, અને જીવનના પ્રશ્નોનું નિરાકરણ નાશ કરવામાં નહિ પણ ઉત્પન્ન કરવામાં રહેલું છે. સત્યને સમજવાને વાસ્તે બીજી શરત આ પ્રમાણે એ છે કે **વર્તમાન સ્થિતિથી તમને ખરો અસંતોષ થવો જોઈએ.**

ત્રીજી શરત એ છે કે **તમારૂં મન તથા હૃદય સરલ હોવું જોઇએ.** હવે સરલતાનો અર્થ બેડોલપણું એવો થતો નથી. જુની રૂઢીના સંકુચિત, અને મર્યાદિત દૃષ્ટિબિન્દુથી શરીરે રાખ ચોળવી, તાપડાનો કકડો પહેરવો,

સામાન્ય રીતે મલીન અને અસ્વચ્છ રહેવું અને જીવનના પ્રશ્નોનું નિરાકરણ કરવાને જગતમાંથી નાસી જવું-એનું નામ સરલતા એવો અર્થ કરતા ના. હું તેવા પ્રકારની સરલતા માગતો નથી. એક પાંદડું લો, અને તેને તપાસો. તે કેટલું સરલ છે! પણ તે પાંદડાની પાછળ ઘણા શીઆળા, ઘણી વસંત ઋતુઓ, ઘણા ઉનાળા, અને ઘણી પાનખર ઋતુઓ આવેલી છે. તે ઘણા અનુભવોનું, ઘણા દુઃખોનું, ઘણા પ્રયત્નોનું પરિણામ છે, અને તેમાંથીજ સરલતા જન્મે છે. સત્યને સમજવા માટે સરલતાની જરૂર છે.

ત્યારે સત્ય સમજવાને ત્રણ વસ્તુઓની જરૂર છે. પ્રથમ મન તથા હૃદય પક્ષપાત વિનાનાં હોવાં જોઇએ. બીજી વાત એ છે કે મન તથા હૃદય સમજપૂર્વકની વિચાર ક્રાંતિ કરનારાં હોવાં જોઇએ, અને ત્રીજી બાબત એ છે કે મન તથા હૃદય ઘણા અનુભવોને પરિણામે સરલ બનેલાં હોવાં જોઈએ.

આ પ્રમાણે જમીન-કેન્વાસ તૈયાર કર્યા પછી ચાલો આપણે તે પર ચિત્ર દોરીએ. જગતમાં દરેક મનુષ્ય કયી વસ્તુને શોધી રહ્યો છે? ગમે તે ધર્મનો, ગમે તે પ્રજાનો, ગમે તે રંગનો, અથવા અનુભવ કે બીનઅનુભવને અમુક પગથિયે ઉભેલો, મનુષ્ય શું ઇચ્છી રહ્યો છે? આ શ્રોતા વર્ગમાંથી દરેક મનુષ્ય શેની ઇચ્છા કરે છે? તમે **સુખી** થવા માગો છો, અને તેજ મોટામાં મોટી આધ્યાત્મિકતા છે.

દરેક મનુષ્ય સુખી થવા ઈચ્છે છે, અને સુખની

પ્રાપ્તિને વાસ્તે તેને ઘણા અનુભવો હોવા જોઈએ. એક ટુંકી જીંદગીનો અનુભવ નહિ પણ ઘણી જીંદગીઓનો અનુભવ તેને મળવો જોઇએ. આ સુખ સઘળા અનુભવોની પરાકાષ્ઠા, સઘળા અનુભવોનું ઉચ્ચસ્વરૂપ છે, છતાં તે સઘળા અનુભવોની પેલીપાર છે. અને તે સુખથી મુક્તિ આવે છે, અને તે મુક્તિ એટલે સઘળી વસ્તુઓથી છુટકારો. કારણકે તમે સઘળી વસ્તુઓમાંથી શીખવા યોગ્ય શીખી ગયા છો.

તે મુક્તિ સઘળી ઈચ્છાઓની પેલીપાર છે. કારણકે તમે સઘળી ઇચ્છાઓમાં થઇ પસાર થયા છો. તે સઘળા અનુભવોની પેલીપાર છે, કારણકે તમે બધા અનુભવોમાં થઇ પસાર થયા છો. આનું નામ મુક્તિ–આનું નામ સુખ; જગતમાં દરેક મનુષ્ય તેવું સુખ શોધી રહ્યો છે.

આ સુખ મેળવવાની ધગશ તેનામાં જાગ્રત થયેલી હોવાથી મનુષ્ય ધર્મ તરફ વળે છે. તે કોઈક શક્તિ જે તે ધારે છે કે તેની પેલીપાર આવેલી છે, જે તેને દોરે છે અને જે તેને જીવનના માર્ગે ચાલવામાં પ્રોત્સાહન, પોષણ અને આનંદ આપે છે, તેવી કોઇ શક્તિ તરફ વળે છે. હવે હું કહું છું–તમારે તે માની લેવાની જરૂર નથી કે મેં આવી મુક્તિ–આવું સુખ પ્રાપ્ત કર્યું છે. મેં ઘણું આંતરયુદ્ધ કર્યું છે. મેં ઘણા લોકોનાં જીવન જોયાં છે. મેં અનેક વસ્તુઓથી સમૃદ્ધ થયેલા શ્રીમંતો, તેમજ જેમની પાસે કાંઇ નથી તેવા ગરીબ મનુષ્યોને જોયા છે. મેં અમુક બદ્ધમતા અને માન્યતાઓવાળા ધર્મિષ્ઠ મનુષ્યોને જોયા છે કે જેઓ કાંઇ પણ મુશ્કેલી આવતાં તેમના પ્રશ્નોના

નિરાકરણુ વાસ્તે મંદિરે દોડી જાય છે; મેં આ બધી બાબતો જોઈ છે, તેમજ મારા અનેક જન્મોના અનુભવોને પરિણામે મેં સાધ્ય પ્રાપ્ત કર્યું છે, અને તે સાધ્યની પ્રાપ્તિને લીધે હું તમને માર્ગ બતાવવા માગું છું. આનો અર્થ નવો પંથ કે નવો ટેકો કે નવો ધર્મ એમ કરતા ના; કારણુકે હું માનું છું કે ધર્મ એ મનુષ્યોના ઠરી ગયેલા વિચારો છે, અને તે ઠરી ગયેલા વિચારોરૂપી ઈંટોવડે તેઓ મંદિરો બાંધે છે, અને તેમાં જે દેવો અમુક ક્રિયાઓ અમુક વિધિઓ, અમુક પ્રકારના ભોગો, રૂઢીઓ અને વ્હેમોની માગણી કરે છે, તેવા દેવોવડે તેઓ પકડાય છે, બંધાય છે.

હવે જે હું કહું છું, તેમાંનું કાંઇ પણુ તમે માન્યતા કે બદ્ધમત તરીકે સ્વીકારો તો તમે નવો ધર્મ રચશો કે જેમાં તમે બંધાઇ જશો. તમારા ઉભા કરેલા દેવો તમારી પાસેથી અનેક પ્રકારના ભોગ માગશે. જેઓ પોતાની મર્યાદાઓના પાંજરાને ચિતરી રહ્યા છે, તેમને તે પાંજરામાંથી છુટા કરવા હું માગું છું.

તમે જગતમાં જ્યાં જ્યાં જશો, ત્યાં ત્યાં તમને માન્યતાઓ માલમ પડશે. અમુક આ કે પેલા દેવની માન્યતા, અમુક વિચારની માન્યતા, અમુક ધર્મની માન્યતા માલમ પડશે. જ્યાં જશો, ત્યાં તમને ગુંચવણુ જણાશે, કારણુકે ત્યાં ઘણા દેવો છે, અને તે દેવના મુંઝાવરો ઘણા હોય છે. વળી તમને ઘણા ધર્મો જણાશે અને દરેક ધર્મ જણાવશે કે અમારૂં ખાસ સ્વર્ગ કે નરક છે, અને અમારા

ખાસ ઈષ્ટદેવ છે. આ બધી ગુંચવણમાંથી શું આપણે વ્યવસ્થા લાવીશું, અને જમાનાઓની અવ્યવસ્થામાંથી શું આપણે વ્યવસ્થારૂપી ચમત્કાર કરીશું, કે આપણે નવી માન્યતા તથા નવા દેવ ઉભા કરીશું અને આપણા વિચારોને સ્થાયી રૂપ આપીને નવું મંદિર બાંધીશું ? શું આપણે જાતે નવો રસ્તો શોધી કાઢીશું ? કારણ કે જ્યાં ગુંચવણ છે, અવ્યવસ્થા છે, ત્યાં એકવાકયતા નથી અને ત્યાં દુઃખ છે.

મેં તમને કહ્યું તે પ્રમાણે સુખ નિષેધાત્મક (Negative) નહિપણ નિશ્ચયાત્મક (Positive) છે. તે સઘળા અનુભવોની પૂર્ણાહુતિ છે, પણ સઘળા અનુભવોની પેલીપાર છે. તે સુખ મર્યાદિત વિચારો તથા લાગણીઓ સાથે બંધાયેલા મન તથા હૃદયને છુટા કરેછે. આવું સુખ તમારે દરેકને જોઇએછે, આવા સુખ માટે તમે દરેક તલસો છો, અને જે પળે તમે તેવા સુખને તમારૂં સાધ્ય બનાવ્યું, તે પળે તમારે સત્યને સમજાવનારા વચલા મનુષ્યોની જરૂર રહેશે નહિ. તેજ મનુષ્યજાતિનું છેવટનું-પૂર્ણ-સાધ્યબિન્દુ છે. તમે સુખી થવા માગો છો, તમે સઘળી વાસનાઓથી સ્વતંત્ર અને મુક્ત થવા માગો છો, તેટલા માટે તમારે તેમાંથી છૂટવા માટે સઘળી વાસનાઓ અને સઘળા અનુભવોમાંથી પસાર થવું જોઇએ. આ કામ તમારે કેવળ અનુભવનું સુખ મેળવવા માટે કરવાનું નથી. આ પ્રમાણે જ્યારે તમે સાધ્યને તમારા હૃદયમાં સ્થાપિત કર્યું હશે, પછી તમારે વચલા મનુષ્યોની તેમજ કોઇની સત્તાની જરૂર પડશે નહિ.

ખુલ્લા દરિયાપર ચાલતા એક વ્હાણનો દાખલો લો; ધારો કે તે વ્હાણ ઉપર કોઇ પણ જાતનું હોકાયંત્ર નથી; તો તે વ્હાણ પોતાનો રસ્તો ભૂલી જવાનો સંભવ છે. તે વ્હાણ કયે રસ્તે જવું અથવા તેનું સાધ્ય-તેને પહોંચવાનું સ્થળ-શું છે તે જાણતું નથી. તેજ રીતે જગતમાં લોકોને કાંઈ સાધ્ય હોતું નથી. તેથી વિચારની ગડમથલમાં પોતાનો રસ્તો ભુલી જાય છે. માટે પોતાનો માર્ગ નક્કી કરવાને તેમણે સાધ્ય નક્કી કરવું જોઇએ. અને આ સાધ્ય **બીજા કોઇએ** નહિ પણ દરેકે **પોતાને** માટે નકકી કરેલું હોવું જોઇએ. મેં કહ્યું તેમ આ જગતમાં દરેક મનુષ્ય સુખી થવા માગે છે, તેજ એક આનંદનો અને સત્યનો વિષય છે. અને તમે જાતે તે સાધ્ય નકકી કર્યું હશે, ત્યારે તમને એક સુકાન મળશે કે જે દ્વારા તમે તમારા વ્હાણને દોરી શકશો. આપણે એક પળને વાસ્તે કલ્પી લઇશું કે તમે દરેકે સુખને તમારા સાધ્ય તરીકે નક્કી કર્યું છે. હવે તમે પૂછો છો કે આ સુખ હમેશને વાસ્તે તમારામાં ટકી રહે તે માટે તમારે શું કરવું ?

દરેક વ્યક્તિમાં ત્રણ જુદાં જુદાં તત્ત્વો છે; મન છે, લાગણીઓ છે, અને શરીર છે. તમે તમારા મનને, તમારી લાગણીઓને તેમજ તમારા શરીરને તપાસતાં રહેશો તો તમને જણાશે કે આ ત્રણ જુદી જુદી વ્યકિતઓ હોય અને દરેક પોતપોતાને માર્ગે કાર્ય કરતું હોય, અને આ રીતે કલહ પેદા કરતું હોય એમ તમને લાગશે.

જો તમે ગાડીમાં બેઠા હો, અને તે ગાડીને ખેંચનારા

ત્રણ ઘોડા હોય, પણ જો તે ઘોડાઓ ઉપર તમારો કાબુ ન હોય તો તમે તમારા નિયત સ્થળે પહોંચી શકશો નહિ, કારણ કે દરેક ઘોડો જુદી જુદી દિશામાં તે ગાડીને ખેંચતો હોય છે. પણ જો તે ઘોડાઓ ઉપર તમારો કાબુ હોય અને તમારે પહોંચવાનું સ્થળ નક્કી હોય, તો તમે સમજપૂર્વક અને શાંતિથી તમારે ધારેલે સ્થળે પહોંચી શકશો. તમારામાં મન, લાગણીઓ અને શરીર રૂપી ત્રણ તત્ત્વો આવેલાં છે, અને પૂર્ણ એકતા વાસ્તે તે ત્રણેને પૂર્ણ રીતે ખીલવવાં જોઇએ. મનનું પૂર્ણત્વ એટલે શું ? તમે તમારા વાસ્તે સુખને તમારૂં સાધ્યબિન્દુ બનાવ્યું છે, તેવી રીતે તમે તમારા મનને વાસ્તે પણ કાંઇક સાધ્ય નક્કી કરો. તે સાધ્ય તે વ્યકિતત્વની શુદ્ધિ, તેનો અર્થ કેટલાક ધારે છે તેમ વ્યકિતત્વનો સર્વથા નાશ નહિ, પણ વ્યકિતગત અનુપમતા ( uniqueness ) ની પૂર્ણ ખીલવણી. તમે કદાપ વ્યકિતત્વનો નાશ કરી શકો નહિ. પણ તમે તેને શુદ્ધ કરી શકો, ઉન્નત કરી શકો, અને આ રીતે તમે તેને સાધ્યની પાસે લાવી શકો. જુદા જુદા રંગની ચિત્રેલી એક સુંદર આકૃતિ લો. ચિત્રકારે અમુક આકાર દોરવો હોય, તે જે રંગો વડે ચિતરી શકાય તેવા સંખ્યાબંધ રંગો તેમાં માલુમ પડશે, પણ જો તેમાંનો દરેક રંગ પૂર્ણ ન હોય તો તે ચિત્રમાં પરસ્પર એકતા જણાશે નહિ. તેવી રીતે દરેકે પોતાની ખાસ વ્યકિતગત અનુપમતા ખીલવવાની છે, અને જ્યારે તે વ્યકિતગત અનુપમતા પૂર્ણતાએ ખીલે છે, ત્યારે દરેકની સાથે એકતા અનુભવાશે. ધારો કે તમારો રંગ લીલો છે, અને મારો રાતો છે. તમે તમારો

રંગ પૂર્ણતાએ ખીલવો અને હું મારો રંગ પૂર્ણતાએ લઇ જઉં અને પછી જો આપણે મળીએ તો આપણને રંગ દેખાશે નહિ. કારણ કે આપણે જાણીએ છીએ કે સઘળા રંગો છેવટે એક શ્વેત રંગમાં મળી જાય છે. જ્યારે પૂર્ણતા પામેલા મન મળે છે, ત્યારે સંપૂર્ણ એકતા હોય છે, ભેદ-ભાવ હોતો નથી, તેમજ જુદાપણાની લાગણી હોતી નથી. મનને વાસ્તે આ ઉંચમાં ઉંચ સાધ્ય છે.

તેવીજ રીતે તમારે લાગણીઓને વાસ્તે સાધ્ય નક્કી કરવું જોઇએ. તે સાધ્ય શું ? તમારામાં તીવ્ર પ્રેમ હોવો જોઇએ, છતાં તમારે આસક્તિ વિનાના હોવું જોઇએ. પ્રેમ કેવી રીતે ખીલે છે, તે જુઓ. શરૂઆતમાં તે અદેખો, સંકુચિત, મર્યાદિત અને દરેક બાબતનો ઇર્ષ્યાળુ હોય છે; પણ ધીમે ધીમે દુઃખ અને શોકદ્વારા તે ખીલે છે અને ધીમે ધીમે તે વિસ્તારમાં વધે છે, અને ઘણા લોકોને પોતાની મર્યાદામાં લે છે. માટે જો પ્રેમને તમે તપાસો અને તેના સાધ્યબિન્દુ સુધી તમે તેની પાછળ પાછળ ચાલ્યા જાવ તો તમને લાગશે કે તે પ્રેમ છેવટે આસક્તિ વિનાનો થયો હશે.

પૂર્ણ એકતા વાસ્તે શરીર કેવા પ્રકારનું જોઇએ ? પ્રથમ તો તે સુંદર હોવું જોઇએ. જગત તરફ દૃષ્ટિ કરો. લાખો વર્ષોથી લોકો સુંદરતાને શોધતા આવ્યા છે. તમે લંડનના કોઈ રસ્તાપર જાઓ અને દુકાનો તરફ નજર કરો તો લોકોને સુંદર બનાવનારા અનેક જાતનાં ક્રીમ (Creams) તમને તે દુકાનોમાં જણાશે. તેમાં કાંઇ ખોટું નથી, પણ બહારનું

ખોખું કેવળ સુંદર બનાવવું એ બસ નથી. કિનારા પરની છીપ લો. તે સુંદર દેખાય છે, પણ જેણે તે છીપને સુંદર બનાવી તે ચાલ્યું ગયું હોય છે અને તે છીપ નિર્જીવ વસ્તુ છે. તેવીજ રીતે કેવળ સુંદર આકાર આકર્ષક હોય છે, પણ તેમાં પરસ્પર એકતા હોતી નથી, માટે જીવનને લીધે પ્રકટ થતી સુંદરતા એ શરીરની પ્રથમ જરૂરીઆત છે. બીજી બાબત શરીર પરનો સંયમ છે. સંયમ એટલે શરીરને દાબી દેવાનું નહિ પણ તેને સમજવું તે. અને ત્રીજી બાબત શરીરની ઋજુતા–સરલતા છે. જ્યારે હું હિંદમાં મુસાફરી કરતો હતો, ત્યારે લોકો મને કહેતા હતા કે, "તમે કહો છો કે આપણે સાદું જીવન ગાળવું જોઈએ. તો પછી તમે કેમ સ્વચ્છ કપડાં પહેરો છો? તમે કેમ ચોકખા રહો છો? તમે કેમ હજામત કરાવો છો?" સરલતાનો અર્થ આપણે પાછા જવું એમ થતો નથી. બે ત્રણ હજાર વર્ષ પરના ધોરણથી તમારે સરલતાને માપવાની નથી. આપણે તે ભૂતકાળમાં જવાની જરૂર નથી. આપણે ત્રણ હજાર વર્ષ આગળ છીએ અને જે વખતે સ્થુળ જીવન કેવળ અવ્યવસ્થિત સ્થિતિમાં હતું તે વખતમાં પાછા જવાથી લાભ નથી. આપણે આગળ વધ્યા છીએ. તે શબ્દ બહુ ભયંકર છે, પણ અત્યારે તો તેનો હું ઉપયોગ કરૂં છું. ત્યારે હવે મનને વાસ્તે સાધ્ય વ્યક્તિત્વની શુદ્ધિ છે. તેનો અર્થ વ્યક્તિત્વનો નાશ નહિ પણ વ્યક્તિગત અનુપમતાની ખીલવણી છે. લાગણીઓના–હૃદયના સંબંધમાં તે આસક્તિ વગરનું હોવું જોઇએ તેમજ પૂર્ણ પ્રેમાળ હોવું જોઇએ. શરીરના સંબંધમાં સુંદરતા, સંસ્કારિતા, સ્વચ્છતા અને સદાચાર જરૂરનાં છે.

કારણ કે જ્યાં સદાચાર હોય ત્યાં ધર્મિષ્ઠતા વસે છે. જ્યારે તમે આ ત્રણ બાબતોને વ્યવહારિક જીવનમાં ઉતારશો, ત્યારે તમને એકતા લાગશે, અને જ્યાં એકતા છે ત્યાં સુખ છે.

જે સુખ મુક્તિથી ઉદ્ભવે છે, જે સુખ ઘણા અનુભવોના પરિણામે ઉત્પન્ન થતી અનાસક્તિમાંથી પ્રકટે છે, તે સુખને તમારા સાધ્ય તરીકે તમે સ્થાપન કર્યું હશે, ત્યારે તમે માર્ગને જાણી શકશો. કારણ કે તમારામાં એકતા પ્રકટી હશે, તે વખતે તમારે માન્યતાઓની જરૂર રહેશે નહિ; તેમજ ધર્મો અને તે ધર્મોનો અર્થ કરનાર મનુષ્યોની જરૂર રહેશે નહિ, તેમજ માન્યતાઓની સાથેના બાહ્ય આડંબરની પણ તમને જરૂર રહેશે નહિ. તમે તે વખતે તમારી પોતાની જાતના જવાબદાર બનો છો, તમારી અંદર તમે વ્યવસ્થા ઉત્પન્ન કરો છો, અને અનુભવના પરિણામે ઉત્પન્ન થયેલી સમજ તમારામાં છે, તેથી તમને લાગે છે કે શુભ કે અશુભ જેવું કાંઈ છેજ નહિ. તેમજ વિજય કે પરાભવ જેવું કાંઇ નથી. તે તો તમારી અંદર રહેલી પૂર્ણતા તરફ લઇ જનાર અનુભવની, શિક્ષણની, બળ એકત્ર કરવાની રીત છે. મેં ત્રણે શરીરોની એકવાક્યતા પ્રાપ્ત કરી છે, અને મુક્તિના પરિણામ રૂપ સુખ મારામાં મેં સ્થાપન કર્યું છે, તેથી જેઓ સુખને માર્ગે જવા માગતા હોય તેમજ જેઓ જીવન જે સત્ય છે, તેને સમજવા માગતા હોય તેમના માર્ગદર્શક સ્તંભનું કામ હું કરીશ. પણ જો તમે તે માર્ગદર્શક સ્તંભ આગળ આવીને ઉભા રહો તો તમે કદાપિ

સાધ્યને પ્રાપ્ત કરી શકશો નહિ. પૂર્ણતા પ્રાપ્ત કરવી એ હરેકના હાથમાં છે માટે તમારે હરેકે તમારા પ્રશ્નોનું નિરાકરણ કરવું જોઇએ, એટલે તમે જગતના પ્રશ્નોનો ખુલાસો આપી શકશો. વ્યક્તિ તરીકે તમારામાં પોતાનામાં શરીર, વાણી અને મન વચ્ચે એકતા પ્રકટવી જોઈએ, અને જ્યારે તમે તે એકતા ઉત્પન્ન કરી હશે, જ્યારે તમે જીવનને સંયોગીકરણની રીતે સમજ્યા હશો, ત્યારે તમને સુખ અને સ્વતંત્રતા મળી આવશે.



# સ્ફુલિંગ જ્વાળા કેવી રીતે થયો.

પૂર્વે કૃષ્ણમૂર્તિ નામનો એક મનુષ્ય રહેતો હતો. તે પ્રારંભથીજ જાણતો હતો કે બધાનું અંતિમ લક્ષ્ય-સાધ્ય એક છે. અને તે સાધ્ય એટલે પ્રિયતમ સાથે એક થવું તે. પ્રિયતમ સાથે એક થવામાં મુક્તિ અને સુખ રહેલું છે. પણ તે એકતા, મુક્તિ અને સુખ મેળવવા માટે તેને ઘણો વિકાસ કરવો પડયો હતો. મનુષ્યજાતિ રૂપી પર્વતના દરેક માર્ગનો તેને અનુભવ કરવો પડયો હતો. જે જે રસ્તે થઇને પર્વતના શિખરે પહોંચાશે, એમ તેને લાગતું તે દરેક રસ્તો તે શોધી વળ્યો. જુદા જુદા પ્રસંગે જુદી જુદી જીંદગીઓમાં, જુદા જુદા જમાનામાં તે એક પછી એક પગથીયે ચઢયો. એક પછી બીજો અનુભવ તેણે મેળવ્યો અને તે એક ઇચ્છા-માંથી બીજી ઇચ્છામાં તણાયો. દરેક માર્ગથી તે જરા ઉંચે જતો, પણ કોઇ પણ માર્ગ તેને પર્વતના શિખરે લઇ જઇ શકયો નહિ. તેની મોટામાં મોટી ઉમેદ પ્રિયતમ સાથે-ગુરૂના ગુરૂ સાથે-એક થવાની હતી, પણ તે ઉમેદ પાર પડી નહિ.

આ પ્રમાણે અનેક પ્રયોગો અને પ્રયત્નો કર્યા પછી, તેણે સઘળી વસ્તુઓ, વાસનાઓ, રાગના સંબંધો, શોક અને હર્ષના પ્રસંગો તજી દીધા. કારણકે બધા માર્ગો એકજ સાધ્યને પહોંચી વળવાનાં જુદાં જુદાં પગથીયાં છે, એમ તેને લાગ્યું. તેથી બધા માર્ગો તજીને વિચારો, લાગણીઓ અને

કાર્યો દ્વારા મેળવેલા અનુભવોના પરિણામે જે આંતર અવાજ તેનામાં બોલી રહ્યો હતો તે તેણે સાંભળ્યો.

આ રીતે આંતરિક બળ તેણે મેળવ્યું અને તે વડે તે મહાન્ જવાળા જોડે એકતા અનુભવવા સમર્થ થયો. મહાન્ જવાળા જોડેની એકતા શાંતિ આપે છે તેમજ પૂર્ણ મુકિત અને સંપૂર્ણ સુખ લાવે છે. કૃષ્ણમૂર્તિની માફક જે વ્યકિતઓને એકજ ઉમેદ, એકજ લક્ષ, એકજ હેતુ અને એકજ સાધ્યબિન્દુ છે, તેમણે બીજી બધી બાબતો તજી દેવી જોઇએ, પોતાના પર વિશ્વાસ રાખવો જોઇએ, અને અનેક જીંદગીના અનુભવો પર પોતાની ઇમારતનો પાયો ચણવો જોઇએ.

દરેકની પોતાની અંદર જે ગુરૂ રહ્યા છે, તે સિવાય બીજો કોઈ ગુરૂ નથી. આત્મસાક્ષાત્કારના સત્ય જેવું બીજું કોઈ સત્ય નથી. આત્મસાક્ષાત્કારથી સાધ્ય પ્રકટ થાય છે, અને સાધ્ય એટલે હુંપણાનો નાશ, પ્રિયતમની સાથે એકતા, અથવા સ્ફુલિંગનું જવાળા સાથે ભળી જવું તે છે.

તે છેવટનું લક્ષ્ય–સાધ્ય પ્રાપ્ત થતાં જુદો "હું" સર્વથા નાશ પામે છે. તે સ્થિતિ પ્રાપ્ત કરવાનો માર્ગ હું તમને બતાવવા માગું છું. સાધ્યની પ્રાપ્તિ પછી જુદો "હું" રહે છે કે નહિ તે બીનમહત્ત્વનો પ્રશ્ન છે.

જવાળા સાથે એક થવાને, જુદા "હું" નો નાશ કરવાને તેમજ મુક્તિ અને સુખ પ્રાપ્ત કરવાને જેવી રીતે કૃષ્ણમૂર્તિ રૂપી વ્યક્તિનો વિકાસ થયો, તેવીરીતે તમારે વિકાસ કરવો. તમે એકજ દિવસમાં પૂર્ણ ગુલાબ બની

શકો નહિ. પણ જો તમારી પાછળ અત્યંત બળ હશે તો તમે એવી ઉંચાઈએ પહોંચી જશો કે જ્યાં તમે પ્રિયતમ સાથે એક નહિ થયા હો, છતાં તેની સાથે ચાલુ રહી શકશો.

તમારી અંદર ત્રણ તત્ત્વો છેઃ મન, લાગણી અને શરીર. તે ત્રણે તત્ત્વો પરસ્પર અનુકૂળ રીતે વિકાસ પામે તેની જરૂર છે. તે માટે લાંબા સમયના અભ્યાસની અને ચાલુ પ્રયત્નની જરૂર છે. સંસ્કારિતા વિના, સંસ્કૃતિ વિના, તેમજ તે બે ગુણોને લીધે પ્રકટેલી સરલતા વિના તમે જ્વાળા સાથે એક થઈ શકશો નહિ. જ્વાળાના ભાગ પાડી શકાય નહિ. તે એકજ છે, અને તેમાં લાખો સ્ફુલિંગો સમાય છે. જો જ્વાળા જોડે તમારે એક થવું હોય તો તમારામાં સરળતા હોવી જોઈએ, અને આ સરળતા સંસ્કારિતા તથા સંસ્કૃતિમાંથી જન્મે છે.

આપણું ચારિત્ર એ આપણા આંતરના વિચારોનું બાહ્ય સ્વરૂપ છે. અને ચારિત્ર, સદાચાર સાથે રહે છે. અને તમારે તે સદાચારને તમારામાં સ્થાપન કરવો જોઈએ.

મનુષ્યો ઉચ્ચ દશામાં હોય છે, ત્યારે તેમને સંસ્કૃતિ અને સંસ્કારિતાનું ભાન થાય છે. તે પ્રકટ થાય તેવું સ્થુળ શરીર હોવું જોઈએ. તમારી અંતરની મહત્તા, અધ્યાત્મિકતા અને ઉચ્ચતાનું બાહ્ય સ્વરૂપ તમારૂં સ્થૂળ શરીર છે, અને તેવું જો તે ન હોય તો તેને તેવું બનાવવું જોઈએ.

માટે શરીરસંયમની પ્રથમ જરૂર છે, અને સંયમ વાસ્તે અભ્યાસ અને ચાલુ સંભાળની જરૂર છે. જ્યારે શરીર પૂર્ણ રીતે સંયમમાં આવશે, ત્યારે તેની અશુદ્ધ

ટેવો જતી રહેશે, તે એકાએક ઉશ્કેરાઈ જશે નહિ. એકાએક તેને અમુક વાસનાઓ થઇ આવશે નહિ. આત્મા જ્વાળાનો એક ભાગ છે. અને શરીર તો માત્ર સાધન છે. જે પ્રમાણમાં સ્ફુલિંગરૂપ જીવ વધારે ખીલે, વિકાસ પામે, સંસ્કારી થાય, અને જ્વાળાની સમીપ આવતો જાય, તે પ્રમાણમાં શરીરના બાહ્ય આકારમાં પણ ફેરફાર થવો જોઈએ અને શરીર અંદરની લાગણીઓ, વિચારો અને પવિત્રતાનું પ્રતિનિધિ થવું જોઇએ. શરીરની લાગણીઓ, વિકારો અને માગણીઓને વશ રાખવાને તમારે નિયમિત ધ્યાન કરવું જોઇએ. તમે કયી પદ્ધતિથી ધ્યાન કરો છો તે બીનમહત્ત્વનું છે. તમને જે અનુકુળ આવે તે પદ્ધતિ પ્રમાણે ચાલો. મહત્ત્વની વસ્તુ તો તે ધ્યાનનું પરિણામ છે. તમારે તમારાં મન તથા લાગણીઓ એવાં બનાવવાં કે જેથી તમારૂં શરીર તમારી આજ્ઞા પ્રમાણે વર્તે. સ્થૂળ શરીર એ તમારી લાગણીઓ તથા મનનું બાહ્ય સ્વરૂપ છે, અને સ્થૂળ શરીરના વિકાસ સાથે લાગણીઓ તથા મનનો વિકાસ થવો જોઇએ.

આપણે કૃષ્ણમૂર્તિનો પાછો વિચાર કરીએ. તે જ્વાળાથી જુદો પડેલો હતો, અને તેને જ્વાળા સાથે એક થવાની ઇચ્છા હતી. આવી ઈચ્છા દરેક સ્ફુલિંગને સ્વાભાવિક રીતે હોય છે.

તે સ્ફુલિંગ—તે કૃષ્ણમૂર્તિ—જ્વાળારૂપ થવામાં અનેક રીતે વિકાસ પામ્યો. રચનાત્મક તેમજ નાશકારક, ઉંચી તેમજ હલકી લાગણીઓથી તે પગથિયે પગથિયે ચઢતો

હતો. દરેક ભવમાં અમુક વસ્તુ મેળવતો, અમુકને તજતો અમુકને સંગ્રહતો, અમુકને જતી કરતો હતો. તે નહિ ચીલો પાડેલે માર્ગે ચાલ્યો, છેવટે તે એવી સ્થિતિએ આવી પહોંચ્યો કે જ્યાં તેને લાગ્યું કે સ્થાયી લાગણીઓ- પ્રેમ અને ભક્તિ-વાસ્તે હ્રદયને ચાલુ કેળવવાની તેમજ શાંતિ અને સ્વસ્થતાની જરૂર છે.

તેણે પછી પોતાના હ્રદયમાં એવું મંદિર બાંધવા માંડયું કે જ્યાં તે પોતાના પ્રિયતમની ઉપાસના કરી શકે, અને પોતાના ભક્તિભાવ દર્શાવે, અને વિકાસ પામી જ્વાળા સાથે-પોતાના પ્રિયતમ સાથે-એક થઈ જાય.

પ્રિયતમના ભાગ રૂપ થવાનો પ્રેમ અંગત નહિ, પણ પ્રબળ અને પવિત્ર હોવો જોઇએ, એવું જ્યારે કૃષ્ણમૂર્તિને લાગ્યું, ત્યારે તેણે સ્વતંત્રતા-મુકિત--સુખરૂપી પર્વતના શિખરે પહોંચવાને સઘળી વસ્તુઓ તજી દીધી. વળી તેને લાગ્યું કે રચનાત્મક તેમજ નાશાત્મક સઘળી લાગણીઓ- માંથી શકિતને તેણે ખેંચી લેવી જોઇએ કે જેથી તે શક્તિ વડે તેમજ બળવડે તે જ્વાળામાં કુદી પડે, અને જ્વાળાના એક ભાગ રૂપ બની જાય. હું જ્વાળાથી ભિન્ન છું એવું ભાન થતાં તે જ્વાળા સાથે એકતા અનુભવવાની સ્વાભાવિક ઇચ્છા પ્રકટ થઇ.

વખત જતાં વસ્તુના ત્યાગથી, અમુક વસ્તુના સંગ્ર- હથી, અમુક વસ્તુની રચનાથી તથા અમુક વસ્તુના નાશથી તે વિકાસ પામ્યો, અને તે જ્વાળા રૂપ થયો. જ્વાળામાં તેનો "હું" જતો રહ્યો, તે અનંતતાનો, પ્રિયતમનો, શાશ્વત

જ્વાળાનો, સુખના સામ્રાજ્યનો અને મુક્તિનો ભાગ બન્યો છે, પ્રિયતમ સાથે એક થયો છે. તે સર્વને અંગતભાવ વિના ચાહી શકે છે. ઘણી જીંદગીઓ પૂર્વે જે વ્યક્તિએ જુદા "હું તરીકે વિકાસનો પ્રારંભ કર્યો હતો તે પ્રિયતમના ભાગ રૂપ—જ્વાળાના ભાગ રૂપ બન્યો છે અને તે સર્વને ચાહે છે, કારણ કે થોડા યા વધારે વિકાસ પામેલો પ્રિયતમ સર્વમાં વસે છે.

જે પ્રેમ અંગત નથી, જે પવિત્ર છે, જે જીવન અને ઉત્સાહ આપે છે, અને જે સૃજન શક્તિ રૂપ છે, તે પ્રેમના વિકાસ સંબંધી હું તમને કહું છું. પ્રેમમાં સૃજવાની અને વિકાસ પામવાની શકિત રહેલી છે. આપણા દરેકમાં લાગણીતત્ત્વ છે. તે શરીર તથા મન કરતાં જુદું છે. શરૂઆતમાં તે લાગણીતત્ત્વ મન તથા શરીરની દરકાર કર્યા વિના પોતાને માર્ગે ખીલતું જાય છે. તે અમુક વસ્તુ સરજે છે કે નાશ કરે છે, પણ છેવટે તે મન તથા શરીરને અનુકૂળ થતું જાય છે.

જ્યાં સુધી લાગણીતત્ત્વ મન તથા શરીરને અનુકૂળ થવાનો પાઠ ન શીખે ત્યાં સુધી તેને દુઃખ ભોગવવું પડશે અને દુઃખ ભોગવવામાં કેવળ નાશ નથી પણ રચના પણ છે.

જો તમારે જ્વાળાના ભાગ રૂપ બનવું હોય, અને પ્રિયતમ સાથે એક થવું હોય તો તમારે રચનાત્મક અને નાશાત્મક લાગણીઓ વચ્ચે વિવેક કરતાં શીખવું જોઇએ. એ ભેદ સમજાયો એટલે તમે સુખના સામ્રાજ્યમાં દાખલ થઈ શકશો, એટલે સઘળા પ્રકારના દુઃખોમાંથી તેમજ

જન્મ મરણના ચક્રમાંથી તમે મુક્ત થઈ શકશો. ક્ષણિક અને સ્થાયી લાગણીઓ વચ્ચેનો ભેદભાવ સમજવાને તમારે એક દર્પણ ઉભું કરવું જોઇએ. અને તમારામાં જે લાગણી પેદા થાય, પછી તે સ્વાર્થની હોય કે ભક્તિની હોય, તે તે દર્પણ આગળ રાખી તપાસવી જોઇએ. તે દર્પણ તમારા મનને કહેશે કે કયી લાગણી પસંદ કરવી, કયી તજવી, કયી રાખવી અને કયી કાઢી નાખવી. આ આત્મનિરીક્ષણની ક્રિયા ચાલુ થવી જોઇએ. આમ કરતાં તમે બીજાઓની બાબતમાં રસ લેવાને બદલે કેવળ સ્વલક્ષી ન બની જાઓ તેથી ચેતવાનું છે. કારણકે જે પોતાનોજ વિચાર કર્યા કરે છે, તેમાં મુંજીપણું, ઉદાસી અને શોક પેદા થાય છે. સત્યના શોધકોએ આત્મનિરીક્ષણ કરવું, પોતાની લાગણીઓને તપાસવી, તેના પર વિચાર કરવો, ટીકા કરવી પણ મુંજી બની જવું નહિ, તેમજ કેવળ સ્વલક્ષી બની જવું નહિ, પણ આનંદ અને પ્રવૃત્તિ સાથે બ્હાર આવવું જોઇએ.

હવે આપણને બંધનમાં રાખે, અને મર્યાદિત બનાવે તેવી નાશાત્મક લાગણીઓ કયી? **ક્રોધ, અદેખાઇ, દ્વેષ, ચિંતા, સ્વલક્ષીપણું;** આ બધી વૃત્તિઓ નાશાત્મક છે, અને મનુષ્યને બંધનકારક નીવડે છે.

રચનાત્મક લાગણી એકજ છે, અને તે પ્રેમ છે, અને તેના અનેક ભાગ પડી શકે છે. પ્રેમને તેના હલકા સ્વરૂપમાં પશુઓ તથા મનુષ્યો અનુભવી રહ્યા છે. પણ પ્રેમમાંથી ભક્તિ જન્મે છે. તે તેનું ઉચ્ચ સ્વરૂપ છે. ઉચ્ચ સ્વરૂપનો

પ્રેમ અંગત હોતો નથી, પણ પવિત્ર, પ્રબળ અને શાંત હોય છે. ઉંચો પ્રેમ ખીલવવાને અંધકારમાંથી પ્રકાશમાં જાઓ, અને અસત્‌માંથી સત્‌માં જાઓ. શરૂઆતમાં પ્રેમ અલ્પ હોય, અણવિકસેલો હોય, કળી જેવડો હોય, નહિ ખીલેલો હોય, છતાં તેને વળગી રહો. તેને ઉત્તેજન આપો અને તેને પવિત્ર બનાવો. પ્રેમ સૃજનાત્મક છે અને વિકાસના સ્વભાવવાળો છે.

એક મનુષ્યનો બીજા પ્રત્યેનો પ્રેમ વિકાસ પામી પ્રજાના પ્રેમરૂપ થાય છે. અને છેવટે અખિલ જગતના પ્રેમરૂપે ફેરવાઈ જાય છે. પ્રેમને યોગ્ય રીતે ખીલવવામાં અને સમજવામાં આવે તો તેમાંથી સંસ્કારિતા અને સંસ્કૃતિ જન્મશે; અને તે બંને ગુણો બીજાઓ પ્રત્યેની દરકારની ભાવનાનું પરિણામ છે.

જે જવાળા નાચી રહી છે, જવલંત છે, ચારે બાજુએ પ્રકટી રહી છે, તેને સમજવાને શાંત તેમજ જાગ્રત હૃદયની જરૂર છે. પ્રેમ પૂર્ણ રીતે તમારામાં નાચવા માંડે. તે વાસ્તે તમને પક્કી ખાતરી હોવી જોઇએ કે તમે તે જ્વાળાના ભાગ છો. તેમજ જ્યાં મુક્તિ અને સુખ રહેલું છે, તે શાશ્વત જગતના ભાગ છો.

મુક્તિ અને સુખ સર્વને મળવાના છે. તેની શોધમાં કૃષ્ણમૂર્તિ નીકળ્યો હતો. તે ખીણમાં રહેતો હતો. અને ઘણી જીંદગીઓ સુધી તે લાગણીઓ, વાસનાઓ, અને સ્થૂળ શરીરની હાજતોનો ગુલામ હતો. તેને પર્વતના શિખરે જવાનું હતું, માર્ગમાં તેને અનેક પ્રકારના સુખદુઃખનાં ફળો

ચાખવા, અનુભવવા અને એકઠા કરવા પડયાં. વખત જતાં તે તીવ્ર વાસનાઓને લીધે લાગણીઓનો ગુલામ બન્યો. વાસનાઓ અને પ્રબળ તૃષ્ણાના વેગમાં પકડાઇ ગયો. લાંબા સમય સુધી તે સ્થિતિમાં તે રહ્યો. જેમ લાંબા અને કંટાળા ભર્યા શિયાળા પછી વસંત ઋતુ આવે છે, તેમ તેને હવે લાગ્યું કે મુક્તિ અને સુખ મેળવવાને સ્થૂળ શરીરને વશ કરવાની અને લાગણીઓને કાબુમાં રાખવાની જરૂર છે. અને શરીર તથા લાગણીઓને વશ રાખવાને મનના વિકાસની જરૂર છે, કારણકે મનજ આ બંનેને દોરી શકશે, અને સાચા ભોમીઆનું કામ કરશે. જેવી રીતે કોઇ કોઠારમાં અનાજ એકઠું કરે, તેમ તે દરેક જીંદગીમાં મનરૂપી કોઠારમાં અનેક અનુભવો સંગ્રહવા લાગ્યો. જેવી રીતે કોઇ કારીગર ઇંટ ઉપર ઇંટ મૂકીને, શ્રમવડે, પ્રયત્નવડે, કષ્ટવડે, સૃજનશક્તિ અને કલ્પનાવડે મકાનને રચે છે, તેવી રીતે અનુભવરૂપી ઇંટોવડે તેણે પોતાના મનમાં એવું મકાન બાંધ્યું કે જયાંથી તે પ્રિયતમના ધામ ભણી જઈ શકે. તેણે શરીર, લાગણી અને મન આ ત્રણે તત્ત્વોને ખીલવ્યા, પરસ્પર અનુકૂળ બનાવ્યા અને સંયમિત કર્યા; તેથી તે અનુભવના અવાજની સાથે સંબંધમાં આવ્યો કે જે અવાજ આંતર પ્રેરણા છે, અને જે સઘળી મનુષ્ય જાતિનો અવાજ છે. કારણ કે અનુભવના પાઠ જયારે શીખાય છે, ત્યારે અનુભવનું પરિણામ બધાને વાસ્તે એક સરખું થાય છે. જેમ પાણીનો પ્રવાહ શરૂઆતમાં ધીમો હોય છે, પણ આગળ વધતાં તેમાં બીજાં પાણી ભળે છે, તે નાના પ્રવાહોને પોતાનામાં ગ્રહણ કરે છે, અને તે

આખરે ગર્જના કરતી મોટી નદી થાય છે અને સમુદ્રને મળે છે. તેવી રીતે કૃષ્ણમૂર્તિ દરેક જીંદગીમાં થોડો થોડો અનુભવ એકઠો કરતો હતો. તે શરૂઆતમાં નાનો હતો–બીન મહત્ત્વનો હતો, પણ પ્રયત્નોવડે, ભાવનાઓવડે, સુખોવડે, ભક્તિ અને શક્તિવડે તે ગર્જના કરતા પ્રવાહરૂપ થવાને સમર્થ થયો, અને પ્રિયતમ સાથે એક થઇ ગયો. હવે દિવસ અને રાત્રિ જોડાઈ ગયાં. આદિ અને અંત એક થઈ ગયાં. તે નાનો સ્ફુલ્લિંગ વધી વધી જ્વાળામાં, મુક્તિ અને સુખમાં પોતાની જાતને ભૂલી ગયો. મુક્તિ અને સુખ જે સર્વનું સાધ્ય છે, તે પ્રાપ્ત કરવાને તેની શોધમાં નીકળેલા મનુષ્યોએ મનને સમજવું જોઇએ, અને તેને સંયમમાં રાખવું, દોરવું અને કેળવવું જોઈએ.

ઘણા લોકો સ્થૂલ શરીરને જુવાન, સુંદર, જ્વલંત, ઉત્સાહી અને સ્થિતિસ્થાપક રાખવાને ઘણો શ્રમ લે છે, પણ મનને ખીલવવા માટે તેટલું લક્ષ આપતા નથી, કારણકે મનને તેઓ જોઈ શકતા નથી. પણ જેને મુકિતની ઇચ્છા હોય, સુખને સમજવાની વૃત્તિ હોય, પ્રિયતમ સાથે એક થવાનો ભાવ હોય અને બીજાને સુખ અને મુકિત આપવાની ઉમેદ હોય તેણે પોતાનું મન વિશાળ અને શાંત બનાવવાને પોતાના સમય અને શકિતનો મોટો ભાગ તે દિશાએ વાપરવો જોઇએ. સાધ્યની પ્રાપ્તિ વાસ્તે આપણું મન વિશાળ છતાં સ્થિતિસ્થાપક (elastic), સમજવાની વૃત્તિવાળું, સંસ્કારી અને વિકાસ પામેલું હોવું જોઇએ. પણ તે સંકુચિત કે બંધાયેલું ન હોવું જોઇએ. આવું મન ઉત્પન્ન કરવા માટે ઘણી જીંદગીઓના અનુભવોની જરૂર છે.

અનેક શોકના, દુઃખના પ્રસંગો દ્વારા, તીવ્ર વાસનાઓ અને ભાવનાઓ દ્વારા છેવટે એવી બુદ્ધિ જન્મે છે કે જે વિવેક કરી શકે, પસંદ કરી શકે અને દોરી શકે. મુક્તિની પ્રાપ્તિ વાસ્તે લાગણીઓ તથા સ્થૂલ શરીરની માગણીઓ નહિ પણ આપણું મન આપણને દોરનાર હોવું જોઇએ.

મન કાંતો ઉત્પન્ન કરે છે કે નાશ કરે છે. મન જ્યાં સુધી બીજાં બે તત્ત્વોને–લાગણીને અને શરીરને–અનુકુળ ન બનાવવામાં આવે, ત્યાં સુધી આંતરપ્રતિભા ખીલતી નથી. મનનો હેતુ આંતરપ્રતિભા ખીલવવાનો છે કે જે દરેક ભવમાં તેને સાચા ભોમીઆ તરીકે ઉપયોગી થાય. લાગણીઓની માફક મનમાં પણ રચનાત્મક અને નાશાત્મક શક્તિ રહેલી છે. અમુક મનુષ્યનો સ્વભાવ કેવો છે, તે કયી પ્રજાનો છે, અથવા એવી બીજી અનેક બાબતો લક્ષમાં ન લેતાં એટલું જાણવું જરૂરનું છે કે સર્વનું સાધ્ય–અંતિમ લક્ષ્ય મુક્તિ છે. માટે જેઓ મુક્ત થવા માગે છે, સુખને સમજવા માગે છે, તેમણે જીવનની એક બાજુ નહિ પણ બધી બાજુઓનો અભ્યાસ કરવો જોઈએ. બીજાઓને મુક્તિ મેળવવામાં મદદ કરવા માટે જીવનની બધી પ્રવૃત્તિઓ–ધર્મ, રાજકીય ક્ષેત્ર, વિજ્ઞાન, કળા વગેરે–તરફ લક્ષ આપવું જોઇએ. દરેક મનુષ્ય–આપણા દેશનો હોય કે દૂરના દેશનો હોય–સુખ શોધી રહ્યો છે, અને કોઈપણ આકાર સુખ અને મુક્તિ મેળવવાનું સાધન બની શકે. જેઓ બીજાને ખરી અને સ્થાયી મદદ કરવા માગતા હોય તેમણે શોધી કાઢવું જોઇએ કે તેઓ કયી રીતે તેઓની રચનાત્મક શક્તિનો બીજાને લાભ આપી શકે તેમ છે.

મનુષ્ય મુક્તિ ન પામે ત્યાં સુધી તેનામાં રચનાત્મક તેમજ નાશાત્મક શક્તિ રહેલી છે. મનની નાશાત્મક શક્તિને વિચારીએ. તેમાં મોટો દુર્ગુણ અસહિષ્ણુતા છે. બધાનું સાધ્ય એક છે, એ ન સમજાય, ત્યાં સુધી અસહિષ્ણુતા પ્રકટ થવાની; અને તે અસહિષ્ણુતાથી ટીકા કરવાની વૃત્તિ તથા હું બીજા કરતાં ચઢીઆતો છું એવો ભાવ પેદા થાય છે. જેમ નદીનું લક્ષ્ય દરિયો છે, તેમ સર્વ મનુષ્યનું છેવટનું લક્ષ્ય મુક્તિ છે. એમ સમજવામાં આવે તો અસહિષ્ણુતા, ટીકા, દ્વેષ અથવા તો અભિમાનવૃત્તિને સ્થાન ન મળે. મનની નાશાત્મક બીજી બાજુ એ છે કે તે પોતાને બીજાઓ કરતાં વધારે અગત્યનું ગણે છે, અને પોતાની મહત્તાની અતિશયોક્તિ કર્યા કરે છે. મેદાનપરથી પર્વતના શિખર ભણી ચઢતાં તે પ્રબળ થાય છે, અને તેજસ્વી થાય છે. પણ છેવટે તે નાશ પામી શાશ્વત તત્ત્વ-પ્રિયતમ-જ્વાળાનો એક ભાગ બની જાય છે. પણ આ સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી જુદા 'હું'નું મહત્ત્વ વધારી મૂકવામાં આવે છે અને તે નાશકારક અભિમાનમાંથી નિર્દયતા, પોતાના શ્રેષ્ઠપણાની માનસિક નિર્દયતા, અને બીજાઓ પ્રત્યે બેદરકારી પેદા થાય છે. વળી તેમાંથી ઉદ્ધતાઈ પ્રકટે છે અને પોતાની જ્ઞાતિનું, પોતાના ધનનું, પોતાની સંસ્કૃતિનું, અને પોતાની સંસ્કારિતાનું અભિમાન જન્મે છે.

માટે મનની રચનાત્મક બાજુ ખીલવવા ઈચ્છનારે સમજવું જોઇએ કે મુક્તિ અને સુખ એજ સાધ્ય છે,

અને તેને વાસ્તે પ્રયત્ન કરવામાં આંતર પ્રતિભા તેને મદદગાર થશે.

હવે મનની રચનાત્મક બાજુ ખીલવવાને એકાંતવાસની જરૂર છે. વળી તે સાથે સમયની જરૂર છે કે જ્યારે મનુષ્ય શાંતિથી વિચારો કરે, ચિંતન કરે, કલ્પનાઓ કરે અને ધ્યાન કરે. મનને સંયમમાં રાખતાં શીખો. તેને ચપળ બનાવો, પણ પાછું સ્વાધીન રાખો. ત્રણે શરીરોની એકતા થતાં આંતરપ્રતિભાનો અવાજ તમને દોરશે અને તમને મુક્તિ અને સુખ ભણી લઇ જશે. મુક્તિ અને સુખ પ્રાપ્ત થતાં ત્યાં સર્વ એકઠા મળે છે. છતાં તેની પ્રાપ્તિ હરેકે પોતે કરવાની છે. મુક્તિ અને સુખનું સૃજન સર્વ એકત્ર થાય છે. છતાં તેના સૃજનનું કામ હરેકે પોતે કરવાનું છે. સુખના સામ્રાજ્યની શોધ એ હરેક વ્યક્તિના પુરૂષાર્થ અને પ્રયત્નનું પરિણામ છે. પણ તે સુખ અને મુક્તિનું સામ્રાજ્ય શોધતાં તમને તે દિશામાં શોધ કરતા, જય પામતા અને જય પામેલા બધા મનુષ્યોનો મેળાપ થશે. મન, હૃદય અને શરીર એકત્ર થતાં પ્રિયતમ સાથે–શાશ્વત તત્વ સાથે–એકતા થશે, તેમજ હરેક વ્યક્તિ જે દિવ્ય જ્વાળાનો સ્ફુલ્લિંગ છે તે તેની સાથે એક થઇ જશે.



# જીવનનો ફલપાક સમય.

મારા ઓરડામાં ઘણાં પુષ્પો હતાં, પુષ્કળ પ્રકાશ હતો, પણ કાચની બારીઓ બધી બંધ હતી. ત્યાં ગઈ કાલે મેં એક પતંગીઉં જોયું. તે બારીના કાચ આગળ તરફડતું હતું. બ્હાર ભુરૂં આકાશ જોઇ, તે ખુલ્લી હવામાં અને સ્વતંત્રતામાં જવા સારૂ પ્રયત્ન કરી રહ્યું હતું. મેં કેટલોક વખત તે જોયા કર્યું. તે પ્રથમ તો છેક ઉંચે, ત્યાં કાંઇક બ્હાર જવાનું દ્વાર હોય એમ ધારી, ઉડયું. પછી તે નીચે આવ્યું. તેણે બારીની આસપાસ ફર્યા કર્યું, પણ કોઇ સ્થળે તેને બ્હાર નીકળવાનો માર્ગ મળ્યો નહિ. છેવટે મેં બારી ઉઘાડી અને તે બ્હાર ઉડી ગયું. મનુષ્યોની સ્થિતિ પણ તે પતંગીયા જેવી છે. તેઓ પણ બીલોરી કાચના પાંજરામાં પુરાયા છે, અને ખુલ્લી હવાની તરફ નાસી છુટવા પ્રયત્ન કરે છે, પણ પતંગીઆને પુષ્પોની, સુગંધની, મધની અને તેના મિત્રોને મળવાની પ્રબળ ભાવના હતી, એવી ભાવના મનુષ્યોમાં જન્મે તે પૂર્વે તેઓ જાણવા માગે છે કે આ પાંજરૂં કેવા કાચનું બનાવેલું છે, તે બીલોરી કાચ કેટલો જુનો છે, તેને કોણે બનાવ્યો, તે કયા યુગમાં બનાવવામાં આવ્યો, કોઈ બીજી ભૂમિકા ઉપર તેનું શું પ્રતિબિંબ માલૂમ પડે છે, શું પ્રભુએ તેને રચ્યો કે મનુષ્ય તેની રચના વાસ્તે જવાબદાર છે, અને દુઃખ માત્ર શું આ સ્થૂલ ભુવન પરજ છે?

આવા અનેક પ્રશ્નો તેઓ પૂછવા અને જાણવા માગે છે. પતંગીઆના જેવી તેમને છુટા થવાની પ્રબળ ઇચ્છા

નથી. તદ્દન મુક્ત થવાની અને જ્યાં સુખ અને સ્વતંત્રતા છે, તે ખુલ્લા પ્રદેશમાં જવાની તેમને પ્રબળ ભાવના નથી.

તેઓ જાણે છે કે આ સ્વતંત્રતા, આ મુક્તિ અને આ સુખ વિદ્યમાન છે, પણ તેઓ તેનો સાક્ષાત્કાર કરે, તેઓ તે સુખ ભોગવે, તે પહેલાં તે પાંજરૂં શેનું બનાવેલું છે, તેની રચનાની બારીક વિગતમાં તેઓ ઉતરવા માગેછે. આ નજીવી બાબતોમાં તેઓ પકડાઇ જાય છે. અને જે સ્વતંત્રતાને તેઓનો આત્મા ચાહે છે, અને જે મેળવવાને તેમનો સકળ સ્વભાવ તલસે છે, તે તેમને મળતી નથી. અને આ વ્યાખ્યાનો દ્વારા, તમે કેવી રીતે બીલોરી કાચના પાંજરામાં પકડાયા છો તે હું તમને બતાવવા માગું છું. તમે બ્હાર સૂર્યનો પ્રકાશ જોઇ શકો છો, તમે બ્હાર સ્વતંત્રતા જોઇ શકો છો, છતાં તમે કાચના પાંજરામાં પુરાયેલા છો. અને જ્યાં સુધી તમે મુકિત અને સુખ શોધતા નથી, ત્યાં સુધી તમે તે પાંજરામાં પૂરાઈ રહેવાના, કારણ કે તમને કેદમાં રાખનાર તે કાચનું પાંજરૂં નાશ પામે, ત્યારે જ તમે મુકત થઇ શકો. જે પ્રમાણમાં આત્મા વિકાસ પામે છે, તે પ્રમાણમાં નાનો “હું” નાશ પામે છે, અને તે પ્રમાણમાં આ પાંજરૂં તુટવા લાગે છે. તમે તમારા નાના નાના વિચારોના, નાના નાના પ્રશ્નોના, નાની નાની ચિંતાઓના અભિમાની છો, તેથી જ તમે હજી સુધી કાચના પાંજરામાં પુરાયેલા છો. પણ જે પળે તમને ભૂરા આકાશની વિશાળતાનો ખ્યાલ આવશે, જે પળે તમે ખુલ્લી હવા અનુભવશો, અને પર્વતપરના તે વાયુનું પાન કરશો, તે પળે તમે પાંજરા

સંબંધી પ્રશ્નો પૂછવા રહેશો નહિ, પણ તમારી પોતાની શક્તિથી, તમારી ઉત્પાદક શક્તિવડે તમે તે પાંજરાને તોડવાને પ્રયત્ન કરશો, ત્યાંથી આત્મ સાક્ષાત્કારની શરૂઆત થાય છે, પછી આત્મા છુટો થતો જાય છે, વિકાસ પામતો જાય છે. આ મારા વ્યાખ્યાનો દરમ્યાન મારો હેતુ તમને એમ જણાવવાનો છે કે બ્હારની સત્તા ગમે તેવી ભવ્ય હોય, ગમે તેવી અદ્‌ભુત હોય, પણ તે તમને મદદ કરી શકશે નહિ. જે સત્તાને તમારે માનવી જોઇએ, તે તમારામાં પોતાનામાં છે.

તમે મારા પક્ષના કે મારા અમુક વિચારના પક્ષના થાઓ, એમ કરવાનો મારો હેતુ નથી, પણ મારો આશય તમારામાં સત્યને શોધી કાઢવાની, તેમજ જ્યાં હુંપણાનો સર્વથા નાશ થાય છે તેવી સ્વતંત્રતા તરફ જવાની પ્રબળ ભાવના ઉત્પન્ન કરવાનો છે, અને તમે જો મારી આ વાત સમજ્યા હશો, તો તમને સ્પષ્ટ થયું હશે કે સત્ય એજ એક નાયક છે, સત્ય એજ એક ગુરૂ છે, અને સત્ય એજ એક વેદી છે કે જ્યાં તમારે ઉપાસના કરવી જોઇએ. અને સત્ય એજ પ્રિયતમ છે. અને જેઓ સત્યને શોધવાને દુઃખ ભોગવે છે, તલસે છે, અને પ્રયત્ન કરે છે, તેમનામાં તે પ્રિયતમ વસે છે. જેમને સત્યને શોધી કાઢવાની અને આ રીતે પ્રિયતમ સાથે એક થવાની ધગસ અને પ્રબળ ભાવના છે, તેમના હૃદયના દ્વાર આગળ આવી પ્રિયતમ તે દ્વારને ઠોકે છે.

જેવી રીતે વૃક્ષને અનેક પાંદડાંનો ભાર હોય છે, તેવી

રીતે મનુષ્ય ચિંતા, ઉદ્વેગ, અડચણો, ખુશાલી અને હર્ષના પ્રસંગોના ભારથી દબાયેલો હોય છે. જેમ પાંદડાંઓ પાનખર ઋતુમાં ખરી પડે છે અને કરમાઇ જાય છે, તેમ જેણે મુકિત અને સુખ મેળવ્યું છે, તેવા મનુષ્ય પાસેથી સઘળા દુઃખ, શોક અને ખુશાલી ચાલ્યા જાય છે. તે ચાલુ શાશ્વત અને મહાન્ સુખની સાથે હમેશને વાસ્તે એક થયો છે. કારણુ કે જે તમે તમારામાં સ્થાપિત કરો તેમાં શંકા ઉદ્ભવે નહિ. કારણુકે જે તમે જાતે રચ્યું હોય, તેના સામે પ્રત્યાઘાત થાય નહિ. મુકિત, સુખ અને તેની પ્રાપ્તિ તમારા હાથમાં છે. તમે જાતે તે પ્રાપ્ત કરી શકો, અને મુકિત અને સુખની પ્રાપ્તિ એ બધાનું સાધ્ય છે. જો સત્યશોધકના હૃદયમાં અને મનમાં આ સુખ અને મુકિતની દ્દઢ સ્થાપના થઈ હોય તો પછી વૃક્ષની માફક તેને ચિંતા, શોક અને ખુશાલીના પાંદડાનો ભાર ઘણુા વખત સુધી રહ્યાં કરે, છતાં, તે પોતાની ચિંતાઓ અને શોકને કરમાવી શકે. અને જેમ પાનખર ઋતુમાં પાંદડાં ખરી પડે છે તેમ તેઓ ચિંતા અને શોકને ખરી પડવા દે છે. મને તો સુખની પ્રાપ્તિ વાસ્તે જરા પણુ શંકા નથી, તેથી આ મારા વ્યાખ્યાનો દરમ્યાન હું તમારા મનમાં મુકિતનું દર્શન કરાવવા માગું છું કે જેથી તમારા મનમાં પણુ શંકા રહે નહિ અને તમે જાતે સત્યતાને જોઇ શકો, અને આ દર્શનનું સત્ય યથાર્થ સમજી શકો કે જેથી તમે આ સ્થળથી દૂર બ્હારની દુનિયામાં જાઓ, ત્યારે પણુ તમને કોઈ પ્રશ્ન ઉઠશે નહિ, શંકા થશે નહિ, ચિંતા પ્રકટશે નહિ, અને અંધકારમાં ફરીથી શોધવાની, અને ફાંફાં મારવાની જરૂર રહેશે નહિ. જો તમે

તમારા પોતાનામાં દૃઢ રીતે સત્યતા સ્થાપિત કરી હોય તો તમે તમારા મન તથા હૃદયના તે એકાંત પ્રદેશમાં જ્ઞાન મેળવવાને, તેમજ ઉત્સાહ અને પ્રેરણા પ્રાપ્ત કરવાને, ગમે તે વખતે જઇ શકશો. જેઓ ખરા શોધકો છે, તેમને વાસ્તે ઉત્સાહ, આનંદ અને સુખનું એકજ મૂળ છે, અને તે મૂળ તેમના પોતાનામાં છે; અને જેઓ પોતાના સુખ તથા પ્રોત્સાહન માટે બીજાઓ ઉપર આધાર રાખે છે, તેઓ પોતાની શોધમાં નિષ્ફળ જશે. જેઓ આટલા દિવસ અહીં રહેવાને ભાગ્યશાળી થયા છે તેમણે, મને લાગે છે કે, પોતાના હૃદયમાં સત્યને સ્થાપિત કર્યું હશે, કે જેથી હવે સત્યની શોધમાં તેમને ફાંફાં મારવાં નહિ પડે. કારણ કે તમે તમારા પોતાનામાં,—તમારા મનમાં તથા હૃદયમાં—એક મકાન કે વેદી મંદિર ઉભું કર્યું છે કે જ્યાં તમે બ્હારના કોઇની પણ મદદ વિના ઉપાસના કરી શકો. ત્યાં તમારો દેવ તમે પોતે, અને મુકિત તથા સુખની પ્રાપ્તિ છે. તે મુકિત અને સુખ મેળવવા માટે તમારામાં પ્રેમ તથા ભકિતનું સામર્થ્ય તેમજ શકિત હોવાં જોઇએ કે જેથી તમે ભવ્યતાનું મકાન સરજી શકો. તમે આ રીતે જે કાંઇ રચ્યું હશે, તે તમારૂં પોતાનું જ બાંધેલું હશે, અને તેનો સામાન પણ તમેજ પુરો પાડયો હશે. અને તે સામાન તે તમારા હર્ષ તથા શોકના પ્રસંગો છે. તમે જે તમારા હાથે બાંધ્યું હશે, તે હમેશ ચાલુ રહેશે અને જે બીજાઓને હાથે બાંધવામાં આવ્યું હશે તે એક દિવસ પણ ટકશે નહિ. જો આ બાબત તમારા હૃદયમાં બરાબર ઠસી ગઇ હશે, તો સત્ય વાસ્તે ફાંફાં મારવાની તમને હવે વધારે વાર જરૂર રહેશે નહિ.

જ્યારે વરસાદ પડે છે, ત્યારે નાના ઝરાઓ અને મોટી નદીઓ પાણીથી ભરાઇ જાય છે, તે એક બીજાની નજદીક આવતા જાય છે અને સમુદ્ર તરફ તે ઉતાવળી ગતિથી વહે છે, તેવીજ રીતે જ્યારે પ્રિયતમ આવે છે, જ્યારે પ્રિયતમ તમારી પાસે છે, ત્યારે તમે સાધ્યની પ્રાપ્તિ જલ્દીથી કરી શકશો. તમારાં હૃદય તથા મનમાં એટલા બધા અનુભવોનાં જલ ભરાશે કે જેને લીધે તમે તમારા સાધ્ય તરફ—મુક્તિ તરફ—ઉતાવળે પગલે ચાલવા માંડશો. જો તમારૂં મન તથા હૃદય ઉપર પ્રમાણેનાં બન્યાં હશે તો તમારે વાસ્તે સમય જેવી વસ્તુ રહેશે જ નહિ. વિકાસ-ક્રમ તમને ધક્કો મારી આગળ ચલાવે, ત્યાં સુધી તમારે રાહ જોવાની જરૂર રહેશે નહિ; પણ તમે પ્રિયતમને જોયા છે, પ્રિયતમ તમારી સમીપ છે, તેથી તમારાં મન તથા હૃદય વિશાળ થયાં છે—જોકે હજી તેને ઘણો સમય લાગશે કે જેથી તમે મુક્તિ અને સુખના સમુદ્રમાં પ્રવેશ કરી શકશો. પ્રિયતમના આગમનથી નિર્બળ મનુષ્યો સબળ બનશે, અને સબળ મનુષ્યોના બળમાં વૃદ્ધિ થશે; જેઓ પ્રેમાળ છે, તેઓનો પ્રેમ ભવ્ય અને તેજસ્વી બનશે. શોકાતુર મનુષ્યો દીલાસો શોધશે, અને તેમને દીલાસો મળશે. કારણ કે જે દીલાસાને તેઓ શોધે છે, તે તેમના પોતાનામાં જ રહેલો છે. પ્રિયતમ તમારી સાથે છે. તેથીજ આ બધી વસ્તુઓ સંભવિત છે. તમારામાં મહાન્ પ્રેમની, અપૂર્વ ઉત્સાહની અને ઉચ્ચ પ્રેમની શક્તિ છે. તમને જો પ્રિયતમ જડયા હોય તો તમે અત્યંત દુઃખ અને ચિંતાના પ્રસંગે પણ તમારા મનમાં તથા હૃદયમાં પ્રિયતમને ધારણ કરશો.

હું તો હંમેશને વાસ્તે પ્રિયતમને મારા પોતામાં રાખું છું. તમારામાં પણ પ્રિયતમ છે, અને તમે એક ક્ષણવાર પણ તેમને જોયા છે, તો તમારે સત્યને ચાહવું જોઇએ, કારણ કે સત્ય એ પ્રિયતમ છે. સત્ય એ એકજ વસ્તુ છે કે જેની શોધ મનુષ્યે કરવી જોઇએ, અને તે મેળવવાને પ્રયત્ન કરવો જોઇએ, અને શાંતિ તરફ જવાના માર્ગ પર અજવાળું નાંખે તેવો પ્રકાશ મેળવવા માટે તમારે બીજી વસ્તુઓને જતી કરવી જોઇએ.

આ વ્યાખ્યાનો દરમ્યાન મેં તમારા સંમુખ મારૂં હૃદય ખુલ્લું કર્યું છે કે જેથી તમે મારૂં સુખ જોઇ શકો. કારણ કે સુખ તે મારા પ્રિયતમનું સુખ છે. અને જે મારી પાસે છે, તે હું બીજાઓને આપવા માગું છું. મારા પ્રિયતમે મને તેના પ્રેમથી ભરી દીધો છે, માટે મારે કાંઇ ફાંફાં મારવાની, શોધવાની, પ્રયત્ન કરવાની તેમજ ક્ષણિક અને અસ્થિર વસ્તુઓથી સંતોષ પામવાની જરૂર નથી. જે પ્રેમ મને મળ્યો છે, તે હું તમને—એટલે વિશાળ જગતને આપવા ઇચ્છું છુ. ચારે બાજુએ દુઃખ છે, ચારે બાજુએ શોક અને ક્ષણિક હર્ષના પ્રસંગો છે, માટે જે પ્રેમ તેમના પોતાનામાં છે, અને જે પ્રિયતમનો પ્રમ છે, તે પ્રેમનો જેમણે સ્વાદ અનુભવ્યો છે, તેઓ જરૂર તે પ્રેમ આપશે, અને દુઃખી, શોકગ્રસ્ત, નિર્બળ તેમજ સબળ બધાનાં હૃદયોને તે પ્રેમથી ભરી દેશે.

તમે છેલ્લાં છ અઠવાડીયાથી અથવા તે કરતાં પણ જરા વધારે સમયથી મારી પાસે છો, અને તે દરમ્યાન

મારી તીવ્રભાવના તમને તમારા હૃદયનું તથા તમારા મનનું ખરૂં સ્વરૂપ બતાવવાની છે કે જેથી તમે મુક્તિનું દર્શન કરવાની અને છેવટે તે પ્રાપ્ત કરવાની તમારી ઈચ્છાને સબળ બનાવી શકો, અને તમારા મનને શુદ્ધ બનાવી શકો.

મને લાગે છે કે જેઓ સાધ્યને શોધી કાઢવાને પ્રયત્ન કરી રહ્યા છે અને આંતર યુદ્ધ ચલાવી રહ્યા છે, તેઓએ સાધ્યને શોધ્યું છે, અને તેમને સાધ્ય જડયું છે, તેથી તે સાધ્યની પ્રાપ્તિનું કામ તેમને વાસ્તે સુગમ થશે. અને વળી તેઓ બીજાઓને સાધ્યનું દર્શન કરવાના તથા તેની પ્રાપ્તિના કાર્યમાં સ્હેલાઇથી મદદગાર થઈ શકશે.

મેં તે સુખ અને મુક્તિ મેળવ્યાં છે, તેથી મારો ઇરાદો તમને તેનો મોટો ભાગ આપવાનો છે, તે પ્રાપ્ત કરવા માટેના આંતર યુદ્ધમાં તમને પુરતું બળ આપવાનો છે, અને તેની પ્રાપ્તિ માટેની એવી પ્રબળ ઇચ્છા તમારામાં ઉત્પન્ન કરવાનો છે કે જેથી તમે બીજી બધી બાબતોને તજી દઇ શકો. મેં કહ્યું તે પ્રમાણે તમે મારી પાસે છો, તેટલા માટે મારો આશય તમને થોડા સમયમાં પૂર્ણ પુરૂષ કરવાનો છે. મહાન્ ગુરૂ તમારી સમીપ છે, તેટલા માટે થોડા વખતમાં પૂર્ણતા પ્રાપ્ત કરવાનો અને તેમ થતાં વખત જેવી વસ્તુ અદૃશ્ય કરવાનો સંભવ છે. તમે મારી સાથે રહ્યા છો, અને મેં મારૂં હૃદય તમારી આગળ ખોલ્યું છે, અને તેનો ભાગ તમને આપ્યો છે. માટે તમારે હવે તે સાથે બ્હારના જગતમાં જવું જોઈએ. તમે તે ભવ્યતા

જોઈ છે, અને તમારામાંથી કેટલાક તે ભવ્યતાની સમીપ આવ્યા છે, માટે તમારે જગતમાં જઇને તે બીજાઓને આપવા, તથા વ્હેંચવા તૈયાર રહેવું જોઇએ.

તમે પૂર્ણ મુકિત મેળવી નથી–કારણ કે મેળવી છે તેમ કહેવું તે સત્ય નથી–પણ તમે સાધ્યનું દર્શન કર્યું છે. તમે તમારા જીવનનો માર્ગ જોયો છે, તમે તે માર્ગે ચાલ્યા છો, તેથી થોડા વખતમાં પૂર્ણ થવાનું હવે તમારા હાથમાં છે. તમે પ્રિયતમના વદનના દર્શન કર્યાં તેથી તે તમારા હૃદયમાં વસશે, અને તમારા મનને શાંત કરશે. આ વ્યાખ્યાનો દરમ્યાન મારી અંદર જે છે, તે તમને આપવાનો અને તમારા નિશ્ચયોમાં તમને દૃઢ કરવાનો મારો ઇરાદો છે; અને તમે દર્શન કર્યાં છે, માટે તમારે હૃદયથી જ્ઞાની અને ખરા બળવાન બનવું જોઇએ. અને ત્યાંજ તમારી ખાસ ફરજ ઉભી થાય છે કે જે ફરજ તમે રચી છે. તમે હવે ગમે ત્યાં હો, તો પણ તમે મુકિતના અને સુખના શિષ્ય હોવા જોઇએ. મારામાં પ્રિયતમ વસે છે, તેટલા માટે તમારા બધા વાસ્તે હું અત્યંત પ્રેમ અનુભવું છું. અને તમે હવે છુટા પડો છો તેથી મને જરા પણ શોક કે દુઃખ થતું નથી, પણ તેથી ઉલટો હું તો પ્રસન્ન છું કે તમને તમારા મન વડે આ મુકિતના દર્શન કરવાનો અને તમારા હૃદય વડે સુખ અનુભવવાનો આનંદ મળ્યો હતો; અને તેથી જો તમે સુજ્ઞ હો તો જગતમાં જઇ તે બીજાઓને આપશો કે જેથી તમારૂં સુખ પ્રબળ બને અને તમારૂં દર્શન શુદ્ધ થાય.

જો તમે તે બીજાઓને આપશો તો તમે સુજ્ઞ થશો. અને જો તમે તે તમારે વાસ્તે રાખી મુકશો, તેને ભરી રાખશો અને બીજાને નહિ આપો તો તમે અજ્ઞ થશો.

જો તમે તે બીજાઓને નહિ આપો તો-બીજાઓને નહિ વ્હેંચી આપો તો-તમે મેળવેલું પણ ખોઇ બેસશો. મને લાગ્યાં કરે છે કે તમારામાંથી ઘણા આ બાબતો સમજ્યા છો; પણ તમારામાંના ઘણા ખરા હજી તમારી પોતાની જાળમાં, તમારી પોતાની ગુંચવણમાં પકડાઇ ગયા છો, અને તમને છુટા કરવાને તે જાળને તોડવાનું કામ મારે માટે કઠિન છે. તમે-તમારામાંથી કેટલાક-મુક્ત થવા ઇચ્છતા નથી, તેથી તમને જાળમાં પડી રહેવાનું ગમે છે. કારણ કે જ્યારે તમે છુટા થશો, ત્યારે તમારી શી સ્થિતિ થશે, તે સંબંધી તમને ખ્યાલ નથી, તે સંબંધી તમે ચોકસ નથી. તમે છુટા થવા માગતા નથી, કારણ કે તમે તમારી જાતથીજ બ્હીઓ છો અને તે ભયને લીધે તમે તમારી પોતાની જાળમાં, તમારી મર્યાદામાં અને શંકાઓમાં તેમજ બીજાની છાયામાં રહેવાનું વધારે પસંદ કરો છો. પણ તમારામાંના ઘણાએ જોયું હશે કે મુક્તિની પ્રાપ્તિ અને સુખના સામ્રાજ્યની પ્રાપ્તિ બ્હાર નથી, પણ અંદર છે, બીજાની મુન્સફી ઉપર નથી, બીજાની સત્તા ઉપર નથી, બીજાની માલીકીમાં નથી, પણ તમારી પોતાની અંદર રહેલી છે, અને મારો હેતુ તમને મારા હૃદયમાં લઇ જવાનો છે, કારણ કે ત્યાં તમને તે સુખનું સામ્રાજ્ય અને મુક્તિ જણાશે કે જે તમારા હૃદયમાં રહેલા છે.

તમારા હૃદય ઉપર આવરણ આવેલું છે, અને તમારાં મન નિર્બળ અને વાદળથી આચ્છાદિત બનેલાં છે, તેથી મારો હેતુ તમારા મન તથા હૃદયને શુદ્ધ કરવાનો છે કે જેથી ત્યાં મુકિત અને સુખની સ્થાપના થાય, કે જેથી કોઇ પણ જાતની શંકા રહે નહિ, કોઈ પણ જાતનો પ્રશ્ન રહે નહિ, તેમજ શોધ કરવાની કે ફાંફાં મારવાની જરૂર રહે નહિ. હવે તમારામાંથી કેટલાકે મારા હૃદયમાં પ્રવેશ કર્યો છે, અને તેમાં ભાગ લીધો છે, તેથી તમારે જગતમાં જઇ તે બીજાને આપવું જોઇએ. અને લોકો તમારાં કાર્યોથી અને તમારા ચારિત્રથી તમારા સંબંધી તોલ બાંધશે, કારણ કે **સદાચારની સાથે સચ્ચારિત્ર વસે** છે. કોઇ સત્તાથી, તમારા ઉપરના જ્ઞાનથી કે બહારની આવડતથી તમને લોકો ઓળખી શકશે નહિ, પણ તમારા જીવનથી, તમારા ચારિત્રથી લોકો તમારી કીંમત આંકશે.



# સત્ય અથવા વફાદારી.

---

આજે હું ઘણી ગંભીરતાથી તમારી સાથે વાતો કરવા માગું છું. આશા છે કે તમે તે ધ્યાનપૂર્વક સાંભળશો. અજ્ઞાની મનુષ્યો માફક ભોગ આપવા કરતાં તમારે સાંભળવાને વધારે તૈયાર રહેવું જોઇએ. તમારી સમજશકિત ગમે તેટલી મર્યાદિત હોય, તે ગમે તેટલી બીનઅનુભવી હોય તો પણ બ્હારની સત્તાને, બ્હારની અસરોને, બ્હારની કલ્પનાને અને બ્હારના હેતુઓને તમારી સમજશક્તિ તાબે કરવા કરતાં તમારે દરેક બાબત જાતે સમજવા પ્રયત્ન કરવો જોઈએ. આ અઠવાડીયામાં, મારા કહેવાનો ભાવાર્થ તમે બરાબર સમજી શકો તે માટે જે જે વસ્તુઓ ગુંચવણ ઉભી કરે તેવી હોય જેવી કે માન્યતાઓ, બદ્ધમતો, અર્ધ સત્યો—જે બીજાની સમજશક્તિ ઉપરથી સ્વીકારી લીધાં હોય—તે—તમારે તમારા મનમાંથી દૂર કરવા જોઇએ; અને આ આખું અઠવાડીઉં શુદ્ધ હૃદયથી અને સમતોળ મનથી મને અનુસરવાને પ્રયત્ન કરવો જોઇએ. જે વરસાદને લીધે નવા અંકુરા ફુટે, પુષ્પો સુગંધી થાય, અને વૃક્ષો છાયા આપે, તે વરસાદને વાસ્તે જેમ તાપથી તપેલી પૃથ્વી રાહ જોઈ રહે છે, તેમ તમે ૧૭ વર્ષ અથવા તે કરતાં પણ વધારે વર્ષથી રાહ જોઈ રહ્યા છો, નિરીક્ષણ કરી રહ્યા છો,

---

૧૯૨૮ના ઑગષ્ટ માસમાં ઓમેન કેમ્પમાં આપેલું પ્રારંભનું વ્યાખ્યાન.

આતુરતાથી આશા રાખી રહ્યા છો, અને જાતે શોધવાને ઉત્સુક બની રહ્યા છો, અને આ સત્તર વર્ષ સુધી તમે કેટલાંક આશ્રયસ્થાનો બાંધ્યાં છે, જ્યાં તમે ધારો છો કે તમને સત્ય જડશે અને જ્યાં તમે શાશ્વત સુખ, સાધ્યની નિશ્ચિતતા અને તમારા મન તથા હૃદયને પોષણ આપે-ઉત્તેજન આપે-તેવી સ્થાયી આશા મેળવવાની આકાંક્ષા રાખો છો.

જો તમે તમારી ક્ષુદ્ર કલ્પનાઓ, તમે મેળવેલાં અર્ધ સત્યો, તમારી નજીવી આશાઓ, તમારી અચોકસ માન્યતાઓ તજી દેશો, અને જો તમે સાધ્યની ચોકસતાથી જે આતુરતા પ્રકટે છે, તે આતુરતાથી તમે તમારાં મન તથા હૃદય સ્વચ્છતાથી અને શુદ્ધિથી તપાસશો તો જેવી રીતે વરસાદને લીધે જુનાં ઠુંઠાને અંકુરા આવે છે, તેવી રીતે **સત્ય** તમારામાં સાચી સમજ ઉત્પન્ન કરશે.

કેટલાક લોકોને તો આ ઓમેન કેમ્પમાં આવવાની ટેવ પડી છે. ઉનાળામાં કોઈ આનંદદાયક જગ્યાએ જાય તેમ તેઓ અહીં આવે છે. પણ બીજા કેટલાક અહીંની ખુલ્લી હવા, ખુલ્લું આકાશ, લીલાં વૃક્ષો અને શાંતિનો અનુભવ કરવા માટે આવતા નથી, પણ જે **અગત્યનું, જરૂરનું,** અને **સ્થાયી છે,** તેની અને જે **બીનમહત્ત્વનું, બીનજરૂરી** અને **નાશવંત** છે, તેની વચ્ચે **વિવેક** કેમ કરવો તે શીખવા માટે આવે છે. અને જો તમે આ કેમ્પમાં પ્રશ્નો ઉઠાવવાને, શંકા કરવાને, આવ્યા ન હો, પણ કેવળ આનંદ કરવાને, કેવળ તમારી સગવડ વાસ્તે આશ્રયસ્થાન

શોધવા આવ્યા હશો તો કેમ્પ, કેમ્પ તરીકે તમારે વાસ્તે નિરૂપયોગી થશે. મારી તમને એ સૂચના છે કે એક અઠવાડીયું તમે અહીં છો, તે દરમ્યાન તમારે દરેક બાબત પ્રશ્ન કરવો. આ સત્તર વર્ષોમાં જે તમે એકઠું કર્યું હોય તે બધું બાજુએ મૂકવું, કારણ કે જો તમારે ઉંચે ચઢવું હોય તો તમારે જેમ બને તેમ તમારી સાથે ઓછી વસ્તુઓ રાખવી જોઇએ. જો તમારે પાણીમાં છેક ઉંડી ડુબકી મારવી હોય તો તમારા શરીર પર ઓછી વસ્તુઓ જોઇએ. તેજ રીતે જે સત્ય હું તમને જણાવવા માગું છું અને જે મારે મન તો પૂર્ણ સત્ય છે–કારણ કે તે સત્ય અનંત છે–તે સત્ય જો તમારે જાણવું હોય તો આ બધાં વર્ષોની એકઠી કરેલી વસ્તુઓ તમારે બાજુએ મૂકી દેવી જોઇએ. પણ જ્યારે તમે તે વસ્તુઓ કોરાણે મૂકો, ત્યારે કેવળ અક્રિયાત્મક (Negative) થવાનું નથી; કારણ કે તેમ કરશો તો તમે અહીં છો ત્યાં સુધી જે કહું છું તે વિચારોથી રંગાઇ જશો અને જેવા તમે આ જગ્યા છોડીને જશો, એટલે બીજા મનુષ્યના વિચારથી રંગાઈ જશો. માટે હું તમને દરેકને આગ્રહ કરૂં છું કે તમે પ્રશ્નો ઉઠાવો. તમને શંકા કરવાની કે પ્રશ્ન ઉઠાવવાની ટેવ પડી નથી, તેથી તે કામ તમને અઘરૂં લાગશે. તમારા અનુભવોના પરિણામવડે સંતોષ પામવાથી નહિ પણ તમે મેળવેલું બધું બાજુએ મૂકવાથી તમે સત્યને શોધી શકશો. તમે અત્યાર સુધી મેળવેલી અનેક બાબતોનો ઇન્કાર કરવાથી અથવા તો તે બાબતોને બાજુએ મૂકવાથી તમે ઉંચે ચઢી શકશો અને સ્વર્ગના સામ્રાજ્યમાં દાખલ થઈ શકશો કે

જ્યાં સત્ય છે, અને જીવનની પૂર્ણાહૂતિ છે.

આપણે એવા સમયે આવી પહોંચ્યા છીએ કે જ્યારે દરેક મનુષ્યે ચોકસ થવું જોઇએ, જ્યારે દરેક મનુષ્યે પોતાના પગ ઉપર ઉભા રહેતાં શીખવું જોઇએ, જ્યારે દરેક મનુષ્યે પોતાની સમજશક્તિને તપાસવી જોઇએ, અને જ્યારે સત્યનો દ્રોહ કરનારી નાની નાની બાબતો સાથે પોતે છૂટછાટ મૂકશે કે કેમ, તેનો દરેક મનુષ્યે નિર્ણય કરવો જોઇએ. મારો કહેવાનો ભાવાર્થ હું તમને સમજાવું છું. નાની બાબતોમાં નમતું મૂકવું એ કેટલીક વાર જરૂરનું છે, અને તે બહુ મહત્ત્વનું નથી. જો કોઇ મને વાદળી કોટને બદલે ભુરા રંગનો કોટ પહેરવાનો કહે તો હું જરૂર તે પહેરૂં. પણ જો કોઈ મને સત્ય સાથે છૂટછાટ મૂકવાની કહે, કે જેના પરિણામે બીનમહત્ત્વની બાબતોમાં શક્તિનો વ્યય કરવો પડે, તો હું તેવું કામ ન કરૂં. હું તમને કહું છું કે આપણે એવા સમયમાં આવી પહોંચ્યા છીએ કે જ્યારે આપણે અમુક નિર્ણય કરવો જ જોઇએ. (આ શબ્દો હું તમને ધમકી આપવા કહેતો નથી, તેમજ સુખનું સામ્રાજ્ય, નિર્વાણ, સ્વતંત્રતા અથવા તમે જે નામ આપો તે સ્થિતિ તરફ તમને આમંત્રણ આપવાની આશાથી કહેતો નથી ), પણ તમે સત્તર વર્ષ સુધી રાહ જોઇ છે, આશા રાખી છે, પ્રશ્નો પૂછ્યા છે, આશ્ચર્ય પામ્યા છો, દરેક વસ્તુ આતુરતાથી વિચારી છે. અને જેમ તાપથી તપેલી પૃથ્વી ઉપર વરસાદ આવે છે, તેમ તે વર્ષોને અંતે ધારેલો બનાવ બનવા પામ્યો છે. હવે જો તમે ડાહ્યા, સમ-

તોલ વૃત્તિવાળા અને જે સત્ય પૂર્ણ છે, અચળ છે, મર્યાદા રહિત છે, અંત વગરનું છે, તે સત્ય શોધવાની પ્રબળ ઇચ્છાવાળા હો તો અત્યાર સુધી તમે જે કાંઈ પ્રાપ્ત કર્યું હોય તેનો નાશ કરવાને તમારે તૈયાર રહેવું જોઇએ. એકજ જગ્યાએ સ્થિર બેસી નહિ રહેતાં આગળ વધવાને શું તમને જીવન ચાલુ પ્રેરણા નથી આપતું ? એકને એકજ સ્થળે પડી રહેવાથી, અથવા તો બ્હારની સત્તાને માનવાથી તમે સત્યને શોધી શકશો, એવી કલ્પનાથી શું તમારો શોક જન્મ નથી પામ્યો ? સત્યને શોધવાને, મેં કહ્યું તેમ તમે એકઠું કરેલું જે કાંઈ હોય તેનો ઈન્કાર કરવા તમે ખુશી હોવા જોઇએ. છેલ્લાં બે વર્ષથી જેવી રીતે મેદાનમાં થઇ શાંતજળ વહ્યાં કરે, તેમ આપણે કાંઇ પણ ચોકસ હેતુ વિના ભટકીએ છીએ. ભેગો થયેલો કચરો બાળી નાખવાને જે સફેત ભડકાની જરૂર છે, તે હજી આપણે ખીલવ્યો નથી. તમે અત્યાર સુધી જેમ તેમ ચલાવ્યું છે, તમારામાં સત્તાને માન આપવાની અને તમારી જાતને છેતરવાની ભાવના છે. પણ હવે એવો સમય આવ્યો છે કે જ્યારે દરેકે કોઇની પ્રેરણા વિના અથવા પક્ષપાત વિના, પોતે હવે સત્યની સાથે નાની નાની વસ્તુઓ નભાવી લેવા માગે છે કે કેમ, તેનો નિર્ણય કરવો જોઇએ. મેં કહ્યું તે પ્રમાણે તમે સત્યની સાથે છૂટછાટ મૂકી શકશો નહિ, પણ દરેક જણ છૂટછાટ મૂકી ન શકાય તેવા સત્ય સાથે છૂટછાટ મૂકવા માગે છે, અને તેથીજ શોક, આંતર યુદ્ધ, તકરાર અને ગુંચવણ ઉભાં થાય છે.

તમે દર વર્ષે અત્રે મને સાંભળવાને, અને ખુલ્લી

હવા તથા કેમ્પના અગ્નિનો આનંદ ભોગવવાને ભેગા મળો, પણ જો તમારામાં ડહાપણ નહિ હોય તો આવા સંમેલનો નકામાં છે. તમે અહીં શા સારૂ આવો છો, તે બાબત શરૂઆતથી તમારા મનમાં પ્રશ્ન નહિ ઉઠાવો તો આ કેમ્પ તમારે વાસ્તે નકામી છે. તમારા મકાનના પાયાની શરૂઆ-તથી જ કસોટી નહિ કાઢી હોય તો તમારૂં મકાન લાંબો વખત ટકશે નહિ. એક વર્ષ પણ ન ચાલે તેવા નિર્બળ પાયાપર તમે કેવી રીતે સેંકડો વર્ષ ચાલે તેવું મકાન બાંધી શકો ? જે કાંઈ તમે રચ્યું હોય તે થોડા વખતમાં શંકાવડે તોડી નાખવામાં આવે, કારણ કે તમે જમાનાથી બીજાની સત્તા ઉપર અથવા અમુક વ્યક્તિ તરફના ભક્તિ-ભાવ ઉપર તમારી સમજણનો પાયો રચ્યો છે. મહેરબાની કરીને ગભરાઈ જતા ના, લાગણીથી ખેંચાઇ જતા ના, તેમજ તમારા મનથી દોરાઇ જતા ના. ડહાપણ ભરી રીતે સમજવાને તમારા મન તથા હૃદયની એકતા હોવી જોઇએ, તેમજ જ્ઞાનની ભાવના સાથે પ્રકટ થતી સમજણ પણ તમારામાં હોવી જોઇએ. આ કેમ્પમાં તમારી ચિંતાઓ વચ્ચે, તમારા ખળભળાટ વચ્ચે અને તમારી ઉશ્કેરણી વચ્ચે પણ તમને **શાશ્વત કલ્પના** થાય, તેમજ લાંબો કાળ ટકે તેવું **દર્શન** થાય એમ હું ઈચ્છું છું. પણ જો તમા-રામાં જીવનના હેતુ વાસ્તેની સ્પષ્ટ સમજણ હોય અને તે સમજણને પરિણામે પ્રકટ થતી પૂર્ણતા હોય તોજ તમે આ કામ કરી શકશો. તેટલા માટે જો તમે આ શંકાને આમંત્રણ આપશો, પણ તે શંકાને છાનીમાની તમારા હૃદયમાં કે મનમાં નહિ ઘુસવા દો, તો પછી જે

કંઈ રહેશે તે સત્યજ રહેશે. અને જે બીનજરૂરી-અશાશ્વત હશે તે ચાલ્યું જશે, અને તમે જગત પાસે જઇને જગતના હરેક મનુષ્યની તીવ્ર તરસ છીપાવશો અને હરેકના શોકને શાંત પાડશો.

તમે શાથી ડરો છો ? તમે શા માટે આટલા બધા ચિંતાતુર છો ? કારણ જે સત્ય કોઈ પણ જાતની છૂટછાટ મૂકી શકે નહિ, તે સત્યની સાથે તમારી માન્યતાઓને બંધ બેસતી કરવા તમે માગો છો; જ્યાં આશ્રયસ્થાન નથી ત્યાં તમે આશ્રયસ્થાન શોધો છો, જ્યાં આશા નથી ત્યાં તમે તે શોધવાને પ્રયત્ન કરો છો. સત્ય આશાને આપતું નથી, પણ સાચી સમજને આપે છે, અને જ્યાં સાચી સમજ આવી, તેજ પળે બીજી બધી બાબતો ગૌણ અને ઓછી અગત્યની થઇ જાય છે. આ કેમ્પ પુરી થશે, એટલે તમે આખી દુનીયાના જુદા જુદા ભાગોમાં વીખરાઇ જશો, પણ જો તમે જાતે સત્ય નહિ શોધ્યું હોય, પણ તમારા જ્ઞાન તથા સમજનો આધાર તમે બીજાની સત્તા ઉપર રાખ્યો હશે, તો આ અઠવાડીયામાં તમે જે કાંઇ બાંધ્યું-રચ્યું હશે તે બ્હારની શંકાના વાવાઝોડાં અને તોફાનો નાશ કરી નાખશે. તેથી આખી દુનીયાની તરસ છીપાવે, તેવો કુવો તમે મારી સાથે ખોદો, એમ હું ઈચ્છું છું. જીવનમાં એકજ અગત્યની બાબત, એકજ જરૂરની બાબત, એકજ મુખ્ય ઉદ્દેશ તમારા પોતાના પ્રશ્નોનો ખુલાસો કરવાનો, અને તમારી અંદર જીવનનાં પાણી સ્થાપન કરવાનો છે. તમારો ઉદ્દેશ ફક્ત બીજાનાં છાછરાં પાણી અથવા તો મારી અંદર સ્થાપન થયેલાં પાણી લઇ જવાનો

ન હોવો જોઈએ. આ એટલી બધી અગત્યની બાબત છે કે તમારે તે કુવો ખોદવામાં ઉપયોગી ઓજારોથી સંતોષ માનવાનો નથી. હું ધારૂં છું કે તમે બધા મારી સાથે વિચાર કરી રહ્યા છો, કારણુ કે જે શબ્દો વાપરૂં છું, તે શબ્દોને તમે ફક્ત સાંભળશો તો તે શબ્દોની પાછળ રહેલો અર્થ તમે ચૂકી જશો. તે શબ્દોની પાછળ જે સમજણનો ભાવ રહ્યો છે. તે મેળવવાને તમારે પ્રયત્ન કરવો જોઇએ. માટે તમે આ કેમ્પમાં છો, તે દરમ્યાન–આ અઠવાડીયા દરમ્યાન–હું સૂચવું છું કે તમારે એકાંતમાં રહેવું જોઇએ. તમે એકાંતથી ઘણુા ડરો છો. કોઇ મનુષ્ય ગમે તેવો ડાહ્યો હોય, અથવા સત્યનું તેનું વિવેચન ગમે તેટલું ઉંડું હોય પણુ તેને સાંભળતા ના. તમારાં મન તથા લાગણીને દોરાવા દેતા ના. પણુ સત્યને પૂર્ણુ રીતે સમજવા માટે તેને સંયમમાં અને સમતોલ વૃત્તિમાં રાખો.

જ્યારે તમે એકાંતમાં હો, લોકોની શંકાઓ, પ્રશ્નો, ચિંતાઓ અને કલ્પનાઓના ઘોંઘાટથી તમે દૂર હો, ત્યારે તમે જાતે શંકા ઉઠાવો, તો તમે સત્યનો તેવો કુવો શોધી કાઢશો કે જે આખા જગતની તરસને છીપાવશે. મનુષ્યને સ્વલક્ષી થવાની ટેવ હોય છે. હું સૂચવું છું કે તમારે પ્રથમના કરતાં વધારે સ્વલક્ષી–આત્મલક્ષી થવું, કે જેથી તમારૂં સ્વલક્ષીપણું એટલું પ્રબળ અને પવિત્ર થાય કે જેવડે તમે સત્યને શોધી કાઢો, તમે બધી છાયાઓને દૂર કરી શકો; અને તમે મન તથા હૃદયમાં રહેલા નકામા છોડવાઓને ઉખેડી નાખો કે જેથી તે મન તથા હૃદય ચોકખાં રહી શકે. છેવટે તો હૃદય અને મનની એકતારતા

સાથે પૂર્ણ સમજ હોવી, એજ જીવનનો ઉદ્દેશ છે. તમને મદદ કરવાને અને તમને દોરવાને, તમારે ઘણા ટેકાઓ જોઇએ છે. ટેકાઓ સાચી સમજ આપતા નથી, પણ તે તમારા માર્ગમાં અડચણો નાખે છે, તે તમને રોકે છે, આગળ જતાં અટકાવે છે. માટે આ અઠવાડીઉં તમારા બધા ટેકાઓને ફેંકી દો. તમારા મન તથા હૃદયને શુદ્ધ કરવાને અને બળવાન બનાવવાને જે વસ્તુઓ તમે જરૂરની કલ્પતા હો, તે તજી દો. એક શાશ્વત ઝરો લીલાં વૃક્ષોને તાજાં, સજીવ અને પ્રફુલ્લિત રાખે છે. તેવી રીતે જો તમે તમારી કલ્પનાઓનો બધો ભાર ફેંકી દેશો, તેમજ જે વસ્તુઓને તમે અત્યાર સુધી તમારા વિકાસ વાસ્તે જરૂરની ગણી હતી તે તજી દેશો તો તમે એવો ઝરો શોધી કાઢશો કે જે તમારાં મન તથા હૃદયને શાશ્વત યુવાન, આનંદી અને વેગવાળાં રાખશે,

ગેરસમજ ન થાય તેવી રીતે હું કહી શકું તો હું સૂચવું છું કે તમે **કોઇને** વફાદાર થતા ના, પણ **તમારી જાતને** વફાદાર થજો. તમે એટલા બધા મનુષ્યોને વફાદાર છો કે જે સત્ય તમે પોતે છો, તેના તરફની વફાદારી તમે ભૂલી ગયા છો. તમારે મન અમુક વ્યક્તિ તરફની વફાદારી સત્ય કરતાં વધારે મહત્ત્વની છે. હું ઇચ્છું છું કે તમે **મને** નહિ પણ **તમારી જાતને** વફાદાર થાઓ, કે જેથી તમે શાશ્વત વ્હેતા ઝરા જેવા થઈ શકશો કે જે ઝરો તમારાં મન તથા હૃદયને હમેશ પવિત્ર રાખશે, અને જેથી તમે દરેક મનુષ્ય તરફ વફાદાર રહી શકશો. અમુક વ્યક્તિ તરફ વફાદાર રહેવામાં તમે તમારા હૃદય

તથા મનમાંથી બીજા દરેક પ્રત્યેની તથા તમારી જાત પ્રત્યેની વફાદારીને દૂર કરો છો.

જો તમે આ અઠવાડીયામાં ડહાપણ રાખશો તો તમે જે શોધો છો, તે તમને જડશે. તમને બળ અને સમજ મળશે કે જે તમને તેમનો ટેકો, મહત્તા અને શક્તિ તમને ટેકવવાને આપશે. મેં કહ્યું તેમ હવે એવો વખત આવી પહોંચ્યો છે કે જ્યારે તમે સત્ય સાથે છૂટછાટ વધારે વાર મૂકી શકો નહિ, તેમજ તમારે બીજાની સત્તાના પ્રભાવને વશ થવું ન જોઈએ. કારણ કે જો તમે વશ થયા તો શાશ્વત અને સંપૂર્ણ તત્ત્વ તમે મેળવી શકશે નહિ. તમે ઘણાં વર્ષોથી એવાં શાંત જળ ઉપર મુસાફરી કરો છો કે જ્યાં પવનનો સુસવાટો કે તોફાન નથી, અને જ્યાં મુસાફરી કરવાનું કામ ઘણું સુગમ હોય છે. પણ હવે તમારી ઇચ્છા હોય કે ન હોય પણ તમે ખુલ્લા દરિયામાં આવી પહોંચ્યા છો જ્યાં પાણીના ઉછાળા અને તોફાનો છે, અને જ્યાં સત્યના રાજ્યમાં તમે તમારા વાસ્તે જીવનની સાચી સમજ કેટલી સ્થાપિત કરી છે, તેની કસોટી કાઢવાને તમારી બધી ખોટો ભાગી જશે. મારા સંબંધમાં કહું તો મેં સત્યને શોધી કાઢયું છે, અને સત્ય મારામાં સ્થાપિત થયું છે, અને જેમ જેમ દરરોજ તમે મને સાંભળતા જશો, તેમ તેમ હું તમારા મનમાં તથા હૃદયમાં શંકાનુ તોફાન, ચિંતાનું વાવાઝોડું ઉત્પન્ન કરવા માગું છું કે જેથી તમે બદલાય નહિ તેવું શાશ્વત સુખ પ્રાપ્ત કરી શકો, અને તમે જીવનની પૂર્ણતાનો સાક્ષાત્કાર કરી શકો.

સાધારણ રીતે તમે કેમ્પમાં એવા ઇરાદાથી આવો છો કે તમારી ચિંતામાં, તમારી શંકાઓમાં તમને કાંઇક આશ્વાસન મળે, પણ જો મારાથી બને તો હું આ અઠવાડીયામાં દરેક જાતનું આશ્વાસન તેમજ ટેકો જેના ઉપર તમે અત્યાર સુધી આધાર રાખેલો, તે સર્વ લઇ લેવા માગું છું. તેનું કારણ એમ નથી કે હું કઠોર છું, પણ હું જીવનને ચાહું છું, હું તમને દરેકને ચાહું છું. અને તમે જીવનના એક પ્રકટ સ્વરૂપને નહિ પણ સર્વ સ્વરૂપોને ચાહો, એમ હું ઇચ્છું છું. હું જાણું છું કે તમે અહીંથી જશો ત્યારે કહેશો કે " તે કેવો કઠોર અને ઘાતકી છે ! "

એક ડૉકટર રોગના કારણને અસર કર્યા વિના રોગનાં ચિન્હોને સુધારવાને ઉપરની દવા આપે છે, અને બીજો ડૉકટર તમને સુધારે છે, અને તમે હંમેશ તંદુરસ્ત રહો, તેવી શકિત આપે છે, આ બેમાંથી તમે કયા ડોકટરને વધારે પસંદ કરશો ? આ હું નિર્દયતાથી કહેતો નથી પણ તેથી ઉલટું મારા હૃદયના તીવ્ર પ્રેમને લઇને કહું છું, અને તે પ્રેમને લીધે તેમજ તમારા પ્રત્યેની લાગણીને લીધે તે શાશ્વત ઝરાએ પહોંચવાનો માર્ગ બતાવવા માગું છું કે જે ઝરાનાં પાણી તમારાં મન તથા હૃદયને પવિત્ર બનાવશે. તમને આ આકાર વાસ્તે બહુજ ભક્તિભાવ હશે–હું જાણું છું કે છે–પણ તમને સત્ય વાસ્તે તેટલો ભક્તિભાવ નથી, જે હું તમારામાં જગાડવા માગું છું. તમે મારા પ્રત્યે પ્રેમ બતાવો, કે તમે મારા તરફ ભક્તિભાવ બતાવો, પણ તે બહુ મહત્વનું નથી, પણ મહત્વનું એ છે કે તમારે **સત્યના શિષ્યો**

થવું જોઇએ. પણ વચલા મનુષ્યના—જે સત્ય અને તમારી વચ્ચે છાયા રૂપે ઉભો રહે છે તેના—શિષ્યે તમારે થવાનું નથી. તેથી હું ફરીથી કહું છું કે વખત એવો આવી પહોંચ્યો છે કે જ્યારે તમારી ક્ષુદ્ર માન્યતાઓનો સત્યની સાથે સમન્વય કરી શકશો નહિ. સત્યનો ચાલુ દ્રોહ કરી રહ્યા હોય તેવા હજારો મનુષ્યો કરતાં સત્યની સાથે જે છૂટછાટ મૂકતો નથી તેવો એક મનુષ્ય હોય તો વધારે સારૂ. જુદા રૂપે મારા શબ્દો ઉચ્ચાર્યા કરે તેવા હજારો મનુષ્યો કરતાં તે શબ્દોને સમજનાર એક મનુષ્ય હોય તો તેને હું વધારે પસંદ કરૂં. આ અઠવાડીયામાં તમારામાં મૂર્ખતાભર્યો નહિ પણ ડહાપણભર્યો ખળભળાટ થાય તે માટે તમારા મન તથા હૃદયના નકામા છોડવાઓને ઉખેડી નાખી તેમને તૈયાર રાખજો. જરૂર તમારા હૃદયમાં ખળભળાટ થશે. આ કેમ્પ પુરી થાય અને તમે બધા બીજે વર્ષે કેમ્પમાં નહિ આવવાનો નિશ્ચય કરો તો તેની મને દરકાર નથી. આ અઠવાડીયાને અંતે તમારા હૃદયમાં તથા મનમાં મારૂં સ્થાન ન રહે, તેની મને પરવા નથી, પણ હું તમને એ બતાવવા માગું છું કે જે ક્ષણિક છે, જે અસત્ય છે, તે કદાપિ તમને સુખ કે સત્ય તરફ લઈ જઇ શકે નહિ. સાધ્યને પહોંચવાને, પૂર્ણતા પ્રાપ્ત કરવાને તમારામાં મોટો અસંતોષ, મોટી ક્રાન્તિ અને મોટો ખલભલાટ ઉત્પન્ન થવાં જોઈએ; પણ તમે તે સ્થિતિમાં પસાર થવા ઇચ્છતા નથી. તમે છેલ્લાં બે વર્ષથી તે કામ કરવાને ખુશી બતાવી નથી, અને હવે એવો વખત આવી પહોંચ્યો છે કે જ્યારે તે કામ કરવુંજ જોઇએ, ત્યારે હું તમારે વાસ્તે તે કામ કરવા માગું છું; તે પણ નિર્દય-

તાથી, કઠોરતાથી કે પ્રેમના અભાવથી નહિ, પણ તેથી ઉલટું તમારા વાસ્તેના પ્રેમને લીધે તે કરવા માગું છું. હું તમારી સાથે પ્રેમમાં નથી, પણ તમારી પાછળ જે તત્ત્વ રહેલું છે તેને હું ચાહું છું. હું તમારા ચ્હેરાને કે વસ્ત્રોને ચાહતો નથી, પણ જે જીવન છે, જે પ્રિયતમ છે, તેને હું ચાહું છું. હું તમને ચાહું છું તેથી હું તમને સુંદર બનાવવા માગું છું. હું તમને ચાહું છું તેથી હું તમને ઉમદા, પવિત્ર અને પ્રબળ બનાવવા માગું છું કે જેથી તમારૂં સ્વરૂપ ચાલુ રહે અને સાચી સમજને લીધે પ્રકટ થતો દિલાસો બીજાઓને આપી શકે. માટે જો તમે ડાહ્યા હો, તો અત્યારથીજ આખું અઠવાડીઉં, દરેક વસ્તુના સંબંધમાં પ્રશ્નો ઉઠાવો. શાશ્વત તત્ત્વ પ્રાપ્ત કરવાને તમારી બધી વિચારશ્રેણીઓ, તમારાં તત્ત્વજ્ઞાનો અને તમારાં અર્ધ સત્યો જવાં જોઇએ.

હું આશા રાખું છું કે તમે કોઇને સાંભળશો નહિ. પણ તમારી આંતર પ્રતિભાને, અને તમારી સમજને સાંભળશો, અને જે તમારે વાસ્તે સત્યનો અર્થ કરનારા હોય તેમને સાંભળવાની સભ્યતાથી ના પાડશો. છેવટે તો વ્યક્તિગત પ્રશ્ન એજ જગતનો પ્રશ્ન છે. જો મનુષ્ય સુખી, ઐક્યની ભાવનાવાળો અને શાંત હોય, તો તેની આસપાસ સુખ, એકતા અને શાંતિ જણાશે. જ્યારે આ કેમ્પ તમે છોડીને જાઓ, ત્યારે હું ઇચ્છું છું કે તમારામાં એવી શાંતિ અને સાચી સમજ સ્થપાયેલાં હશે કે જે કશાથી ડગે નહિ.



# સત્યની વિશાળતા.

---

તમે બધા ઓમેન આવ્યા છો. તમને બધાને જુદા જુદા દેશોમાંથી અત્રે આવેલા જોઇને હું ઘણો સુખી થયો છું. તમે અહીંથી જ્યારે આ કેમ્પને અંતે તમારે ત્યાં પાછા ફરશો, ત્યારે તમને તમારા વિષે પક્કી ખાતરી થઈ હશે. અને તમે સ્થાયી અને ક્ષણિક વસ્તુ વચ્ચેનો ભેદ પારખતાં શીખ્યા હશો. શાશ્વત તત્ત્વને શોધી કાઢવાને તમારે સઘળી વસ્તુઓનાં પરિણામો નહિ પણ તેનાં કારણો સમજવાં જોઇએ.

તમારે મારા વિચારો પૂર્ણ રીતે અને ધ્યાનપૂર્વક સાંભળવા જોઇએ, કારણ કે મારે કહેવાનું ઘણું છે, અને તમારે વાસ્તે જેમ બને તેમ ટુંકાણમાં હું તે કહેવા માગું છું. તમે સંભાળપૂર્વક વિચાર કરો એમ હું ઇચ્છું છું, કારણ કે સમય એવો આવી પહોંચ્યો છે કે જ્યારે તમારે દરેકે અમુક નિશ્ચય પર આવવું જોઇએ, જ્યારે તમારે પાયેલી ગજવેલ જેવા થવું જોઇએ, જ્યારે તમારે એવા શ્વેત અગ્નિ જેવા થવું જોઇએ કે જેથી તમે જગતના વિચારો તથા વૃત્તિઓને બદલાવી શકો, અને અત્યાર સુધી તમે જેવી રીતે ભટકયા છો, તેવી રીતે આડે અવળે રસ્તે નિરાંતે ભમ્યાં ન કરો.

તમે મને સાંભળવાને જગતના જુદા જુદા ભાગોમાંથી અત્રે આવેલા છો, અને તમારી સમજ લઈ તમે તમારા દેશોમાં પાછા ફરશો તો તમારે તમારા જ્ઞાન સંબંધી ચોક્કસ

થવું જોઇએ, તમારી સત્યની ભાવના સંબંધી તમારે દૃઢ થવું જોઇએ; અને હવે છૂટછાટ મૂકવાની, અને સત્યને બીજી વસ્તુઓ સાથે બંધબેસતું કરવાની ટેવને જતી કરવી જોઇએ. જે વસ્તુઓની કીંમત ક્ષણિક હોય, તેવી કોઇ પણ વસ્તુને તાબે નહિ થવાને મેં નિશ્ચય કર્યો છે. જે વસ્તુઓની કીંમત ક્ષણિક હોય તેવી વસ્તુઓને આધીન નહિ થવાને અને કોઈ પણ જાતની શંકા વિના વસ્તુઓના મૂળ કારણ સંબંધમાં ચાલુ લક્ષ આપવાને મેં તો નિશ્ચય કર્યો છે. જો પાયો ઉંડો અને મજબૂત હશે તો મકાન પૂર્ણ થશે અને સ્થાયી રહેશે.

વિશેષ હું કહું તે પહેલાં હું એ સ્પષ્ટ રીતે જણાવવા માગું છું કે હું પૂજાવા માટે ઉંચા આસનપર બેસવા માગતો નથી, તેમજ હું નવો ધર્મ સ્થાપવા માગતો નથી. મારે કોઈ પણ શિષ્યો નથી, અને જે મને જ્ઞાન રૂપ છે, અને જે જીવનનો આરંભ અને અંત છે, તે વાત હું સત્તાથી તમને મનાવવા ઇચ્છતો નથી.

હું જે કહું છું તેનો તમે તમારા વિચારો સાથે બંધ બેસતું કરવાને, આડો અવળો અર્થ કરો, અને તમારી માન્યતાઓ સાથે તેને કોઇ રીતે બંધ બેસતું કરો તો આ બધો પ્રયત્ન નકામો જશે. હું કહું છું કે જે મારે આપવાનું છે, તે સર્વ રોગ મટાડશે, સઘળા ઘા રૂઝવશે. અને તમે જ્યારે આ સમજશો, ત્યારે તમારા મનમાં તથા હૃદયમાં તમે ઘાયલ થશો નહિ. અને તમે દુઃખના ચક્રમાં ભરાઈ જશો નહિ. પણ પૂર્ણ રીતે સમજવાને

માટે જે હું કહું છું તેનો ફેરવીને-તેને આડો અવળો અર્થ કરીને તમારા સત્યના જુના ખ્યાલ સાથે બંધ બેસતું કરતા ના.

હું વૃક્ષના શિખરની વાત કહું છું, તેને તમે કોઈ પણ રીતે ઘાસની લીલી પત્તી સાથે ભેળવી દેતા ના.

એમ તમે ન ધારતા કે **મુક્તિ, સુખ** અને **જીવન** આ શબ્દોનો આડો અવળો અર્થ કરી તમે તેને તમારા જુના વિચારો સાથે બંધ બેસતા કરી શકો. તમે મારા વિચારો સાથે મળતા ન થાઓ, તો તેની મને પરવા નથી. હું જે કહું છું તેની સાથે તમારો પ્રબળ વિરોધ હોય તો વધારે સારૂ, કારણ કે તમે તેની સામે થશો, ચર્ચા કરશો, અને આ રીતે તમે મારૂં દૃષ્ટિબિન્દુ સમજશો, પણ જો તમે એમ કહો કે " હું તમારી સાથે મળતો થાઉં છું. "—અને તમારા જુના વિચારોને બંધ બેસતા કરવા મારા શબ્દોનો આડો અવળો અર્થ કરો તો નવા વિચારો તમને તોડી નાખશે.

હું જે સત્ય તમારી આગળ રજુ કરૂં છું, તે એટલું સુંદર છે કે તેનો અનાદર થવો ન જોઇએ, તેમજ તે એટલું મહાન્ છે કે વિચાર કર્યા વિના તેનો સ્વીકાર પણ થવો ન જોઇએ. જો તમારે સત્ય સમજવું હોય તો સત્યને તમારી સમજશક્તિની કક્ષાએ નીચે લાવવાને બદલે તમારે ઉંચે ચઢવું જોઇએ કે જ્યાં તમે તે સત્યને સમજી શકો.

તમે તમારી જાતે મોટી ઉંચાઇએ ચઢયા હો, ત્યારે જ તમે ખરી રીતે વસ્તુનું દર્શન કરી શકો.

હવે આપણે આ તારકસંઘનો વિચાર કરીએ. ઘણા મનુષ્યો અહીં તેમજ બીજે સ્થળે મારી પાસે આવ્યા છે—અને આ તારકસંઘ બંધ કરવાની તેમણે મને વિનંતી કરી છે. તેઓ કહે છે કે આવી સંસ્થા બીનજરૂરી છે. મેં તેમને સાંભળ્યા છે, અને તેમની આ ઇચ્છાનું કારણ સમજવા મેં પ્રયત્ન કર્યો છે. જ્યાં ત્યાં સંસ્થાઓ સત્તા પચાવી પડે છે, અને અમુક વ્યક્તિઓ તેના પર રાજ્ય ચલાવે છે. આવું જોવાથી તેઓ આ સંસ્થાને પણ બંધ કરવા ઇચ્છે છે.

આ તારકસંઘ નવા વિચારો વાસ્તેના પૂળ જેવો હોવો જોઇએ, પણ તે નવા વિચારોનો દેહ બનવો ન જોઇએ.

જેઓએ સત્યની ઝાંખી કરી છે, તેઓ પોતાની સમજ જગતના જીવોને આપી શકે તેટલા વાસ્તે જગતની અને સત્યની વચ્ચેના પૂલ જેવો આ સંઘ રહેવો જોઇએ. આ દૃષ્ટિથી જોતાં આ સંઘની જરૂર છે, પણ જો તેના સભ્યો તેનેજ સાધ્યરૂપ ગણવા લાગે તો તે મરી જવો જોઇએ.

કોઇ પણ સંસ્થા સત્યનો ઇજારો રાખી શકે નહિ. સત્ય શોધવાને અમુક સંસ્થામાં દાખલ થવું જોઇએ એ જરૂરનું નથી, તારકસંઘને અમુક ચોક્કસરૂપની સંસ્થા આપણે બનાવવી નહિ. જો તમે એમ કહો કે "સત્યને સમજવાને તમારે તારકસંઘની સંસ્થામાં પસાર થવું જોઇએ" તો તમે સત્યને મારી નાખો છો. જગતમાં જે સંસ્થાઓ હાલ વિદ્યમાન છે, અને જે કહે છે કે "સત્ય

અમારી પાસે છે, અને સત્ય સમજવાને તમારે અમારા દરવાજામાં પ્રવેશ કરવો જોઇએ," તેનો આપણે વિચાર કરીએ. સત્ય કોઈ પણ સંસ્થામાં રહેલું નથી. તેમજ કોઇ પણ હીલચાલના મધ્યબિન્દુમાં સત્ય નથી. સંસ્થાઓ અને હીલચાલો એ સત્ય તરફ જવાના પૂલ રૂપે હોવી જોઇએ. અમુક સંસ્થા સત્યનું વાહન છે, એવી સત્તાનો દાવો કરવો એ સત્યને દાબી દેવા સમાન છે.

કોઇપણ પ્રકારના વિલેપન કરતાં વધારે કીંમતી, કોઇપણ જાતના રત્ન કરતાં વધારે સુંદર વસ્તુ મારી પાસે છે. અને તે સમજવા માટે તમારે લોકોના હૃદયમાં સત્ય શોધવાની ઇચ્છા અને જુની રૂઢીઓ, ટેવો અને રીવાજો-માંથી છુટા થવાની ઇચ્છા જાગ્રત્ કરવામાં મદદ કરવી કે જેથી જીવનપ્રવાહ તે દ્વારા વહી શકે.

જીવન કોઈ પણ રીતે બાંધી શકાય નહિ, હવે આ સંસ્થામાં જીવન રાખવાને આ સંસ્થા પ્રવાહી જેવી રાખવી જોઇએ. જે લોકો જગદ્ગુરૂની ભાવનામાં ન માનતા હોય, પણ જેઓ દુઃખી હૃદયને અને ગુંચવણ ભરેલા મનને શાંતિ આપે તેવા અમૃતની શોધમાં હોય, તેવા મનુષ્યોને પણ ઉત્તેજન આપવું જોઇએ.

અમુકજ માન્યતાથી સંકુચિત ન થઈ જાય તોજ તે સંસ્થા જીવનવાળી રહી શકે. જીવન કરતાં માન્યતાઓ વધારે કિંમતી થાય અને સત્યની સમજ કરતાં તે સંસ્થાઓ પોતાના વિકાસ વાસ્તે વધારે દરકાર કરે, ત્યારે તે સંસ્થાઓ આડખીલ રૂપ થાય છે.

હું અમુક સંસ્થાઓ સાથે શા સારૂ સંબંધ રાખતો નથી, એવો પ્રશ્ન મને પુછવામાં આવે છે. શું હું તે સંસ્થાનો વિરોધી છું ? હું કોઈ પણ મનુષ્ય અથવા કોઈ પણ સંસ્થાનો વિરોધી નથી. જે વિચારો દરેકમાં રહેલા જીવનને છુટું કરે તે વિચારો સાથે મારો સંબંધ છે. નવા આકારો ઉત્પન્ન કરવા, પૂજવા માટેનાં નવાં પૂતળાં ઉભાં કરવાં, તેના કરતાં જીવનને દાબી રાખે તેવાં બંધનો તોડવાં એ વધારે અગત્યનું છે.

જો આપણે પ્રારંભમાં, વચમાં તેમજ અંતમાં સાવધ નહિ રહિએ તો આપણે જેની શોધ કરીએ છીએ તેનોજ આપણે નાશ કરીશું, આપણી ઇચ્છાઓને આડે રસ્તે દોરીશું અને આપણી સાધ્ય પ્રાપ્ત કરવાની પ્રબળ વૃત્તિને ભ્રમમાં નાખીશું.

સત્યનું દર્શન તમે કેવી રીતે કરો છો, તેનો આધાર તમારા દરેકના પર છે. તમારે બીજો આકાર, બીજો ધર્મ, બીજો દેવ કે બીજી માન્યતા સ્થાપવાની ઇચ્છા છે ? હું માનું છું કે આ બધાં જીવનને બંધન રૂપ છે. પર્વતના શિખરે પહોંચવાને શું ટેકાની જરૂર છે ? કોઈ પણ જાતની નિર્બળતા, જ્યાં સુધી તમે તેના પર જય મેળવીને પ્રબળ ન થાઓ ત્યાં સુધી, તમને વિઘ્નરૂપ થશે. ધર્મો, માન્યતાઓ, આકારો, અને અમુક બદ્ધમતો મનુષ્યો અને મનુષ્યો વચ્ચે આડી દીવાલો જેવા છે. અને તે દીવાલોને તોડવામાં તમે જીવનને મુક્ત કરો છો. જગતમાં ઘણા અરા મનુષ્યો નવી ક્રિયાઓ, નવા ધર્મો, નવા પંથો અને

નવા દેવો ઉત્પન્ન કરવામાં લાગેલા છે. તેઓ તેમને જુનાં પાંજરાઓ તજી નવા પાંજરામાં આવવા માટે આમંત્રણ કરે છે.

જે પક્ષી સ્વતંત્ર થવાને માગે છે—જે જીવન બંધનમાં રહી દુઃખી થયું છે, તે પક્ષીને—તે જીવનને નવું પાંજરૂં શા કામનું છે ?

ધર્મો અને તેના ભકતોએ જેમ ભૂતકાળમાં અનેકવાર કર્યું છે તેમ સત્યને લોકોનાં ટોળાં સમજે તેવા રૂપમાં લાવવાના પ્રયત્નમાં તમે સત્યને દગો દેશો કે નહિ તેનો આધાર તમારા પોતાના પર છે. તેઓ કહે છે કે “ લોકો સત્યને સમજતા નથી, માટે સત્યને તેઓ સમજે તેવી કક્ષાએ લાવવામાં અમે તેમને મદદ કરીએ છીએ. ” આમ કદાપિ થઈ શકે નહિ, કારણ કે સત્ય સ્વતંત્ર, અપરિમિત છે, અને તે વિચારોની તેમજ સર્વ આકારોના અને ધર્મોના બાહ્ય આડંબરોની પેલીપાર આવેલું છે. જેમ જીવનને બાંધી શકાય નહિ, તેમ સત્ય કદાપિ બંધનમાં આવી શકે નહિ. જીવનની પૂર્ણતા એજ સત્ય—અને તેમાંજ સુખ રહેલું છે. જો તમે એમ સમજો કે સત્યને કદાપિ દાબી દેવાય નહિ, પરિમિત બનાવી શકાય નહિ, અથવા નીચલી કક્ષામાં લાવી શકાય નહિ તો તમે સત્યને લોકોની કક્ષાએ નીચે લાવવાને બદલે લોકોને સત્ય શોધવા તરફ ઉત્તેજન આપશો. જ્યારે બાળક ચાલતાં શીખતું હોય, અને જો તમે ડાહ્યા માબાપ હો તો તમે તે બાળકને પડવા દેશો, કારણકે તેના પડવામાંજ તે બળ મેળવતું જાય છે. તમે પર્વતના શિખરનું

સૌંદર્ય નીચે લાવી શકશો નહિ. તમે પવનને તમારી મુઠીમાં બાંધી શકશો નહિ. તમે પાણીને તમારા વસ્ત્રમાં બાંધી શકશો નહિ. માટે જેઓ શોકાતુર છે, જેઓ આંતરયુદ્ધ કરી રહ્યા છે, અને જેઓ સમજવાને પ્રયત્ન કરી રહ્યા છે, તેમને તમારે કહેવું જોઈએ કે, "સત્ય તરફ જાઓ. અને સત્યને તમારી સમજશક્તિ આગળ તેના મર્યાદિત અને સંકુચિત રૂપમાં રજુ કરવાને બદલે, પ્રયત્ન કરી સઘળાં બંધનોને તોડી નાખો. મર્યાદામાં, બંધનમાં નિરંતર શોક છે. બંધનમાંથી મુક્ત થવામાં, જીવનને મુક્ત કરવામાં સુખ રહેલું છે."

માટે હું તમને જણાવું છું કે તમારા અમુક વિચારોને બંધબેસતું કરવા માટે, જે હું કહું છું તેનો આડો અવળો અર્થ કરતા ના. જે શાશ્વત છે, જે અચળ છે, જે પકડાય નહિ કે બંધનમાં આવી શકે નહિ તે તત્ત્વોની હું તમને વાત કરૂં છું. જો તમે મર્યાદિત અને સંકુચિત મનથી તથા પાંજરામાં બંધાયેલા હૃદયથી કેવળ મારા શબ્દોનો ઉચ્ચાર કર્યા કરશો તો તમે મને સમજશો નહિ. જો તમે ખરા સત્યશોધક નહિ હો, સત્યને શોધવાને તમે બીજી બધી વસ્તુઓનો અનાદર નહિ કર્યો હોય, તો તમે અમુક વસ્તુના ઓઠા પછવાડે અમુક શબ્દો બોલ્યાજ કરશો.

જેને હવાઈ વીમાનમાં ઉડવું છે, તે તો હવાઈ વીમાનનો અને ઉડવાની રીતનો વિચાર કરશે. જો કોઇ બાઇસીકલ ચલાવનાર મનુષ્ય તેની પાસે આવે અને પુછે કે હવામાં બાઇસીકલ કેમ ચલાવવી તો તે કહેશે કે "હવાઇ વિમાન

અને બાઇસીકલને કોઇ જાતનો સંબંધ નથી. જો કે બંને ગતિ કરે છે, પણ તે બંને ભિન્ન છે.”

તમે તમારી આસપાસના જગતમાં સાચી સમજ ઉત્પન્ન કરી શકો, તે પૂર્વે તમને તમારા પોતાના સંબંધી પૂર્ણ ખાતરી હોવી જોઇએ. તમે તમારા તારકના પાંજરામાં લોકોને બોલાવો છો. નવા પ્રકારની માન્યતાઓ, નવી મર્યાદાઓ અને જીવનની નવી પરિસ્થિતિઓ અંગીકાર કરવા તમે તેમને કહો છો. તમે પોતે પાંજરામાં છો. જો કે તે પાંજરૂં જરા વિશાળ છે, છતાં તે પાંજરામાં બીજાઓ આવે એમ તમે માગો છો. તે સુખ મેળવવાનો માર્ગ નથી. તે પ્રિયતમનો માર્ગ નથી, તે સત્યનો માર્ગ નથી. સુખ, પ્રિયતમ, અને સત્ય બંધનોથી ઘણે દૂર છે, અને જ્યાં સુધી તમે બંધનમાં છો, ત્યાંસુધી તમે તે પ્રાપ્ત કરી શકશો નહિ. સ્વતંત્રતા દ્વારાજ તમે તે મેળવી શકશો. હું તમને કોઈને મારા દૃષ્ટિબિન્દુ તરફ દોરવા માગતો નથી, કારણકે મેં ઘણીવાર કહ્યું છે તેમ કોઇના પણ વિચારો બદલાવવા પ્રયત્ન કરવો એ બદ્ધમતનું એક હલકા પ્રકારનું રૂપ છે. મને પોતાને તો ખાતરી છે કે જે વિષે હું બોલું છું તે શાશ્વત છે. મને મારી સાધ્ય પ્રાપ્તિની ચોકસ ખાતરી છે. જીવન જે પ્રિયતમ છે, તેની સાથેના મારા ઐકયની મને ખાતરી છે; અને તેથી હું પ્રિયતમ રૂપ જીવન છું. તે જીવનમાં કોઈ કાંઈ ઉમેરો કરી શકે નહિ, અથવા તેમાંથી કોઇ કાંઇ લઇ શકે નહિ. આમ કરીને હું તમારામાં લાગણી વિષયક વમળ ઉત્પન્ન કરવા નથી માગતો કે જેથી જે હું કહું તે તમે માની લો, મારી

સત્યની સમજણથી હું તમારા બંધનમાં ઉમેરો કરવા માગતો નથી. અને જો તમને બંધનકારક વસ્તુઓમાંથી છૂટા થવાની તમારી પ્રબળ ઈચ્છા નહિ હોય તો તે બંધન રૂપ થશે. જો તમારી ખાતરી નહિ થઈ હોય, જો તમારી ખાત્રી બહુજ પ્રબળ નહિ હોય તો તમારી સઘળી માન્યતાઓ અને તમારા મુખમાંથી નીકળતા શબ્દો પવન આગળ ઘસડાઈ જતાં ફોતરાં સમાન છે. હું કહું છું માટે તમારે અમુક સત્ય માની લેવાનું નથી, પણ સત્ય એટલું જીવનપ્રદ છે, એટલું વિશાળ છે કે સત્યનો તમારા હૃદયમાં પડઘો પડવો જોઈએ.

તમે અત્યારસુધી અમુક શંકાભરી સત્તાઓને માન આપીને શાંત જળમાં મુસાફરી કરી છે. હું આ શબ્દો સમજપૂર્વક વાપરૂં છું. કારણ કે સઘળી સત્તાઓ અંતમાં શંકાભરી થવાની, કારણ કે વૃક્ષને કાપી નાખવામાં આવે તેમ સઘળી સત્તાઓ તૂટી પડે છે. આવી સ્થિતિમાં જો કોઇ નવી સત્તા બોલે તો તમે વિચાર કર્યા વિના તેનો સ્વીકાર કરશો, કારણ કે તમને બીજાઓનું કથન માનવાની ટેવ પડી છે. તમે સત્તાથી અમુક વસ્તુ માનો છો, અને બીજી સત્તાથી તે વસ્તુનો અનાદર કરો છો, કારણ કે તમારે સત્ય સાથે સંબંધ નથી. હું તમારા મનમાં તે સત્ય સ્થાપિત કરવા માગું છું.

કોઇ પણ જાતની શરત વિના તમારા મનમાં ખાતરી થવી જોઈએ કે હું જે કહું છું તે સત્ય છે, તેનું કારણ એમ નહિ કે હું અમુક છું એમ કહેવામાં આવ્યું છે, માટે

તમારે સત્ય માનવું, પણ જે હું જણાવું છું, તેની ખરી કીંમતને ખાતર તમારે તે સત્ય સ્વીકારવું.

મેં પ્રથમ જણાવ્યું છે તેમ મારે અનુયાયીઓ જોઇતા નથી. મારે શિષ્યો જોઇતા નથી. મારે સ્પૃહા નથી. આખા જગતમાં કોઈપણ મોટી સંસ્થા તેના સંકુચિત અર્થમાં સ્થાપવા માગતો નથી. જો મારે તેમ કરવું હોય તો હું મને માનવા માટે તમને કહું, કદાપિ શંકા નહિ ઉઠાવવા માટે તમને જણાવું, પણ તેથી ઉલટું હું તમને શંકા ઉઠાવવા કહું છું કે જેથી તમારી માન્યતાની કસોટી થાય, તમારી ચિંતાઓ અને તમારી ઇચ્છાઓના સંબંધમાં પ્રશ્નો ઉઠે, અને અચળ અને સ્થાયી તત્ત્વો તમારામાં સ્થાપિત થાય. જો તમે બરાબર ન સમજતા હો તો તમે જુદા જુદા દેશોમાં જે સૃજન કરશો તે સ્થાયી તત્ત્વોપર નહિ પણ નાશવંત તત્ત્વો પર રચાશે. જે સમજણ વગરના હોય અને નજીવી અને બીનમહત્વની બાબતોને વશ થતા હોય તેવા હજારો મનુષ્યો કરતાં જેઓ બરાબર સમજતા હોય, જેઓ વજ્ર જેવા હોય, અને જેઓ બીન મહત્ત્વની બાબત સંબંધમાં કદાપિ લક્ષ આપવા માગતા ન હોય તેવા એક કે બે મનુષ્યોને હું વધારે પસંદ કરૂં.

માટે એ જાતે શોધી કાઢો કે તમારી સમજ માન્યતા પર રચાઇ છે, સત્તાથી સ્થાપિત થઇ છે કે સત્યને શોધવા માટેની પ્રબળ ભાવના–તીવ્ર ઇચ્છા તમને મારા ભણી દોરી લાવી છે. આ બાબત ઘણી ગંભીર છે–રમત રમવા જેવી નથી. આ બાબત એટલી અગત્યની છે કે સમજણના અભાવે

તેને વક્ર બનાવવાની નથી. આપણે અત્યારે એવા સમયે આવી પહોંચ્યા છીએ કે જે વખતે આપણે જે બાબતો બીનજરૂરની છે, જીવનને સ્વતંત્ર બનાવવામાં જે કીમત વગરની છે, તેનો આપણે ત્યાગ કરવો જોઇએ, અને જે બાબતો અગત્યની છે, અને જીવનને સ્વતંત્ર કરવામાં જરૂરની છે તેવી બાબતોને વજ્રની માફક આપણે વળગી રહેવું જોઇએ. જો તમે છુટા હશો તો તમે બીજાઓને છૂટા કરવામાં મદદગાર થશો. જો તમે પોતે ગુલામ હશો તો તમે બીજાઓને ગુલામ બનાવવામાં મદદગાર થશો અને તમે આ સંસ્થાને તમારી સમજણની ખામીથી ગુલામી, મર્યાદિત, અને જીવનને બંધનકારક બનાવશો. પણ જો તમે ખરી રીતે સમજશો તો તમે અનંતકાળને વાસ્તે મહત્તાભરી રીતે સરજી શકશો.



# શ્વેત અગ્નિ.

કેટલાંક વર્ષો ઉપર હું મારા એક મિત્ર સાથે વાત કરતો હતો. જો કે તે ઘણી બાબતોમાં મને મળતો આવે છે, છતાં તે સર્વથા મારા વિચારનો નથી. પણ તે મારી માફક, છૂટછાટ ન મૂકે એવો દૃઢ વિચારનો નથી. તેણે મને કહ્યું કે હું આમતેમ વ્હેતા પાણીના જેવો મીઠો છું, અને મારામાં નિરૂપયોગી વસ્તુઓનો નાશ કરવાની અને જરૂરની વસ્તુઓ ઉત્પન્ન કરવા માટે જોઇતી શકિત નથી. છેવટે તેણે કહ્યું: જો તમારે જીવનમાં કાંઇપણ મહત્ત્વનું કાર્ય કરવું હોય તો તમારે જીવનનો હેતુ સિદ્ધ કરવાને પ્રબળ **શ્વેત અગ્નિ** જેવા થવું જોઇએ. લોકો તમારા વિચારોની સામે થશે, તમારા આડાં અવળાં વ્હેતાં જળ સુકી જમીનને જીવન આપવામાં નહિ વપરાય, પણ લોકો તેના પ્રવાહમાં દીવાલો બાંધીને તેનો ખેતરો વાસ્તે ઉપયોગ કરશે. હું બે વર્ષોથી આ બાબતનો વિચાર કરી રહ્યો છું અને શ્વેત અગ્નિને પ્રકટ થવાનો પ્રસંગ આવી પહોંચ્યો છે કે નહિ, તે સંબંધી રાહ જોઇ રહ્યો છું. હું માનું છું કે જે **શ્વેત અગ્નિ** વિષે મારા મિત્રે મને કહ્યું હતું તેની આવશ્યકતા છે, પણ તેની સાથે **ધીરજની** પણ જરૂર છે.

---

જ્યારે અગ્નિ પ્રબળ રીતે બળે છે, ત્યારે તેની જવાળા શ્વેત-ધોળી હોય છે. આ લેખમાં જે શ્વેત અગ્નિ શબ્દ વપરાયેલો છે, તેનો અર્થ ગમે તેટલી અડચણોને બાળીને ભસ્મ કરનારી પ્રબળ શકિત—એમ સમજવું જોઇએ.

**ઓહાઇમાં**, મારા સુવાના ઓરડાની બ્હાર એક ચકલી માળો બાંધતી હતી, હું તે જોઈ રહ્યો હતો. તે માળો બહુ જોખમભર્યો હતો, કારણ કે પ્રકાશને રોકનારી બારીમાં તે માળો બાંધતી હતી.

જો કોઇ મનુષ્ય અજાણુતાં તે બારી ઉઘાડે તો માળો નાશ પામી જાય તેવી સ્થિતિ હતી. હું દરરોજ તે માળાને તપાસતો હતો. તે ચકલી સુંદર માળો બાંધવાને અસાધારણ મહેનત કરી રહી હતી. તેણે ત્રણ ઇંડા એક પછી એક ત્રણ રાત્રિએ મૂકયાં. જોખમભરી સ્થિતિમાં માળો બાંધવામાં, અને મનુષ્ય જાતિની બેદરકારી તથા બીજા પ્રાણીઓના ઘાતકીપણાની વચમાં પણ પોતાનાં બાળકોને ઉછેરવામાં તે નાની ચકલી આ તેની સૃજન ક્રિયામાં આખા જગતની સામે ટકી રહી હતી. તેનામાં સામે થવાનો, યુદ્ધ કરવાનો અને પોતાની શકિત જમાવવાનો શ્વેત અગ્નિ હતો. તે ચકલીએ મને જરૂરની સમજ આપી કે એકાએક **આવેશથી** નહિ પણ **ધીરજથી** અગત્યના **સત્યને** વારંવાર પ્રતિપાદન કરવાથી, જીવનની ક્ષુદ્ર બાબતોની—સંકુચિત માન્યતાઓની, તેમજ ટુંકી સમજની સામે થવાથી શ્વેત અગ્નિ પ્રકટે છે. સ્થિતિચુસ્ત વિચારો, :રૂઢીઓ અને અમુક માન્યતાઓની દીવાલની સામે થવાનું કામ કેટલાંક વર્ષ ઉપર મારે માટે સ્હેલું હતું, પણ તે કામ ડહાપણ ભર્યું ન ગણાત, કારણ કે દીવાલો ઘણી મજબૂત હતી. દીવાલને તોડવામાં મદદ કરી શકે તેવી સાચી સમજવાળા ઘણા થોડા મનુષ્યો હતાં, પણ હવે-જ્યારથી હું અહીં છું ત્યારથી–તે શ્વેત અગ્નિ મારામાં

પ્રબળ રીતે પ્રજવલિત થયો છે, અને હું કોઇ પણ વસ્તુ સાથે છુટછાટ મૂકવા માગતો નથી. જે વસ્તુઓ સત્યની નથી, તેની સાથે બંધબેસતું કરવા હું કદાપિ પ્રયત્ન કરીશ નહિ. હું જાતે તો ક્ષણિક વસ્તુઓની ખાતર શાશ્વત વસ્તુઓને દૂર કરીશ નહિ.

તમારામાંથી કેટલામાં શ્વેત અગ્નિ પ્રકટ થયો છે? તમારામાંથી કેટલા તમારી સમજથી, અને જીવન સાથેના તમારા ચાલુ યુદ્ધથી તમારા હાથથી તૈયાર કરેલી ગજવેલ જેવા છો? દરેક મનુષ્ય મારા મત સાથે મળતું ન થાય, દરેક મનુષ્ય મારા વિચારની સામે થાય, અને દરેક મનુષ્ય હું જે કહું તે ખોટા રૂપમાં સમજે, છતાં મને તો તે સંબંધમાં ખાત્રી છે. હું જે કહું છું તે સંબંધમાં મને ચોકસ અનુભવ છે. લોકોમાં વધારે ગેરસમજ હોય, અથવા તો લોકોમાં વિચારોની ભિન્નતા હોય તેમ મને મારા અનુભવની વધારે ખાત્રી થતી જાય છે. હું ઇચ્છું છું કે તમે પણ તેવા થાઓ, તે મારા કહેવાથી નહિ, પણ સત્યનું દર્શન કરીને થાઓ. પછી તમારા જ્ઞાન અને પ્રજ્ઞાથી તમારી સમજ વધારે સ્થિર થશે, તમારામાં શ્વેત અગ્નિ પ્રકટશે, કે જે કચરાને તેમજ જીવનની નિરૂપયોગી બાબતોને બાળી નાખશે અને તમારા અનેક ટેકાઓનો તેમજ લોકને જુદા પાડનારા ભાગોનો નાશ કરશે. ધીમે ધીમે આડાં અવળાં વહેતાં પાણી મીઠાં લાગે છે, અને તેના પર મુસાફરી કરવી આનંદભરી છે. પણ જ્યાં ઘણાં કલ્લોલો, તોફાનો અને વાવાઝોડાં છે, એવા દરિયા પર તમારે જવું હોય તો તમારે તે ધીમે વહેતાં પાણીને

પાછળ મૂકવા પડશે, તમારૂ બળ શોધી કાઢવું પડશે, અને બીનજરૂરી અને બીનમહત્ત્વની વસ્તુઓ સામે યુદ્ધ કરવાને તમારા જ્ઞાન તથા પ્રજ્ઞાનો ઉપયોગ કરવો પડશે. તેને માટે તમારામાં હિમ્મત જોઈશે, આ હિમ્મત વિચારના અભાવથી ઉત્પન્ન થયેલી મૂર્ખાઈ ભરી હિમ્મત નહિ, પણ સાચી સમજ અને બુદ્ધિના પરિણામે પ્રકટેલી હિમ્મત હોવી જોઈએ. તમારામાંથી કેટલાક મારી સાથે મળતા થાઓ છો, તમે મારી સાથે જુઓ છો, અનુભવો છો, જાણો છો અને સમજો છો. હવે જો તમે સત્યની સાથે છૂટછાટ નહિ મૂકો તો સુખનો સાક્ષાત્કાર અને જગતમાં તે સુખ લાવવાની ભાવના ચોકસ થશે. પણ તમારામાંથી જેમણે મારી સાથે સત્યને જોયું છે, સત્યને જાણ્યું છે, સત્યનો વિચાર કર્યો છે, અને સત્યને સમજ્યા છે, તેમનામાં જો શ્વેત અગ્નિ નહિ હોય, પણ મીઠાં જળની માફક આમ તેમ ભટકતા હશો, તો તમે કાંઇ પણ નવું સરજી શકશો નહિ, તમે જુની રૂઢીઓ અને પ્રથાઓ સામે ઉભા રહી શકશો નહિ.

ધીમે ધીમે વ્હેવાનો વખત, તમારે વાસ્તે કદાચ નહિ, પણ મારે વાસ્તે તો બંધ થઇ ગયો છે. જેઓ નથી સમજ્યા તેમને વાસ્તે તો તે વખત હજી બંધ થયો નથી, પણ જેઓએ જોયું છે, જાણ્યું છે, અને જેઓ સમજ્યા છે, તેમને વાસ્તે તો તેવો વખત બંધ થયો છે. જેઓ સઘળો વખત છૂટછાટ મૂકે છે, અને અસત્યની સાથે બંધ બેસતા થાય છે, તેમને વાસ્તે નહિ, પણ જેઓએ શંકાઓ કરી છે, અને શંકાઓ ઉપર જય મેળવ્યો છે, અને

જેઓએ છૂટછાટ મૂકવાની વૃત્તિને દૂર કરી છે, તેમને વાસ્તે તો મીઠાં જળની માફક ધીમે ધીમે આડા અવળા વ્હેવાનો સમય પુરો થઇ ગયો છે

તમે સત્યની સાથે છૂટછાટ મૂકી શકો નહિ. તમારો હેતુ સિદ્ધ કરવાને સત્યને વક્ર કે આડું અવળું બનાવી શકાય નહિ. તમે તમારી અમુક સમજ પ્રમાણે સત્યને વાળી શકશો નહિ, તમારે સત્ય પ્રમાણે તમારી સમજને વાળવી જોઇએ. સત્યને સમજવાને જે જે વક્ર હોય તેને સીધું કરો. જો તમારે ગજવેલને અમુક આકારની બનાવવી હોય તો તમે તે ગજવેલને તપાવો છો. તમારામાં જે જે વસ્તુઓ વાંકીચુકી હોય તેને વાળીને તમે સીધી કરવા માગતા હો તો સત્યના શ્વેત અગ્નિથી તમે તપાવા જોઇએ. તમારે દરિયા જેવા થવું જોઇએ કે જેની સામે કાંઈ પણ ટકી શકે નહિ, જેનાં પાણી હમેશ ગતિમાં હોય છે, કદાપિ સ્થિર હોતાં નથી, અને તેમને પકડી રાખવાને મનુષ્ય જે જે બંધનો ઉભાં કરે છે તે સર્વને તે સમુદ્રનાં જળ તોડી નાખે છે. જો કોઇ મનુષ્ય મરવા પડયો હોય અને હવે જો તમે તેને સજીવન કરવા માગતા હો તો જે સર્જન તેનો કેસ સુધારે તેવાને બોલાવતા તમે ડરતા નથી. તમે તેને ઇજા થશે, તે ભયથી સર્જનને બોલાવતા અચકાતા નથી. જે પ્રેમ થોડી ઇજા કરતાં ડરે છે, તે સાચો પ્રેમ નથી. ખોટી ભાવનાઓ, ખોટી આશાઓ અને ક્ષણિક સુખની સામે યુદ્ધ ન કરી શકે તે સાચો સ્નેહ નથી. તમારામાંથી જેમણે સત્યને જોયું છે એવા તમે કોઇ પણ જાતની છૂટછાટ વિના સત્યને પડખે ઉભા રહેશો, તો

આપણે સાથે આગળ જઈશું. જો તમે તેમ નહિ કરો તો તમે મીઠાં આડા અવળા વ્હેતા જળ ઉપર ધીમેથી તમારૂં નાવ હંકારશો, તમે તમારા અમુક સુખનાં સાધનો અને તમારી ખુશકારક અને સુગમતાભરી છૂટછાટો સાથે રમતા રહેશો, અને હું અને સત્ય દૂર ચાલ્યા જઈશું.

જો તમારા મન તથા હૃદયમાં ખરો પલટો ન થાય અને જે વસ્તુઓ વાંકી છે, તેને તમે સીધી ન બનાવો, તો તમે મારી સાથે મળતા થાઓ, મારી સાથે સહાનુભૂતિ ધરાવો, અને મારાં વચન સાંભળી આનંદથી હસો તેનો ઉપયોગ શો ? હું તમને કહું છું કે સત્ય એ એટલો ગંભીર વિષય છે કે તમે તેની સાથે રમત રમી શકો નહિ. તમારો એક પગ સત્યના મંદિરમાં રાખી અને બીજો પગ અસત્ય અને અર્ધસત્યના મંદિરમાં રાખી વ્યવહાર કરવો એ એક ભયંકર કાર્ય છે. કારણ કે તેવો માર્ગ તે શોકનો માર્ગ છે, મારામારીનો માર્ગ છે, અને નાશ પામે તેવી ખોટી માન્યતાઓનો માર્ગ છે. સાચી સમજથી અને ખરી ધીરજથી પ્રકટ થાય તેવો શ્વેત અગ્નિ જો તમારામાં નહિ હોય તો જ્યાં સત્ય રહે છે તે ધામમાં તમે પ્રવેશ કરી શકશો નહિ. જેવી રીતે એક મધુર પુષ્પ કરમાય છે અને નાશ પામે છે તેવી રીતે જે મનુષ્ય મધુર સુખોપભોગને વળગી રહે છે, તેની પણ તેવી સ્થિતિ થાય છે. પણ તોફાનની સામે ટકી રહે અને દરેક પવનની સાથે નાચવા માંડે તેવા વૃક્ષ રૂપ જો તમે થવા માગતા હો તો તમારે સત્યમાં આનંદ માનવો જોઈએ, અને સત્યના પ્રકાશમાં તમારે ચાલવું જોઈએ.



# સાચી સમજના પાયાપર મકાન રચો.

( એર્ડ કિલ્લામાં કેટલાક મિત્રો આગળ આપેલું વ્યાખ્યાન )

મારૂં દૃષ્ટિબિન્દુ બરાબર તમારા સમજવામાં આવે તે માટે ગયા અઠવાડીયામાં હું જે કંઇ કહી રહ્યો છું, તેનો સાર આપવા માગું છું.

**મુક્તિમાં ખરૂં સુખ રહેલું છે.** તે મુક્તિની ખરી કીંમત સારૂ તમારામાં મુક્ત થવાની પ્રબળ ભાવના પ્રગટવી જોઇએ. આ મુક્તિની ઇચ્છા અમુક વ્યક્તિની સત્તા ઉપર, અંગત મોભા ઉપર અથવા તો અંગત વાસનાઓ પર રચાયેલી હોવી ન જોઇએ. હું ઇચ્છું છું કે તમે સુખી થાઓ, તેટલાજ માટે તમારે સુખી થવાને ઇચ્છવું નહિ. મોટાં આંતર યુદ્ધો, મોટાં દુઃખો અને મોટી અંદરની ભાવનાને લીધે તમારામાં પ્રકટેલી પ્રબળ ઇચ્છાને લીધે તમે મુક્તિને ઇચ્છો છો. જો તમારામાં આ સ્વતંત્રતાની ખરી ઇચ્છા નહિ હોય તો તમારા મકાનનો બધો પાયો બીજાની સત્તા પર આધાર રાખતો હશે, અને તે મકાન ડગમગવા માંડશે, અને બંધાતા બંધાતા તે નાશ પામી જશે. જે અનેક સૈકાઓ સુધી ચાલવાનું હોય તે એક મનુષ્યનું કાર્ય ન હોય. જે સમાજો, સંસ્થાઓ, ધાર્મિક મંડળો, એક મનુષ્યના વિચાર અથવા સત્તા અથવા વ્યક્તિત્વ પર રચાયાં છે, તે જરૂર આડું અવળું રૂપ લેશે, અને તેનું સ્વરૂપ અસ્તવ્યસ્ત થઇ જશે. જો આ બાબત

તમારા મનમાં સ્પષ્ટ થઇ હશે તો તમે કોઇ પણ વ્યક્તિની સત્તાથી, અથવાતો તેના આંજી નાખે તેવા ભપકાથી તમારી સમજમાં ડગી જશો નહિ. જો તમારી સાચી સમજ બીજી કોઈ વ્યક્તિની મનોહરતા, મોટાં વાકયો, અથવા તેના પ્રકાશપર રચાયેલી નહિ હોય, પણ તમારી પોતાની ખરી ઇચ્છાપર રચાયેલી હશે તો તે ટકશે. નહિ તો તે નાશ પામી જશે.

મારે **અનુયાયીઓ** જોઇતા નથી. જે પળે તમે કોઇ પણ વ્યક્તિને અનુસરો છો, તે પળે તમે સત્ય રચના કરી શકશો નહિ. મેં કદાપિ શિષ્યોને ઇચ્છયા નથી. કોઈ મારો શિષ્ય છે, એમ કહે તે વિચાર માત્ર મને ગમતો નથી. પકવ વિચારો અને પરમ પ્રેમના ફળ રૂપે જે સાચી સમજ પ્રકટે તેના–તમારી પોતાની સમજના–શિષ્યો બનો.

હું આ વાત ઘણી ગંભીરતાથી કહું છું. આ બાબત મને એટલી ગંભીર લાગે છે કે કોઇ ગમે તેવો મોટો હોય તો પણ આ બાબતમાં હું કોઇ સાથે છૂટછાટ મૂકવા માગતો નથી. તમે સત્યને જે સ્વરૂપમાં સમજો છો, તે પ્રમાણે તમે તે સત્યને અનુસરતા હો તો તમે મને અનુસરો છો, તમે મને સમજો છો. પણ જો તમે બીજાની સમજને ફક્ત અનુસરો છો તો તમે સત્યને પોતાને દગો દો છો. અને તમે એક હાથે જે મકાન બાંધો છો, તે તમે બીજે હાથે તોડી નાખો છો. મારો સંદેશ જગત્ આગળ તમારે કેવી રીતે ધરવો એ તમે મને પુછયું છે. જો તે સંદેશ તમારો પણ નહિ થયો હોય તો તેની કાંઇ કીંમત નથી. તમે જો ગ્રામોફોનની રકાબી જેવા થઇ મારા

શબ્દોનો ઉચ્ચાર કર્યા કરશો તો તમે કોઇ નવું મંડળ સ્થાપશો, નવો ધર્મ સ્થાપશો, નવું મંદિર બાંધશો અને તેમાં તમે જીવનને ગુંગળાવી મારશો. તમે અહીં જે સાચી સમજ પ્રાપ્ત કરી હશે, તેની ખાત્રી બીજાને કરી આપવાને **તમારે પોતે સંદેશ રૂપ થવું જોઇએ.**

જો મારી સત્તાની અથવા મારા વ્યક્તિત્વની તમારી લાગણીઓ તથા તમારા વિચારો પર અસર થાય તો તેવીજ રીતે બીજાની સત્તાથી અથવા બીજાની મોહકતાથી તમારી બધી સમજ ઉંધી વળી જાય. જો તમે સમજનો પાયો બીજાની સત્તા અથવા બીજાની અંગત ભક્તિપર રાખશો તો તમારો પાયો સ્થાયી રહેશે નહિ. આ બાબત સમજવી ઘણી જરૂરની છે.

પ્રાચીન સમયમાં અમુક મનુષ્યે પૂર્ણતા પ્રાપ્ત કરી એ વિચાર, એનાં શિક્ષણો ફેલાવવા તથા જીવનને સમજવા માટે સત્તા તરીકે વાપરવામાં આવતો હતો, હવે એમ બનવું જોઈએ નહિ. તેથી ઉલટું એક મનુષ્યે સાધ્યની પ્રાપ્તિ કરી, એ વિચારથી તમારામાં સાચી સમજ પ્રકટ થવી જોઇએ. અને તે સાચી સમજના બળ સાથે તમારે જગતમાં કાર્ય કરવા જવું જોઇએ; પણ અમુકે સાધ્યની પ્રાપ્તિ કરી છે, તેના વાવટા સાથે અથવા તો તેની સત્તા સાથે તમારે કાર્ય કરવા જવાનું નથી.

હું સ્હેલાઈથી એમ કહી શકું કે, "જ્યાં ત્યાં મારાં વચનો ટાંકો, હું જે શીખવી રહ્યો છું તેનો પ્રચાર કરવાને મને સત્તા તરીકે વાપરો" પણ જો તમે તેમ કરો તો

ઉદ્દેશ તમારી સમજનો ન કહેવાય. પણ જો તે તમે સમજો અને તે સમજ પ્રમાણે હરરોજના વ્યવહારમાં તમે જીવતા હો, તો સત્યમાં કાંઇ પણ બગાડ થશે નહિ, અથવા મર્યાદા આવશે નહિ.

હું કાંઈ પણ રચવા માંગતો નથી. તમે એક કિલ્લામાં રહો છો. તમે તમારી સમજ ઉપર આ સ્થળને રચ્યું છે. જો તમારી સમજ અલ્પ હશે તો તમારી રચના પણ અલ્પ થશે. જો તમારી સમજ મહાન્ હશે તો તમારી રચના પણ મોટી અને સ્થાયી થશે, અને સઘળાં તોફાનોમાં તે ટકી રહેશે.

મારા શબ્દોથી ખેંચાઇ જતા ના; પણ તમારી આગળ જે સત્ય હું રજુ કરૂં છું તેનો ઉંડો વિચાર કરો, તમે તમારૂં અત્રેનું જીવન એક દર્પણ જેવું બનાવી શકો, એટલે તમારો સત્ય સમજવાનો વ્યક્તિગત પ્રયત્ન કોઇ પણ જાતના ભ્રમવિના પ્રતિબિંબિત થશે.

ઘણી સંસ્થાઓનાં બંધારણો તે સંસ્થાના સભ્યોને તથા તે સંસ્થાના સ્થાપનારને ગળી જાય છે. જ્યારે તે સ્થાપક ચાલ્યો જાય છે, ત્યારે તેના વિચારની મૂળની ખુબી પણ અદ્દશ્ય થવા માંડે છે.

તમારા મકાનનો પાયો મુક્તિ સાથેની સાચી સમજ હોવી જોઇએ.

તમને અમુક કામ યોગ્ય લાગે તોજ તમારે તે કરવું જોઇએ.

ખરૂં શું છે તે મારે કે બીજા કોઇએ કહેવાનું નથી. જો તમે આ વિચારથી શરૂઆત કરો તો તે જરૂરનું છે

કે તમારે નીખાલસ—ખુલ્લા મનના થવું જોઇએ. અંગત વાસનાથી, અંગત બદ્ધમતોથી, અથવા સંકુચિત સમજથી તમારી જાતને છેતરતા ના. જો તમે ગુસ્સે હો, અને તમે ગુસ્સે છો એમ નીખાલસ પણે કબુલ કરતા હો, તો તમારી નીખાલસતા તમારા ક્રોધને મારી નાખશે. પણ જો તમે ક્રોધે ભરાયા હો, અને બીજા મનુષ્યના અમુક કાર્યથી તમે ક્રોધે ભરાયા છો, એવું તમે બ્હાનું કાઢો તો તમે ક્રોધને વશ કરી શકશો નહિ. આ બાબત વિકારોને પણ લાગુ પડે છે. જો તમારામાં સ્થૂળ વિકાર હોય અને તમે તેનું કારણ સમજો, અને તમારી જાતને છેતરો નહિ, તો તે વિકારની સત્તા તમારા પર ચાલશે નહિ. તમે અમુક કામ કરવા માગતા હો; હવે તે કાર્ય જનસમાજના પ્રચલિત નિયમોની, જગતની, અમુક પંથની કે ધર્મની વિરૂદ્ધ હોય છતાં **તમારા કાર્યનું શું પરિણામ આવશે, તેનો તમે સંભાળપૂર્વક વિચાર કર્યો હોય તો** પછી તે કાર્ય કરવાને તમને **પૂર્ણ અધિકાર** છે, પણ આમાં બુદ્ધિની જરૂર છે, અને તટસ્થપણે તે સવાલની તપાસ કરવાની જરૂર છે, તેમાં બીનમહત્વની બાબતોના સંબંધમાં તમારે ક્ષુદ્ર લાગણીઓથી ખેંચાઇ જવું જોઇએ નહિ.

જગત્ સત્તાના ફરમાનને લીધે દુઃખી છે. જગતને સાચી સમજ પ્રાપ્ત કરવા માટે પ્રોત્સાહન આપવું જોઈએ. તમારા પોતાના બગીચામાં કુવો ખોદો. તમારી તરસ છીપાવવાને લોકોના ટોળાના આગ્રહથી બીજાના કુવે જતા ના.

ભવિષ્યમાં ઘણી અડચણો ઉભી થશે. હું ધારૂં છું કે જેમ વર્ષો જશે તેમ અડચણો વધતી જશે, અને જેમ

અડચણુ ભારે, તેમ વધારે સમજણુની જરૂર પડશે.

માટે જ તમે બધા વધારે મુશ્કેલીઓમાંથી પસાર થાઓ એમ હું ઇચ્છું છું. એક દૃષ્ટિએ આવું ઇચ્છવું એ ઘણું સખ્ત લાગે, પણ જો તમે ડહાપણપૂર્વક અને મનની સમતોલ વૃત્તિ રાખી વિચારશો તો તમે મારા વિચાર સાથે મળતા થશો.

જ્યાં તમે તમારી મુશ્કેલીઓ દૂર કરી શકો, જ્યાં વ્યક્તિગત ચાલુ પ્રયત્ન તરફ ધ્યાન આપવામાં આવે નહિ, અને જ્યાં લાગણીઓના યુદ્ધોનો અને ઉછાળાનો ભય રહ્યા કરે, તેવા સુખસગવડવાળા મઠ રૂપ આ સ્થાનને તમારે બનાવવું નહિ. છેવટે તો અસાધારણ જ્ઞાનશક્તિવાળાનું લક્ષણ શું? **સત્યના દર્શનની દૃષ્ટિએ સંયોગો પર જય મેળવવાની શક્તિ.** જો તેનું સત્યનું દર્શન ક્ષુદ્ર હશે તો તેનો જય પણ ક્ષુદ્ર થશે, પણ જો તેનું સત્યનું દર્શન વિશાળ હશે, તો તેની ઇચ્છાઓ પણ પ્રબળ હશે. અને તે પર્વત જેવડી અડચણોને આમંત્રણ આપી તેના પર જય મેળવશે.

સત્યના સાચા દર્શનથી તમારી ઇચ્છાઓ વધી શકે, અને ભવ્ય બની શકે. જો તમારૂં સત્યનું દર્શન મર્યાદિત હશે તો તમારી ઇચ્છાઓ મર્યાદિત થશે. પણ જો તમારૂં દર્શન ખુલ્લા આકાશ જેટલું વિશાળ અને સ્વતંત્ર હશે તો તમારી ઇચ્છાઓ વિશાળ, સ્વતંત્ર અને બંધન રહિત થશે. જો તમારામાં તે વિશાળ દર્શન હશે તો તમે નાની નાની બાબતોથી, અદેખાઇથી, ક્રોધથી, ભયથી તેમજ રાગ અને દ્વેષથી બંધાઈ જશો નહિ.

મહત્ત્વની વસ્તુ એજ છે કે તમારે સાચી સમજ પ્રાપ્ત કરવી જોઈએ; સત્ય સમજવા વાસ્તે મારા શબ્દોની બારીક તપાસ કરવી જોઈએ, કારણકે હું નહિ, પણ તમે સૃજન કરવા માગો છો. જો તમે જીવનનું સત્ય દર્શન પ્રાપ્ત કર્યું હશે, તો તે તમારા આચારને, તમારી ચાલવાની રીતને તેમજ તમારી લાગણીઓ પ્રકટ કરવાની રીતને અસર કરશે.

જ્યારે તમે ક્રોધે ભરાઓ છો, અદેખાઇ કરો છો, અને હુંપણાનોજ વિચાર કરતા હો છો, ત્યારે તે સ્પષ્ટ જણાય છે કે તમે ખરૂં દર્શન પ્રાપ્ત કર્યું નથી. જીવનના દરેક બનાવમાંથી તેનું અત્તર–રહસ્ય ખેંચી કાઢવાની તક ગુમાવતા ના.

તમે લોકમત બનાવવાના છો. તમે અહીંથી જ્ઞાનનું અત્તર લઈ જગતમાં જાઓ છો. સૂર્યના પ્રકાશિત તેજમાં થોડા કલાક રહેવાથી જો તમારી સાચી સમજનું અત્તર અદૃશ્ય થવા માંડે, તો તે સમજની કાંઇ કીંમત નથી. વિશાળ દૃષ્ટિ, સત્ય દર્શન, સાચી સમજ અને જીવન પ્રત્યેનો પ્રેમ હોવો જરૂરનો છે. આ પાયા પર જો તમે રચશો તો તે કદાપિ નાશ પામશે નહિ.

જ્યારે તમે તમારા ખરા સ્વરૂપને સમજો, ત્યારે તમે ખરી રીતે વર્તી શકો. તમે તમારા કાર્યથી તમારા પોતાના સ્વરૂપને જુદું પાડી શકો નહિ. સાચી સમજ ધરાવનારા જગતમાં થોડા પણ હોય તો આપણે દુનિયાને નવી બનાવી દઇએ, જીવનનું પ્રકટ સ્વરૂપજ બદલી નાખીએ, પણ જો સાચી સમજ નહિ હોય તો બીજો ધર્મ, બીજો પંથ, બીજું મંદિર અને બીજા દેવની સ્થાપના થશે.



# જીવનનું દર્શન.

---

એક દિવસે મેં મારી બારીએથી લીલું, આનંદી, સૂર્યના પ્રકાશથી ચળકતું ખેતર દૂરથી જોયું. તેનો દેખાવ હું ચીતરીશ. તે ભવ્યદર્શનનું હું વર્ણન કરીશ.

ઘણા મનુષ્યો મોટે ભાગે જે વસ્તુઓ તેમની આસપાસ આવેલી હોય છે, અને જે વસ્તુઓ તેમના પર પોતાની છાયા નાખે છે, તે વસ્તુઓમાં એટલા બધા તલ્લીન થઈ જાય છે કે જ્યારે કોઈ મનુષ્ય લીલા ખેતરોમાંથી આવે છે, અને ખુલ્લા આકાશનું ગીત તેમના આગળ ગાવા લાગે છે, ત્યારે તે સાંભળવાની તેઓ દરકાર કરતા નથી.

લીલા ખેતરોમાં આવેલા જીવન કરતાં તેઓના બોજાઓ, અને તેને અંગે ઉત્પન્ન થતી ગુંચવણો તેમને વધારે અગત્યના લાગે છે. તેઓ તો જીવનના પ્રકટ સ્વરૂપ સાથે સંબંધ રાખે છે, પણ સર્વ પ્રકટ સ્વરૂપોની પેલીપાર શાશ્વત જીવન છે, અને તે શાશ્વત જીવનમાં એકતા રહેલી છે.

જેઓ બંધનમાં છે, તેમને હું મુક્તિનો માર્ગ બતાવવા માગું છું; કારણ કે સ્વતંત્રતામાં સુખ છે, અને દરેક મનુષ્ય સુખને શોધે છે. મેં લોકોને ધર્મના બંધનમાં, પૈસાના બંધનમાં બંધાયેલા, તથા વાસનાના પાંજરામાં પુરાયેલા, અને માન્યતાઓની છાયામાં ભમતા જોયા છે. પણ તેઓ સુખી નથી. તેમના ચ્હેરા ઉપરથી કહી શકાય કે તેઓ ચિંતાતુર છે. તેઓના હૃદય તથા મનની સમૃદ્ધિ પૂર્ણ રીતે

ખીલી નથી. હું તેમનાં હૃદયનાં દ્વાર ઉઘાડવા અને ખરા સુખનો માર્ગ તેમને બતાવવા માગું છું.

મેં સર્વ સ્થિતિઓમાં રહેલા મનુષ્યોને તપાસ્યા છે, અને મને માલૂમ પડયું છે કે તેઓ પોતાના સંયોગો તથા પોતાની માન્યતાઓથી બંધાયેલા છે. તેઓ કાંતો ધર્મોથી, દોલતથી કે ભયથી પકડાયેલા હોય છે, અને જીવનની પૂર્ણતા વાસ્તે આ બધી બાબતો જરૂરની છે, એમ તેઓ માને છે. મેં તેમને કામ કરતા જોયા છે. તેઓના હૃદયમાં સંતોષ ન હતો, તેમજ તેમના મનમાં મહત્તા ન હતી. તે વખતે મેં મારી જાતને કહ્યું: "આવી બાબતો ગુંચવણો ઉભી કરે છે. સીધો રસ્તો હોવો જોઇએ, તેમજ કોઇ સરલ રસ્તો હોવો જોઈએ." હું અમુક વિચારોમાં ઉછર્યો હતો, પણ મેં તે દૂર મૂકયા. મને જે આપવામાં આવ્યું હતું તેથી મને સંતોષ થયો નહિ. આ બધાની પેલી પાર મેં શોધ કરી, અને મેં સાધ્યની પ્રાપ્તિ કરી. શંકાને આમંત્રણ આપવાથી, ક્રાન્તિ અને અસંતોષની ભાવનાથી, બીજા કોઈની પણ સત્તા નહિ સ્વીકારવાથી, એકલાપણાની ભાવનામાં અને બળમાં વૃદ્ધિ કરવાથી મેં મારૂં સુખ પ્રાપ્ત કર્યું.

મેં સુખ પ્રાપ્ત કર્યું છે–અને હું પોતે સુખ રૂપ છું–મેં સત્ય શોધ્યું છે અને હું સત્ય રૂપ છું, તેથી હું તેનો માર્ગ તમને બતાવવા માગું છું.

સુખનો માર્ગ તમારા પોતાના મનમાં રહેલો છે; અને હૃદય તથા મનની શુદ્ધિમાં ખરો વિજય રહેલો છે.

તમારા ટેકા વાસ્તે બ્હારની મદદ ઉપર, તેમજ ધર્મો, ફરમાનો, આચારના નિયમો, ધર્મિષ્ઠપણાના અને નીતિના

કાયદાઓ ઉપર આધાર રાખવાથી નહિ, પણ તમારૂં પોતાનું બળ ખીલવવાથી તમે સત્યનું દર્શન કરી શકશો, અને તમારામાં પોતાનામાં પ્રકટેલી મુક્ત થવાની પ્રબળ ઇચ્છાથી તમે મુક્તિ મેળવી શકશો. જીવનને સમજવાને તમારે તમારા મનને તથા હૃદયને શુદ્ધ કરવું જોઇએ, અને તમારી પોતાની અંદર એકતા સ્થાપન કરવી જોઇએ. ઘણા લાંબા કાળથી તમે બ્હારની સત્તાને અને માન્યતાઓને વળગી રહ્યા છો. તમે ઘણાં ફાંફાં માર્યા છે, પણ તમે સુખી નથી. તમારી પાસે ધર્મો છે, ક્રિયાઓ છે, તમારાં પુસ્તકો છે, અને જીવનને જોવાની અનેક ગુંચવણભરી રીતો છે, પણ આ બધાથી તમે સુખી થયા નથી અને હવે હું તમને કહું છું કે “તમે મારા રસ્તાની અજમાયશ કરો.”

સુખ પ્રાપ્ત કરવાને તમારે બીનમહત્ત્વની વસ્તુઓ દૂર મૂકવી જોઇએ અને ખુલ્લા મેદાનના જીવનને તમારો ભોમીઓ બનાવવો જોઇએ. તે વિશાળ જીવનના દર્શનથી જ તમે વિકાસ પામશો, તમને પોષણ અને ટેકો મળશે. જો બીનમહત્ત્વની વસ્તુઓથી તમને પોષણ મળ્યું હશે તો હૃદયમાં કંટાળો આવશે અને તમારૂં મન અશુદ્ધ બનશે. જેમાં મલીનતા આવતી નથી તેની તમારે ઉપાસના કરવી જોઇએ, અને જે વસ્તુ કદાપિ કહોવાટ પામતી નથી તેને તમારે ચાહવી જોઇએ.

તમારી પોતાની સાચી સમજથી તમે વિકાસ પામો છો, અને તમારા પોતાના આંતર યુદ્ધોથી અને ઇચ્છાઓથી તમે તમારૂં સાધ્ય પ્રાપ્ત કરી શકશો.

ખીણોના અંધકારમાં અને છાયામાં તમારી મુક્ત થવાની ઈચ્છાને ચાલુ જાગ્રત રાખવાથી તમે મારી માફક પર્વતના શિખરે પહોંચી શકશો. દરેક મંદિરે મને પકડી રાખ્યો હતો. દરેક મૂર્તિએ મારા હૃદયમાં ખુમારી પ્રકટાવી હતી. દરેક પ્રકારના તત્ત્વજ્ઞાને મારા મનને આનંદ આપ્યો હતો, પણ આ રીતે હું તે બધાનો કેદી બન્યો હતો.

મેં આ બધું બાજુએ મૂકયું, અને જે તત્ત્વજ્ઞાનોની પેલી પાર છે, જે કોતરેલી મૂર્તિઓની પેલી પાર છે, જે ધર્મની દીવાલોની પેલીપાર છે તેની મેં શોધ કરી, અને મેં તે પ્રાપ્ત કર્યું. હવે આ બધી બાબતો મને આરામ આપતી નથી, તેથી હું મુક્ત થયો છું. જે સત્ય મર્યાદિત થાય નહિ તેમજ જે અમુક હદમાં ન આવે તેવું સત્ય મારામાં છે.

આમાં ભય પામવા જેવું શું છે? આમાં ગેરસમજ પામવા જેવું શું છે? આમાં ચિંતા કરવા જેવું શું છે? તમારી અનેક વિચાર પદ્ધતિઓ, તમારાં તત્ત્વજ્ઞાનો, તમારી ક્રિયાઓ, તમારા પંથો, તમારા ધર્મો, અને તમારા દેવો છતાં તમે સુખી નથી; અને છતાં તમે તેનો ત્યાગ કરતાં ડરો છો. તમે સુખી થવા માગો છો, છતાં તમે તમારા નાના નાના સંતોષો તજતાં ડરો છો.

જો તમારી માન્યતાઓ તૂટી જાય તો તે માન્યતાઓ રાખવા જેવી નથી. જો તમારી વિચારપદ્ધતિ એવી ક્ષણ-ભંગુર હોય કે જે શંકા અને શોકની સામે ટકી શકે નહિ તો તે નાશ પામવાને યોગ્ય છે. જો તમારી પૂજાએ અને ભક્તિભાવે તમારામાં સુખનું સૌરભ પેદા કર્યું નહિ હોય

તો તેની કાંઇ કીંમત નથી. તમારી પોતાની અંદર જુઓ અને બધી વસ્તુઓથી, બધા રાગના સંબંધોથી, બધી પૂજાઓથી, બધા સિદ્ધાંતોથી, બધી માન્યતાઓથી તમે છૂટા છો કે નહિ તે તપાસો. તમારામાં હેતુની ખુમારી છે કે નહિ, અને શાશ્વત કાળની દૃષ્ટિએ સૃજન કરવાની શક્તિ છે કે નહિ તે તપાસો. જો તમારામાં મુક્તિ મેળવવાની પ્રબળ ભાવના નહિ હોય તો તમે અને તમારા શબ્દો ક્ષણમાં નાશ પામતી છાયા માફક થશે.

હું સખ્તાઇથી આ કહેતો નથી; પણ તમે દુઃખી છો, તમે અંદરથી યુદ્ધ કરો છો, તમારા મનમાં અને હૃદયમાં અસંતોષ છે, તેથી હું તમને સુખી થવાનો માર્ગ બતાવીશ.

પણ જો તમે સત્યને મર્યાદિત અને સંકુચિત બનાવવા માગતા હો, અને જો તમે સંકુચિત દૃષ્ટિથી સત્ય તરફ જોતા હો તો હું તમને માર્ગ બતાવી શકું નહિ તેમજ તમને માર્ગ સમજાવી શકું નહિ.

જે મનુષ્ય સમજે છે તેને એકલાપણાનો ભાવ રહેતો નથી. જે સત્યની શોધ કરે છે, તેને વાસ્તે એકાંતવાસ જેવી વસ્તુ રહેતી નથી. આ બધી વસ્તુઓ તેના મિત્રો અને સ્વજનો છે. તમે બધા એકલાપણાથી ડરો છો અને તે છતાં તમે એકલા છો અને તે ડરને લીધે તમારામાં સમજ નથી.

તમારાં બધાં કાર્યો માટે તમારી જાતને જવાબદાર થાઓ. બ્હારની સત્તાનો આશ્રય લેતા ના. સાધ્યની પ્રાપ્તિ વાસ્તે તમારા પગ ઉપર ઉભા રહો. જીવનની પૂર્ણતા વાસ્તે બધા અનુભવની પેલીપાર જાઓ, પ્રેમમાં વિશેષતા મેળવવા માટે સર્વ વસ્તુઓ માટે તમારા હૃદયમાં પ્રેમ રાખો.

# નવીન પ્રભાત.

કોઈ જંગલમાં રહેલો મનુષ્ય ખુલ્લા મેદાનમાં આવવા માગતો હોય તો તેણે જંગલના અંધકારમાંથી પોતાનો માર્ગ કરવો જોઇએ. તેવી રીતે જે મનુષ્ય જીવનની મુક્તિ મેળવવા માગે છે, તેણે કીંમતવગરની, ઓછામહત્ત્વની અને બીનજરૂરી વસ્તુઓના અંધકારમાંથી પોતાનો માર્ગ કરવો જોઈએ. જગતમાં એવા ઘણા લોકો છે કે જેઓ પોતાના જીવનનો અને પોતાના આદર્શોનો ભોગ આપવા તૈયાર છે, પણ સાચી સમજ ધરાવનાર જીવો જગતમાં ઘણા થોડા છે, **અને સાચી સમજ એ ત્યાગ કરતાં વધારે મહત્ત્વની છે.** કારણ કે સમજની પૂર્ણતામાંથી જીવનની પૂર્ણતા પ્રકટે છે.

જીવન દરેકમાં રહેલું છે અને તે દિવ્ય છે, અને મુક્તિની પ્રાપ્તિ અથવા સત્યની પ્રાપ્તિ જે સુખ છે, તે જીવનની પૂર્ણ ખીલવણીથી મળે છે. જ્યાં સુધી જીવન બંધનમાં છે, ત્યાં સુધી ચાલુ બંધન થવાનું, અને તમે જન્મમરણના, દુઃખ અને શોકના તેમજ શુભઅશુભના ચક્રમાં બંધાઇ જવાના. પૂર્ણ જીવન અમુક ધર્મથી, પંથોથી, અથવા બદ્ધ મતોથી મર્યાદિત થઇ શકે નહિ. પણ લોકોનો મોટો ભાગ જીવનને આ બધી બાબતોથી બાંધવા માગે છે, તેથી દુઃખ જન્મે છે.

જીવનની સાથે જેને કાંઇ પણ સંબંધ ન હોય તેવા નીતિના નિયમો જગતમાં સ્થાપવામાં આવ્યા છે. તે નિયમો નિર્બળોને ટેકા તરીકે ચાલે છે, પણ જ્યાં તે નિયમોને જરા પણ કસવામાં આવે છે, ત્યાં તે તૂટી જાય છે.

હરેક મનુષ્ય નીતિના, માન્યતાના, ધર્મોના, બદ્ધમતોના અને પંથોના અમુક સ્થાપિત થયેલા નિયમો પ્રમાણે પોતાનું જીવન દોરવા માગે છે, તેથી અવ્યવસ્થા, દુઃખ અને શોક હયાતીમાં આવ્યા છે.

તમે કહેશો કે "તમે જીવનને એકદમ સ્વતંત્રતા આપવાથી જગતમાં વધારે દુઃખ ઉભું કરશો." હું તેનો જવાબ આપું છું કે, જો તમે બુદ્ધિશાળી હો અને અમુક વિચારના પક્ષપાતી ન હો તો ચારે બાજુએ જુઓ અને પછી કહો કે અત્યારે શું અવ્યવસ્થા નથી, અત્યારે શું દુઃખ નથી, શું હાલ જીવનને ગુંગળાવી અને દબાવી રાખવામાં નથી આવતું? તેથી દિવ્ય વ્યવસ્થા લાવવા માટે પ્રથમ અવ્યવસ્થા ઉભી થવાની જરૂર છે. અને રૂઢી તથા સત્તાની ધુંસરી તળે પોતાની જાતને મૂકવાથી દિવ્ય વ્યવસ્થા ઉત્પન્ન થશે નહિ, પણ તે તો જીવનને બંધનમાંથી મુક્ત કરવાથી પ્રકટશે.

જીવન જે દિવ્ય છે, તેને તમે મુક્ત કરો અને તે જીવનને પૂર્ણ બનાવો, એટલે તમે જાતે પ્રભુ બનો છો. પ્રભુ એ શબ્દથી હું રૂઢીથી મનાયેલા પ્રભુની નહિ પણ તમારા દરેકની અંદર રહેલા પ્રભુની વાત કરૂં છું, અને તે પ્રભુનો સાક્ષાત્કાર જીવનની પૂર્ણતામાંજ થઇ શકે. વસ્તુતઃ મનુષ્યમાં રહેલો પ્રભુ પવિત્ર અને પૂર્ણ થાય છે, તે પ્રભુ સિવાય બીજો કોઇ પ્રભુ નથી.

જ્યારે તમે બાહ્ય સત્તાને આધ્યાત્મિક અને દિવ્ય નિયમ કે વ્યવસ્થા તરીકે સ્થાપન કરો છો, ત્યારે તમે જે

જીવનને પૂર્ણ કરવા ઈચ્છો છો, તે જીવનને તમે મર્યાદિત કરો છો, અને ગુંગળાવી મારો છો. જ્યાં મર્યાદા છે, ત્યાં બંધન છે અને ત્યાં દુઃખ છે. મારા દૃષ્ટિબિન્દુથી માન્યતાઓ, ધર્મો, બદ્ધમતો અને પંથોને જીવન સાથે કાંઇ સંબંધ નથી, અને તેટલા માટે સત્ય સાથે સંબંધ નથી.

અનુભવ દ્વારા જીવનની પૂર્ણતામાં મુક્તિ રહેલી છે. મુક્તિ એ કોઇ નિષેધાત્મક ગુણ કે સ્થિતિ નથી. પણ તેથી ઉલટું જો કોઇ બરાબર સમજે તો તે સર્વમાં રહેલી સૃજન શક્તિ છે. તે સૃજન શક્તિના પૂર્ણ પ્રકટ સ્વરૂપમાં જીવનની ભવ્યતા રહેલી છે.

એક દ્રષ્ટાંત લઇએ તો–તમે દેવમંદિરે ખાલી હાથે જાઓ તો દેવોને તે ગમશે નહિ, પણ જો તમે ઘણાં પુષ્પો લઇને મોટી ઈચ્છાઓ સાથે, મોટી મહત્ત્વાકાંક્ષા સાથે અને મોટી ભાવનાઓ સાથે જાઓ તો દેવોને પસંદ પડશે. જીવનની પૂર્ણતા મેળવવા માટે તમારી પ્રબળ ઈચ્છાઓ અને મોટી ભાવનાઓ ગુંગળાયેલી અને દબાયેલી નહિ, પણ પૂર્ણ થયેલી હોવી જોઈએ.

ઘણા સૈકાઓથી મનુષ્યે અમુક માન્યતાઓ પ્રમાણે પોતાના જીવનને ઘડયું છે, તેથી તે જીવનની પૂર્ણતા કરી શકયો નથી. ત્યારે તમે મને પૂછશો કે "હું કયી રીતે જીવનને પૂર્ણ કરી શકું ? જીવનને મુક્તિ આપવાને મારે શું કરવું ?" મેં કેવી રીતે સાધ્યની પ્રાપ્તિ કરી તે હું જાણું છું. પણ તમારે શું કરવું તે હું કહું તો તે સત્યને મર્યાદિત બનાવવા જેવું થાય.

જીવનની પૂર્ણતા વાસ્તે અમુક ચોક્કસ નિયમો સ્થાપવા–તેનો અર્થ એજ કે જેને હું સત્ય તરીકે માનું છું તેનો ઈન્કાર કરવો અથવા તો તેને અમુક મર્યાદાવાળું બનાવવું. પણ એતો સત્યનો દ્રોહ કર્યા સમાન છે.

જ્યારે હું કહું કે મેં સત્યને શોધી કાઢયું છે, અને મુકિત મેળવી છે, અને તેથી હું સુખની મૂર્તિરૂપ છું, ત્યારે હું કોઈ પણ રીતે મારી સત્તા તમારાપર સ્થાપવા માગતો નથી, તેમજ તમારી વિચાર કરવાની અથવા લાગણીની શકિતનો નાશ કરવા માગતો નથી.

જેમ પુષ્પ બદલાની આશા વિના પોતાની સુગંધ ફેલાવે છે, તેવી રીતે જે હું કહું છું તે તમે સમજપૂર્વક ગ્રહણ કરો. મારે બદલામાં કાંઇ પણ જોઈતું નથી. મારે તમારી પૂજાની જરૂર નથી. મારે અનુયાયીઓ જોઇતા નથી; કારણ કે જો તમે અનુસરશો તો તમે સત્યને બગાડી નાખશો.

મેં જે પ્રાપ્ત કર્યું તેની રીત આ પ્રમાણે છે. મેં જાણતાં કે અજાણતાં આ ભવમાં દરેક જાતના મંદિરમાં પૂજા કરી છે. હું અનુયાયી થયો છું, મેં આજ્ઞા માની છે. જેને હું મુકત કરવા માગતો હતો, તે જીવન ઉપર મેં મર્યાદા મૂકી હતી. જીવનને મુકત કરવા મથતા હજારો મનુષ્યોને મેં બીજાની ઈચ્છાથી દબાયેલા જોયા છે. મેં એવા મનુષ્યોને જોયા છે કે જેઓ ડાહ્યા છે, છતાં જેઓએ શાશ્વત સુખ મેળવ્યું નથી, જેઓ એકલા છે, કારણ કે તેઓએ જીવનની પૂર્ણતા પ્રાપ્ત કરી નથી. સેંકડો મનુષ્યોની વચમાં વસવા છતાં તેઓ એકલા છે, કારણ કે જીવનનો સાક્ષા-

સ્કાર કે પ્રાપ્તિ કરી નથી. મેં આ બધી સ્થિતિઓ તપાસી છે. જેવી રીતે નદી પાણીના જથ્થાના વેગથી સમુદ્ર ભણી આગળ ધસે છે, તેવી રીતે હું મારા અનુભવના સંગ્રહથી અને મારી સમજથી આગળ જવા પ્રેરાયો, અને તેથીજ મેં જીવનની પૂર્ણતા મેળવી. હું મુક્ત છું, કોઈ પણ માન્યતાથી બંધાયો નથી, કોઇ પણ સમાજ, ધર્મ, વર્ગ કે પંથમાં હું પકડાયો નથી, તેથી હું તમને દરેકને મુક્ત કરવા માગું છું. તમને મારા પાંજરામાં આમંત્રવા માગતો નથી. કારણ કે મારી પાસે પાંજરૂંજ નથી. આ બધું હું મારા હૃદયથી કહું છું, અને તમે પણ તમારા હૃદયની સાચી સમજથી તેજ અર્થમાં તેને માનશો એવી હું આશા રાખું છું. મને ભય એ લાગે છે કે દરેક મનુષ્ય પોતાના પાંજરા કરતાં વિશાળ પાંજરામાં દાખલ થવા માગે છે, અને તેથી જે હું કહું છું તેનો ઉપયોગ તે નવું પાંજરૂં બનાવવામાં કરશે.

જો તેમ થાય તો તે સત્યનો ઇન્કાર કર્યો અથવા સત્યનો દ્રોહ કર્યો કહેવાય. મારાથી બને તો હું તમને પ્રકાશ બતાવવા માગું છું, પણ તમારે તમારી બત્તી શાશ્વત જવાળામાંથી સળગાવવી જોઇએ. જો તમારામાં સાચી સમજ અને પ્રેમ સ્થાપિત થયાં હશે, તો તમે સત્તાના પવનથી ઘસડાઈ જશો નહિ, તેમજ જીવન વગરની પ્રથાઓની જાળમાં પકડાઇ જશો નહિ, અથવા તો માન્યતાઓના વાદળમાં ઘેરાઈ જશો નહિ.

જ્યારે તમે અમુક વાકયો સમજ્યા વગર ઉચ્ચારો છો, જ્યારે તમે બીજાના અનુભવને પગલે ચાલો છો અને

જ્યારે બીજાની સત્તાની છાયામાં આરામ લ્યો છો, ત્યારે હૃદયમાં છેતરવાની ક્રિયા થાય છે, અને મનમાં અશુદ્ધિ આવે છે. જો તમે ખરેખરા શોકગ્રસ્ત હો, અને જો તમે તે શોકના બંધનને તોડવા માગતા હો તો છેતરપીંડી અથવા અશુદ્ધિ તમારી પાછળ પડશે નહિ. જો તમને સત્યનું ખરેખર દર્શન ના થયું હોય છતાં તમે જગતને અથવા તમારી જાતને મદદ કરવા ઇચ્છિતા હો તો તમે ખરેખરી રીતે વિજય પામશો નહિ, પણ તમે તમારી જાતને તથા બીજાને છેતરશો. ખરીરીતે મદદ કરવાને તમે મદદની પેલી પાર હોવા જોઇએ. ખરીરીતે આપવા માટે લેવાની વૃત્તિ તમારામાં હોવી જોઇએ નહીં. સાચી રીતે ચ્હાવાને તમે પ્રેમની અશુદ્ધિની પેલીપાર હોવા જોઇએ.

તમને અત્યારે તમારા જીવનના હેતુની ખાત્રી નથી, તેથી તે અચોકસતા તમારામાં દુઃખ અને અસંતોષ પેદા કરે છે, પણ જ્યારે તમારૂં સાધ્ય તમારા આગળ સ્પષ્ટ હોય છે, ત્યારે અચોકસતામાંથી જરૂર ચોકસતા જન્મશે, અને તમારા અસંતોષમાંથી ખરી સમજ પેદા થશે. જો તમે સત્યના શાશ્વત પ્રકાશમાંથી તમારી બત્તી નહિ સળગાવી હોય તો પ્રાચીન, પ્રબળ રૂઢીઓ અને માન્યતાઓ, અને ધર્મની ભવ્ય ઘટનાઓ તમને બંધનમાં પુરી રાખશે.



# પર્વતનું દર્શન.

એક મહાન પર્વત છે. તે મેદાનો અને ટેકરીઓની પેલીપાર આવેલો છે. તેનાં ભવ્ય શિખરો અંધારી ખીણું અને ખુલ્લા સમુદ્રોને જોઈ રહેલાં છે.

વાદળો કે ધૂમસ તેનું શાંત વદન કદાપિ ઢાંકી શકત નથી. દિવસ અને રાત્રિની છાયાની પેલીપાર તે આવેલો છે

વિશાળ મેદાન પરથી કોઇ તેને જોઇ શકતું નથી કેટલાકે તે પર્વતને જોયો છે, પણ તે પર્વતની તલેટી સુધી પહોંચનારા પણ ઘણા થોડા મનુષ્યો છે.

હજારો વર્ષોમાં કોઈ એક પોતાનું સમગ્ર બળ એકત્રિત કરી તે અનંતતાના ધામે પહોંચે છે.

હું તે પર્વતના શિખર વિષે બોલું છું કે જે શાન્ત છે, અનંત છે, અને વિચારની પેલીપાર આવેલું છે. હું આનંદથી ગર્જું છું.

એક દિવસે એક મનુષ્યે વાદળામાં પડેલી ફાટમાં થઈ પર્વતનું શાન્ત વદન નીહાળ્યું. જવાબ આપવાને ઉભો રહે તેવા દરેક મુસાફરને તે ઉભો રાખતો અને ધુમસની પેલીપાર લઇ જાય તેવા માર્ગ વિષે પૂછવા લાગ્યો.

કોઇકે કહ્યું, આ માર્ગ હ્યો. બીજાએ કહ્યું, પેલો માગ હ્યો, ઘણા દિવસની ગુંચવણુ અને શ્રમ પછી તે ટેકરીઓમાં આવી પહોંચ્યો.

એક પ્રૌઢ મનુષ્ય જે ટેકરીઓના માર્ગમાં નિપુણ હતો તે બોલ્યો, "હું માર્ગને જાણું છું. હે મિત્ર! જ્યાં સુધી પેલા મંદિરમાં રહેલી મૂર્તિની પૂજામાંથી જે શક્તિ મળે છે, તે શક્તિથી તમે સબળ ન બનો, ત્યાં સુધી તમે પર્વતના શિખરે પહોંચી શકો નહિ."

તે મૂર્તિની પૂજા કરવામાં ઘણા દિવસો વીતી ગયા. પૂજાથી કંટાળીને જેમનામાં સમજ દેખાતી હતી તેવા મનુષ્યોને તેણે માર્ગ પૂછયો.

તેમાંના એકે કહ્યું, "હા, હું માર્ગને જાણું છું. જો તમારે તમારી ઇચ્છા તૃપ્ત કરવી હોય તો તમારી સાથે અમુક વસ્તુ લઇ જવી જોઇએ. તમારા કંટાળામાં તે તમને ટકાવી રાખશે." પોતે જે રસ્તે યુદ્ધ કરી રહ્યો હતો, તેનું ચિહ્ન તેણે આપ્યું.

વળી બીજા એકે કહ્યું, "હા, હું માર્ગને જાણું છું, પવિત્ર સ્થળની એકાંત જગ્યામાં અનંતતાના મારા ચિત્ર સાથે ઘણા દિવસો તમારે ચિંતનમાં ગાળવા પડશે."

એકે કહ્યું, "હું માર્ગ જાણું છું, પણ તમારે આ ક્રિયાઓ કરવી જોઇએ, આ ગુપ્ત નિયમો સમજવા જોઇએ, તમારે પસંદ કરાયેલાના મંડળમાં દાખલ થવું જોઇએ, અને અમે જે જ્ઞાન આપીએ, તેને દૃઢતાથી વળગી રહેવું જોઇએ."

વળી એકે કહ્યું, "જે પ્રતિબિંબ તમે શોધો છો તેની સ્તુતિનું ગીત મોઢેથી લલકારો."

એકે કહ્યું, "ચાલો, મને અનુસરો. મારી સર્વ આજ્ઞાઓ માનો. હું માર્ગ જાણું છું."

છેવટે તો તે પર્વતનું શાન્ત વદન તદ્દન ભુલાઇ ગયું. હવે તે એક ટેકરી પરથી બીજી ટેકરી પર જાય છે, અને મોટેથી ઘાંટો પાડે છે કે "હા ! હું માર્ગ જાણું છું........"

મેદાનો અને ટેકરીઓની પેલીપાર આવેલો એક પર્વત છે. તેનાં ભવ્ય શિખરો અંધારી ખીણ અને ખુલ્લા સમુદ્રોને જોઇ રહ્યાં છે.

વાદળો કે ધૂમસ તેનું શાન્ત વદન કદાપિ ઢાંકી શકતા નથી. તે દિવસ અને રાત્રિની છાયાની પેલીપાર આવેલો છે. તેને વિશાળ મેદાન પરથી કોઇ જોઇ શકતું નથી. કેટલાકે તે પર્વતને જોયો છે, પણ તે પર્વતની તલેટી સુધી પહોંચનારા પણ ઘણા થોડા મનુષ્યો છે.

**હજારો વર્ષોમાં કોઇ એક પોતાનું સમગ્ર બળ એકત્રિત કરી તે અનંતતાના ધામે પહોંચે છે.**



# હું જીવન છું.

---

મારૂં કોઇ નામ નથી.

હું ગિરિના તાજા અનિલ સમ છું.

મારૂં કોઇ આશ્રય સ્થાન નથી.

હું આમ તેમ વ્હેતા જળ સમાન છું.

શ્યામ દેવોની માફક મારે કોઇ પવિત્ર સ્થળ નથી.

*  *  *  *

ઉંડા મંદિરોની છાયામાં હું નથી.

મારી પાસે પવિત્ર ગ્રન્થો નથી. તેમજ રૂઢીઓમાં હું બહુ રૂઢ થયેલો નથી.

મંદિરોમાંથી આકાશ ભણી ઉડતા, સુગંધમય ધૂપમાં હું નથી, તેમજ મોટી ક્રિયાઓના આડંબરમાં હું નથી.

કોતરેલી મૂર્તિમાં હું નથી, તેમજ મધુર ધ્વનિના ભવ્ય સંગીતમાં હું નથી,

સિદ્ધાંતોમાં બંધાયેલો નથી, તેમજ માન્યતાઓથી દૂષિત થયો નથી.

ધર્મોના બંધનોમાં જકડાયો નથી, તેમજ ધર્મ ગુરૂઓની ધર્મ સંબંધી ચિંતાઓમાં બંધાયો નથી.

તત્ત્વજ્ઞાનોમાં પકડાયો નથી, તેમજ તેના વિવિધ પંથોમાં જકડાયો નથી.

નથી હું નીચ કે નથી હું ઉચ્ચ,
નથી હું મૃદુ કે નથી હું કર્કશ,

હું પૂજક છું તેમજ પૂજ્ય છું.
હું મુક્ત છું.
મારૂં ગીત એ સરિતાનું-
ખુલ્લા સમુદ્રને આહ્વાન કરતી સરિતાનું-ગીત છે.

* * * *

હું જીવન છું.*

## સત્યની પ્રાપ્તિ

જીવનની પૂર્ણતામાંથી સત્યની સાચી સમજ પેદા થાય છે. જીવનને ખીલવવામાં અને તેના વિકાસ માટે અને તેટલા પૂર્ણ સંયોગો આપવામાં સત્યની પ્રાપ્તિ થાય છે. આ બાબતને હું સઘળા વિચારો અને લાગણીઓનો પાયો બનાવવા માગું છું, કારણ કે હું દઢ રીતે માનું છું, કે મુક્તિ એ મનુષ્ય જાતિનું સાધ્ય છે. જો તમે આ સાધ્ય જોયું હોય તો પછી તમે ગમે તે હો-કારીગર હો, સંગીતશાસ્ત્રી હો, અર્થશાસ્ત્રી હો કે કેળવણીકાર હો, પણ તમે પ્રકટ થયેલા વિશ્વની છાયામાં નહિ પણ અનંતતાની છાયામાં સર્વ વસ્તુઓ સરજી શકશો. ઘણા ખરા લોકો વર્તમાન કાળમાં પકડાઇ ગયા છે, કારણ કે તેમણે ભવિષ્યને પોતાના ભણી આમંત્રણ આપ્યું નથી. વર્તમાનકાળ એ એક મોટી છાયા છે અને તે છાયામાં તેઓ શાશ્વત વસ્તુને સમજ્યા વિના કાંઇને કાંઇ સરજ્યા કરે છે.

---

* કૃષ્ણજીના એક કાવ્યનો અનુવાદ.

એક મનુષ્ય સત્યને શોધતો હતો. તે ગુરૂ પાસે ગયો, અને હું તમારો શિષ્ય થવા માગું છું એમ કહ્યું. ગુરૂએ કહ્યું, "મને તારે વાસ્તે સમય નથી, મહેરબાની કરી ચાલ્યો જા." તે સત્યશોધક ચાલ્યો ગયો, પણ થોડા દિવસ પછી તે પાછો ફર્યો અને પોતાનો શિષ્ય તરીકે સ્વીકારવાને અને સત્યનો માર્ગ બતાવવાને ગુરૂને વિનંતિ કરી. ફરીથી ગુરૂએ કહ્યું; "તારા વાસ્તે મને સમય નથી. મહેરબાની કરી ચાલ્યો જા."

થોડાક દિવસ ચાલ્યા ગયા, પાછો તે સત્યશોધક ગુરૂ પાસે આવ્યો. અને પોતાની માગણી તેણે ચાલુ રાખી. એટલે "ચાલ મારી સાથે." એમ કહી તેને પાણીથી ભરેલા તળાવ ભણી લઇ ગયા. તેઓ તળાવમાં દાખલ થયા, અને લાંબા વખત સુધી તે ગુરૂએ શિષ્યને પાણીમાં પકડી રાખ્યો. જ્યારે તે પાણીમાં બરાબર શ્વાસ ન લઇ શકયો ત્યારે ગુરૂએ તેને છુટો કર્યો અને પાણીમાં તે હતો, તે વખતે તેને સૌથી વધારે શેની ઇચ્છા થતી હતી તે પૂછયું.

તે શિષ્યે કહ્યું કે હું તે વખતે હવાને સૌથી વધારે ઇચ્છતો હતો. ત્યારે ગુરૂએ કહ્યું કે, "પાણીમાં તું હતો, તે વખતે જેટલી ધગસથી તું હવાને ઇચ્છતો હતો, એટલી ધગસથી તું સત્યને શોધીશ તો તું જરૂર પ્રાપ્ત કરીશ."

ડુબતા મનુષ્યને જેવી હવા મેળવવાની ધગસ છે, તેવી સત્યની પ્રાપ્તિ વાસ્તે પ્રબળ ઇચ્છા અને ધગસ તમારામાં જાગ્રત્ કરવા હું માગું છું. જ્યારે તમે જીવનથી ડરો નહિ, પણ તેને પૂર્ણ કરવા માગો, જ્યારે તમે જીવ-

નથી દૂર ભાગો નહિ, તેનો તિરસ્કાર કરો નહિ, અથવા સુખ સગવડના એકાંત સ્થળમાં જીવનને આશ્રય આપવા માગો નહિ, પણ જ્યારે તમે તમારા હૃદયની પૂર્ણતા વાસ્તે શોકને અને હર્ષને, દુઃખને અને આનંદને એક સરખી રીતે આમંત્રણ આપી શકો, ત્યારે જ તમને સત્ય જડશે.

જ્યાં સુધી તમારૂં સાધ્ય અસત્ છે ત્યાં સુધી તમારે વાસ્તે સત્ય પણ હવાઈ કિલ્લા જેવું છે, અને તેથી તમે તમારી અને તમારા સાધ્યની વચ્ચે અસંખ્ય અડચણો ઉભી કરો છો. દરેકના હૃદયને જીવનના અનુભવોથી દૂર ભાગવાની ઇચ્છા થાય છે, તેથી શુભ અને અશુભનો ભ્રમ પેદા થાય છે. સઘળા ધર્મો એમ માને છે કે અમુક લાલચને જીતવાથી અને અમુક બીજી લાલચથી દૂર ભાગવાથી તમે સત્યને સમજી શકશો, અને શુભ કાર્યો કરવાથી તમે સ્વર્ગ મેળવી શકશો. મારે મન તો આ જીવનની પૂર્ણતા નહિ, પણ જીવનથી દૂર ભાગવાની ક્રિયા છે. જો તમે એકવાર સત્યની શોધ રૂપી જરૂરનું તત્ત્વ સ્થાપન કરો તો બીજી બધી બાબતો બીનજરૂરી અને નિરૂપયોગી થાય છે, અને કોઇ જાતનું પ્રલોભન (લાલચ) એ તમારે વાસ્તે મોટો પ્રશ્ન રહેશે નહિ.

લાલચો વશ કરવાના કામમાં મનુષ્યોને મદદ કરવા માટે માન્યતાઓ, ચુસ્તમતો અને ભય ઉપર રચાયેલી કેટલીક ક્રિયાઓ ઉભી કરવામાં આવી છે. એક કરોળીઓ ઘણી જ સંભાળથી અને નાજુકાઇથી પોતાની જાળનું કોકડું રચે છે, પણ પવનનો ઝપાટો આવતાં તે ગુંચવણ-

ું કોકડું એક ક્ષણમાં નાશ પામે છે, તેવી જ રીતે
ખનું વાવાઝોડું આવે છે, અને શંકાનું તોફાન પ્રકટે
ત્યારે લાલચને જીતવા માટે જે કાંઇ ઉત્પન્ન કરવામાં
ાવ્યું હોય છે, તે નાશ પામે છે અને અદૃશ્ય થાય છે.

તમારી પાસે અનેક સિદ્ધાંતો અને માન્યતાઓ છે,
ુ જ્યારે તમારૂં કોઇ પ્રિયજન મરણ પામે છે, ત્યારે
ને બહુજ એકલાપણું લાગે છે. તે એકલાપણાને અથવા
યતાને કોઈ પણ રીતે તમારા સિદ્ધાંતો અને મતો ઓછા
તા નથી. પણ જો તમે જીવનના દરેક બનાવને જીવનની
ર્ણતા વાસ્તેના પગથિયા રૂપે ગણો અથવા તમને આગળ
ાવામાં મદદ કરનાર અને તેથી સાધ્ય સમીપે લઈજનાર
નુભવ રૂપે ગણો તો તમારા હૃદયમાં શોકને તેમજ
ંને, અને જે તમને શુભ અને અશુભ લાગે છે, તેને
વકાર આપશો.

લોકો પોતાની જાતને ભૂલવામાં મદદ કરે તેવી
સંખ્ય પ્રવૃત્તિઓમાં, રાજકીય ક્ષેત્રોમાં, કેળવણીખાતામાં,
થવા નોકરીમાં ઝંપલાય છે. પણ હું એમ માનું છું કે
ાં સુધી અંદરના જીવનની પૂર્ણતા થઇ નથી, અને
વનને વિકસવા માટે પૂર્ણ ક્ષેત્ર તેને સોંપવામાં આવ્યું
ી, ત્યાંસુધી શોક અને દુઃખ ચોકસ આવવાનાં. જીવ-
ી પૂર્ણતા વાસ્તે તમારે અપ્રિય કે પ્રિય એવા દરેક
નુભવને આદર સત્કાર કરવો અને તેને હૃદયમાં ઉતા-
ા જોઈએ. જીવનની પૂર્ણતા સિવાય બીજું કોઇ સાધ્ય
ુષ્યજાતિ વાસ્તે હોઈ શકે નહિ. જો તમે તમારી જાતના

સંપૂર્ણ સ્વામી થાઓ અને જો તમે બ્હારની સત્તા ઉપર, ધર્મોના ટેકા ઉપર, અને લાલચોથી દૂર ભાગવા ઉપર આધાર ન રાખો તો સાધ્યની પ્રાપ્તિ થઇ શકે.

જેવી રીતે સુકાયેલી જમીન પર વરસાદ આવે છે, તેવી રીતે સત્ય તમારી આગળ રજુ કરવામાં આવ્યું છે; તૈયાર નહિ થયેલી જમીનમાં વરસાદ ફળદાયી થતો નથી, તેવી રીતે જો તમારામાં જીવનની ર્ણતા વાસ્તેનું યુદ્ધ નહિ હોય તો **સત્ય** તમારા મનમાં તથા તમારા હૃદયમાં પોતાનું બીજ રોપશે નહિ.

મારે મન તો એક જ સાધ્ય-શાશ્વત અને સનાતન જગત્-તે આ સત્યનું જગત છે. આ જગત્નું ભવ્ય સ્વરૂપ ખુલ્લું દેખાતું નથી. તે સંબંધી ચર્ચા થઇ શકે નહિ, તેમજ તે સંબંધી કોઇ પોતાનો અભિપ્રાય આપી શકે નહિ, પણ જો તમે જમીન તૈયાર કરી હોય, અને જો તમે બહુજ સંભાળ અને અસાધારણ આનંદ સાથે સત્યનાં બીજ વાવવાને તૈયાર હો તો તમે જાતે આ જગતમાં દાખલ થશો. અત્યારે તો સત્ય, સુખ અને જીવનની મુક્તિ ફક્ત શબ્દો છે, જેનો તમે સંકુચિત કે વિશાળ કે પ્રિય કે અપ્રિય તમારી મરજી પ્રમાણે તમે અર્થ કરો છો. હું તમારામાં સત્ય પ્રાપ્તિ વાસ્તેની એવી સતેજ ધગસ ઉત્પન્ન કરાવવા માગું છું કે જેથી એક શાશ્વત વસ્તુજ તમારા અંતરમાં ટકી શકશે અને બીજી બધી વસ્તુઓ જેમ પવનથી વાદળ વીખરાઇ જાય તેમ અદૃશ્ય થઈ જશે.

પોતાની જાતના સ્વામી થવું. બીજાની સત્તા ઉપર

આધાર ન રાખવો. કેવળ આશા ઉપર કાંઇ પણ ન બાંધવું, ભયથી દૂર ન ભાગવું, લાલચથી નાશી ન જવું, પણ તેના ઉપર જવું આ બધી વાતો મનુષ્ય જાતિના મોટા ભાગને તદ્દન નવી લાગે છે. તમારી આંખ આગળ લટકતી આશા રાખીને તમારામાંના ઘણા ખરાને સ્વર્ગ તરફ દોરવામાં આવે છે. પણ સત્યના પૂર્ણ અર્થમાં કાંઇ આશા નથી કે સ્વર્ગ નથી. તે તો મનુષ્યોના મને ઉભાં કરેલાં છે, અને તેથી તેના ઉપર અનંતતાની છાપ પડી શકે નહિ. તમારે અનંત સત્યના સાચા શિષ્ય થવું જોઇએ, અને સાચી સમજણવાળા શિષ્ય થવાનું છે. કેવળ અનુકરણ કરનારા, બીજાની પાછળ પાછળ અમુક વિચારો કે શબ્દો બોલનારા થવાનું નથી. આકાર વિનાના ખરા જીવનના ઉત્પાદક બનો. ઘણા મનુષ્યો એક વિચારને પૂજે છે, અને તે વિચારના આકારને વળગે છે અને બધા આકારો પાછળ રહેલા વિશાળ જગતને ભૂલી જાય છે. આ વિશાળ અને શાશ્વત્ જગત્ કાંઇ છાનું કે ગુપ્ત નથી, પણ તે આપણા દરેકમાં રહેલું છે અને આપણે દરેકે તે શોધી કાઢવાનું છે.

જ્યારે જીવન પૂર્ણ હોતું નથી, ત્યારે તેમાં ખાલી જગ્યાઓ હોય છે, અને આ ખાલી જગ્યાઓ શોક, દુઃખ અને ચાલુ આંતર યુદ્ધના તોફાનો ઉત્પન્ન કરે છે. તે ખાલી જગ્યાઓ ભરવામાં જીવનની પૂર્ણતા અનુભવાય છે.

---

# જીવન સરિતા.

---

એક નદી ઝડપથી વહે છે, અને તે ખુલ્લા દરિયા તરફ જવા માગે છે, પણ ઘણીવાર કોઇ કોઈ બાજુએ તેનું પાણી વહે છે, અને ત્યાં ખાબોચીઆં ભરાય છે, અને તે ખાબોચીઆં આખા વર્ષ સુધી રહે છે, પછી નવો વરસાદ આવે છે, અને તે સ્થિર થયેલાં ખાબોચીઆનાં જળને નદીના મુખ્ય પ્રવાહમાં ઘસડી જાય છે. મારે મન જીવન પણ તે નદી જેવું છે, અને તે સ્થિર ખાબોચીઆમાં પાણી ભરાઇ રહેવા કરતાં મુખ્ય પ્રવાહ સાથે તરીને મુક્તિ અને સુખના ખુલ્લા દરિયામાં દાખલ થવું એ કામ વધારે સ્હેલું છે, અને વધારે ઝડપથી થાય તેવું છે, એમ હું માનું છું, કારણકે તે ખાબોચીઆમાં જીવન હોતું નથી. ત્યાં તમે માન્યતાઓ ઉભી કરો છો, ક્રિયાઓઓ કરો છો, અને મનુષ્યના વિકાસને મદદગાર ન થાય તેવી ઘણી બીનજરૂરી બાબતો તમે કરો છો.

ઘણા મનુષ્યોના મનને **પ્રગતિ** એ શબ્દ અપ્રિય લાગે છે, કારણકે તેમને મન 'પ્રગતિ' વાસ્તે અમુક જવાબદારીઓ અને અમુક પ્રતિજ્ઞાઓ લેવી પડે છે, અને તે પ્રતિજ્ઞાઓ અને જવાબદારીઓ તેમને બાંધી રાખે છે. કોઈ મનુષ્ય જંગલના જંગલી પશુને પકડે છે, અને તેને પાંજરામાં પુરે છે, અને આ રીતે તે પશુને નમ્ર બનાવવાથી તે ધારે છે કે તે તેનો વિકાસ કરે છે, પણ ખરી

રીતે તો તેણે તેને પાંજરામાં પુર્યું છે. પ્રગતિનો અર્થ શબ્દકોષ પ્રમાણે આગળ ગતિ કરવી તે, એવો થાય છે; પણ તમારા સાધ્યના જ્ઞાન સિવાય આગળ વધવું તે નિરર્થક છે. જીવનના હેતુ સિવાય મનુષ્ય એ પાંજરામાં પુરેલા જંગલી પશુ જેવો છે. તે પાંજરામાંથી છુટો થવાને બદલે, પાંજરાના સળીઆને શણગારવા બેસી જાય છે.

ઘણા મનુષ્યો બેદરકારીથી અને ભૂલી જવાના સ્વભાવથી, જગતમાં જે શોક અને દુઃખ છે તેને મનમાંથી કાઢી નાખવા માગે છે. તેઓ પોતાની આસપાસ દીવાલો બાંધે છે, જે દીવાલો તેમને આશ્રયસ્થાન, અને એક સ્થિતિમાં પડી રહેવાનું સુખ આપે છે. તેઓ સંકુચિત વાતાવરણમાં રહે છે, તેઓનાં મન તથા હૃદયનું વળણ મર્યાદાવાળું હોય છે, અને તે મર્યાદામાં રહીને તેઓ બધી વસ્તુઓનો તોલ બાંધે છે. તેઓ પોતાને વાસ્તે ધર્મોના, પંથોના અને બદ્ધમતોના પાંજરા બાંધે છે. ખુલ્લી હવામાં અને સ્વતંત્રતામાં ચાલ્યા જવાને બદલે તેઓ પોતાના સાંકડા પાંજરામાં પુરાઇ રહે છે, અને તે પાંજરાના સળીઆ તોડી નાખવાને બદલે તે સળીઆઓને શણગારે છે, પણ સ્વતંત્રતા વિના ખરૂં સુખ હોઇ શકે નહિ.

જો તમારે ઝડપથી વ્હેતા પ્રવાહમાં તરવું હોય તો તમારા જીવનને કોઇ પણ માન્યતાથી બાંધશો નહિ. પણ તમારા જીવનને બુદ્ધિના કાબુ નીચે મૂકીને સારૂં જીવન ગાળવાને બદલે તમે અમુક માન્યતાઓ ઉભી કરો છો ત્યારે જીવન ગુંચવણભર્યું થાય છે, કારણ કે તેને વાસ્તે તમારે કેટલાક નિયમો પાળવા પડે છે, અમુક ક્રિયાઓ કરવી પડે છે,

દેવોને પૂજવા પડે છે, અને તેમના ફરમાનો ઉઠાવવાં પડે છે. કારણ કે દાખલા તરીકે તમે માનો છો કે નિર્વાણ છે અથવા તો સ્વર્ગ છે, અને સાથે એમ પણ માનો છો કે તેમાં દાખલ થવાને તમારે અમુક બાબતો કરવી જોઇએ, અને અમુક બાબતો ન કરવી જોઈએ. જેને વિષે તમને કાંઇ જ્ઞાન નથી તેવી વસ્તુઓમાં તમે માન્યતા રાખો છો, અને તે માન્યતા પ્રમાણે તમે તમારા જીવનને દોરો છો. તેને બદલે જો તમે ઉમદા જીવન ગાળો તો તમે જાતે સ્વર્ગ ઉભું કરો છો. **જીવન એ માન્યતા કરતાં વધારે અગત્યનું છે.** અમુક સિદ્ધાંતો અને મતો ખીલવવા કરતાં જીવનની પૂર્ણતા એ વધારે અગત્યની છે. આ જગતમાં સઘળા લોકો સુખને ઈચ્છે છે. તે સુખ તેના ખરા અર્થમાં હોવું જોઇએ, તેનો આધાર દેવોની કે શાસ્ત્રોની સત્તા ઉપર હોતો નથી, પણ તે સુખને સીધી રીતે શોધવાને બદલે તેઓ માન્યતાને વધારે અગત્યની ગણે છે, અને તેથી તેઓ અવળે માર્ગે દોરાઈ જાય છે; તેઓ રસ્તા પરના મંદિરમાં બંધાઇ જાય છે. ધારો કે તમે પર્વતના શિખરે ચઢવા માગો છો. તે શિખર ભણી જવાના માર્ગમાં ઘણાં આશ્રયસ્થાનો છે, અને દરેક આશ્રયસ્થાનમાં એક દેવ હોય છે, જે તમે તેને અનુસરો એમ માગે છે. તે દેવના મુંઝાવરો વ્હેમની અમુક ક્રિયા કરવાને અથવા તો અમુક માર્ગે ચાલવાને તમને ફરમાવે છે. કાંઇક સુભાગ્યે, અથવા તો તમારા પોતાના દુઃખના અનુભવે તમે એક મંદિરમાંથી છુટા થઇને ખુલ્લી જગ્યામાં આવો છો, પણ ફરીથી બીજા મંદિરમાં ધસો છો. આ પ્રમાણે ચાલ્યા કરે છે, કારણ કે તમે જીવનને અમુક માન્યતાઓને

આધીન બનાવો છો. તેને બદલે જો તમે તમારૂં જીવન બુદ્ધિને અને સાચી સમજને આધીન બનાવો તો તમે મુક્ત થશો.

હું હમેશ મુક્ત-સ્વતંત્ર થવા માગતો હતો. અમુક મતો, માન્યતાઓ અને પંથોથી મને નિરંતર અસંતોષ ઉપજતો. હું જોતો કે ઘણા થોડા મનુષ્યો તે બંધનમાંથી છુટા થયા છે, અને મુક્તિ મેળવીને બીજાઓને તે મુક્તિ આપતા હોય છે. ઘાડા જંગલમાં તમે જોતા હશો કે કોઇ નાનો છોડવો ઉગવાને બહુ પ્રયત્ન કરે છે, પણ મોટાં વૃક્ષો તેની પર છાયા નાખે છે, અને તે સૂર્યનો પ્રકાશ કે ખુલ્લી હવા આવવા દેતા નથી. જેવી રીતે તે નાનો છોડવો જંગલમાં ઉગવાને પ્રયત્ન કરે છે, તેમ દરેકે મુક્તિની પ્રાપ્તિ વાસ્તે પ્રબળ પ્રયત્ન કરવો જોઇએ. જેવી રીતે પૃથ્વી નીચે રહેલું બીજ તેની અંદર રહેલા જીવનને લીધે જમીનના ભારે પડને ભેદીને પ્રકાશ મેળવવાને દોરાય છે, તેવી રીતે મુક્તિ મેળવવાની ઈચ્છાથી જો દરેક જણ પ્રેરાય તો તે જરૂર આસપાસનાં બધાં બંધનોને તોડી નાખી રસ્તો કરશે.

ઘણા લોકો અમુક ધર્મમાં કે અમુક મંડળમાં દાખલ થાય છે, અને તેઓ તે ધર્મો તથા મંડળોને ખીંટીઓ તરીકે વાપરે છે કે જેના પર પોતાનો ખુલાસો નહિ મળેલા પ્રશ્નોને ટાંગે છે, પણ મુક્તિ જીવનથી દૂર ભાગવાથી નહિ પણ જીવનના પ્રશ્નોની સામે થઈ તેનો ઉકેલ લાવવાથી મળે છે. લોકો અમુક વિચારને વાસ્તે પોતાની જાતનો ભોગ આપે છે. કારણ કે તેઓ તે વિચારના સ્વામી નથી. જેવી રીતે અમુક નીતિના નિયમોથી જીવન બંધાયું છે, તેમ અમુક

વિચારથી જીવન બંધાઇ જાય છે. જીવન તો સદા આગળ પ્રગતિ કર્યા કરે છે, અને નીતિ તો સ્થિર છે. જીવનની સાથે સાથે આપણે પ્રગતિ કરવી હોય તો નીતિના નિયમો ચાલુ બદલાવા જોઈએ. આપણે હજારો વર્ષોની નીતિ આપણા વર્તમાનકાળના પ્રશ્નોનો ખુલાસો કરવા વાપરીએ છીએ, અને આ રીતે અડચણો ઉભી કરીએ છીએ. આપણા જીવનના પ્રશ્નોનો તોલ બાંધી શકાય અને તેનો ખુલાસો થઇ શકે, તેવી નવી પ્રથા બાંધવાને બદલે આપણે ગયા સૈકાઓની રૂઢીઓને અનુસરીએ છીએ.

મને મુક્તિ–સ્વતંત્રતા પ્રાપ્ત થઈ છે, તેથી હું સર્વ મનુષ્યોને સ્વતંત્ર કરવા માગું છું; પણ જો હું સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની સૂચનાઓ આપું તો તે ફક્ત એક જમાનાને લાગુ પડશે. જો મનુષ્યોએ આ પ્રમાણે ચાલવું જોઇએ, એવા નિયમો હું રચું તો તે નિયમો પાછા બંધનરૂપ થશે. માટે અવલોકનદ્વારા તમારી જાતને કેળવો, તે સરલમાં સરલ માર્ગ છે, બીજા બધા ગુંચવણભર્યા છે.

જો હું લોકોને અમુક વિચારથી જીતાયેલા અને તેને વશ થયેલા જોઉં તો હું અવલોકનથી સમજું છું કે તેઓના વિચારો તેમને સ્વતંત્રતા આપતા નથી, પણ ફક્ત જીવનને મારી નાખે છે. જીવનને કેમ અવલોકવું તે શીખો, અને તમે કદાપિ બંધાઇ જશો નહિ. લોકોની પ્રગતિને મદદ કરવાના હેતુથી મંડળો, સંસ્થાઓ, આ હીલચાલ કે પેલી હીલચાલમાં જોડાવું એ તો વર્તમાન યુગની ઘેલછા છે. કયી દિશામાં પ્રગતિ ? બધાને વાસ્તે એક જ સાધ્ય છે, અને તે સ્વતંત્રતા અને સુખ છે; અને તે સાધ્યને

પ્રાપ્ત કરવું એજ જો દરેકનું ચોક્કસ ધ્યેય હોય તો તે ધ્યેય તેને જરૂરની પ્રેરણાનું મૂળ થશે. બહારથી સુખ કદાપિ તમને મળશે નહિ. તે તો તમારી અંદર જન્મવું જોઇએ. તમે કાગળમાંથી ખોટું અને બનાવટી ગુલાબ બનાવી શકો, પણ તેને સુગંધ હોઈ શકે નહિ. તમે ખરૂં ગુલાબ સરજી શકો નહિ, એ તો પૃથ્વીની પ્રસૂતિની પીડામાંથી જન્મે છે. પર્વતની, વરસાદની, સૂર્યની, સખત પ્રયત્નની ઘણી ઋતુઓ પસાર કર્યા પછી ગુલાબ જન્મે છે. તેવી જ રીતે ખરૂં સુખ તમારામાં જન્મવું જોઇએ.

ઘણા મનુષ્યો તેઓના પ્રેમસંબંધોથી, તેઓની વાસનાઓથી, તેઓના લોભથી તેમજ તેઓની રૂઢીઓથી બંધાયેલાં છે. આ બધાની આજ્ઞા પાળવામાં સ્વતંત્રતા પ્રાપ્ત થતી નથી. જેઓ સત્તાની છાયા નીચે વસે છે, તેઓ કદાપિ ખુલ્લું આકાશ કે ચમકતા તારાઓને જોઇ શકશે નહિ. તેઓ સ્વર્ગના તાજા પવનની લ્હેર કદાપિ લઇ શકશે નહિ.

હું સ્વતંત્રતાના ખુલ્લા આકાશમાં પહોંચી ગયો છું. હવે હું ફરીથી કદી બંધાવાનો નથી, હું કદાપિ સંકુચિત મર્યાદામાં બંધાવાનો નથી. હું બીજાઓને તે સ્વતંત્રતા મેળવવા આગ્રહ કરૂં છું; પણ દરેક મનુષ્યે પોતાને રસ્તે તે સ્વતંત્રતા શોધી કાઢવી જોઈએ. અને તે રસ્તોજ સમજનો સીધો માર્ગ છે. મનુષ્યો ઘણે રસ્તે આ મુકિતને-સ્વતંત્રતાને શોધે છે; પણ છેવટે તો જીવન તેમને સાચી સમજના ખરા માર્ગે જવાને ફરજ પાડે છે. તે સાચી સમજ દરેકમાં પોતાનામાં રહેલી છે.



# વિવેક.



ખાનદાન અને સામાન્ય મનુષ્ય વચ્ચેનો ભેદ તેની વિવેક શક્તિપરથી જણાઇ આવે છે. ખરી ખાનદાનીના વિચારમાં હું પોતે માનું છું. જે મનુષ્ય મોટા ખીતાબો ધરાવે છે, અથવા અભિમાન કરે છે, તેઓ ખાનદાન નહિ પણ જે મનુષ્ય કોઇ પણ સંયોગમાં કોઇ પણ પળે સાચી લાગણી રાખી કેમ વર્તવું તે જાણે છે, તેજ સાચો ખાનદાન છે. સામાન્ય શબ્દોમાં કહીએ તો તે સદ્‌ગૃહસ્થ છે. જો આપણે આ વિચારને મોટી બાબતોમાં લઇ જઇએ તો તે સદ્‌ગૃહસ્થ આધ્યાત્મિક મનુષ્ય બને છે. ખરો ખાનદાન મનુષ્ય આ જીવનમાંજ નહિ પણ ભૂતકાળની ઘણી જીંદગીઓમાં કેળવાયેલો છે. તેણે અમુક બાબતોમાં પોતાની જાત પર સંયમ મેળવ્યો છે, અમુક બાબતોમાં પ્રયત્નો કર્યા છે, અને તેથી યોગ્ય વખતે યોગ્ય કામ કરવું એ તેને મન સ્વાભાવિક થઇ ગયું છે. પછી તે મનુષ્ય ઝુંપડામાં હોય કે મહેલમાં હોય, કોઇ ગરીબ મનુષ્યના ગૃહમાં હોય કે મહાત્માના આશ્રમમાં હોય. ઘણાં વર્ષોની તાલીમથી અમુક ઉચ્ચ ધોરણો પ્રમાણે જીવન ગાળવાનું તે શીખ્યો છે, ત્યારે સામાન્ય મનુષ્ય ઢંગધડા વિનાનું કામ કરશે, અને પોતાની ઢંગધડા વિનાની રીતથી બીજાઓને ઉદ્વેગ કરાવશે. તેને તાલીમ મળી નથી, તેથી સત્ય અને અસત્ય વચ્ચે, સુંદર અને બેડોળ વચ્ચે વિવેક કરી શકતો નથી; તેને મન તો સઘળું ગુંચવણભર્યું લાગે

છે. આવી બાબતોથી મનુષ્ય ખાનદાન છે કે સામાન્ય છે; તે જણાઇ આવે છે.

પ્રભુના માર્ગ ઉપર બંને પ્રકારના મનુષ્યો માલુમ પડે, સામાન્ય મનુષ્ય તેમજ ખાનદાન; પણ ખાનદાન નિરંતર આગળ વધે છે, કારણકે તેને લાગે છે કે તેને બીજાઓને દૃષ્ટાંતરૂપ થવાની ફરજ બજાવવાની છે, અને તેથી જરૂરની ઉચ્ચતા તેનામાં પ્રકટે છે. તેને લીધે તે પાછો ફરીને બીજાને મદદ કરવા પ્રેરાય છે. પણ પોતાની ખાનદાનીને લીધે પોતાને બીજાઓ કરતાં મોટો ગણતો નથી કે અભિમાન કરતો નથી.

હું બીજાના કરતાં શ્રેષ્ઠ છું, એવો ભાવ તો અજ્ઞાનથી ઉદ્દ્ભવે છે, પણ વિશેષ જ્ઞાન મળતાં તેને જણાય, છે કે આ માર્ગ અંત વગરનો છે, અને તેની પાછળ લાખો જીવો ઉભેલા છે, તેમ તેની આગળ પણ લાખો જીવો વધેલા છે, ત્યારે આ શ્રેષ્ઠપણાનો ભાવ અદૃશ્ય થાય છે.

આ બાબતમાં જગતમાં આપણે નવી ખાનદાની ઉભી કરવાની છે. જેઓને જ્ઞાન છે, અને જેઓને જ્ઞાન નથી, જેઓને શંકા છે અને જેઓ માની લે છે, તે બે પ્રકારના મનુષ્યો વચ્ચે આપણે ભેદ સમજવાનો છે. જ્યારે મહાન્ ગુરૂ આવે છે, જેમ અત્યારે તે આવ્યા છે તેમ, અને જ્યારે તે બોલે છે, ત્યારે કેટલાક મનુષ્યો એકદમ સમજી શકશે, અને બીજાઓ એકદમ નહિ સમજી શકે; કેટલાક સત્યને ઓળખશે ત્યારે બીજાઓ ખોટા અભિપ્રાયો બાંધશે.

જો તમે વિવેકની શક્તિ યોગ્ય રીતે ખીલવી હશે

તો જે કાંઈ બને તેની અસરની પેલીપાર તમે રહી શકશો. તમે ખરા ખરા અર્થમાં ઉદાસીન બનશો. (ઉદ્=ઉંચે અને આસીન=બેસનાર એટલે ઉંચે બેસનારા.) બનાવો બન્યા કરે, અને તમને અસર થાય નહિ. જો તે બનાવો મહાન્ હોય તો તમે તેની સાથે ચાલો છો, જો તે બનાવો ઉમદા હોય તો તમે વધારે ઉમદા લાગણીવાળા બનો છો. જો તે બનાવો ક્ષુદ્ર હોય તો તમે તે બનાવોને પસાર થવા દો છો. જો તમે ઉશ્કેરાઓ છો, તો તે પણ સમતોલવૃત્તિથી; તમારી ઉશ્કેરણીના પ્રસંગને પણ મહાન્ થવાના અને જરા આગળ વધવાના સાધન તરીકે તમે વાપરો છો. આ વિવેક શક્તિ વડેજ સંત કે જ્ઞાની, જંગલી મનુષ્યથી જુદો પડી આવે છે. જો કોઈ જંગલી મનુષ્યને બે કદ્રૂપી વસ્તુઓ વચ્ચેથી એક પસંદ કરવાની હશે તો તે ઘણું કરીને વધારે કદ્રૂપી વસ્તુને પસંદ કરશે, પણ જ્ઞાની પુરૂષ સુંદર અને વધારે સુંદર વસ્તુને પસંદ કરશે, કારણકે તેની જ્ઞાનશક્તિ અને વિવેકશક્તિ ઘણા વખતના ઉપયોગથી ખીલેલી છે.

ક્ષુદ્ર વસ્તુઓના સંબંધમાં તેને પસંદગી કરવાની હોતીજ નથી, કારણકે તે તેનાથી વિરક્ત છે, તે તેની પાર ગયેલો છે.

તમારે તો એક પર્વતના શિખરેથી બીજા પર્વતના શિખરે કુદકો મારવો જોઈએ. તેની તે ઉંચાઇએ પડી રહેવું નહિ પણ વધારેને વધારે ઉંચે ચઢવું જોઇએ, પણ પાછા પડવું નહિ. જો તમે પર્વત ઉપર ઉંચે ચઢતા હો અને તમે ખસી પડો તો તમે જે ઉંચાઇએ પ્રથમ પહોંચ્યા

હતા, તે ઉંચાઇએ પાછા આવતાં તમારે વધારે પ્રયત્ન કરવો પડશે. જો તમારે શિખરે પહોંચવું હોય તો તમારે ચાલુ પ્રયત્ન કરવો જોઇએ, તમારે આરામ લેવો ન જોઇએ, તમારા પ્રયત્નો ઢીલા કરવા નહિ, તમને વખત લાગે પણ તમારે પાછા ખસવું નહિ.

વિવેક પ્રાપ્ત કરવાને તમારે વખત લઇને અને વિચાર-પૂર્વક અને ધીરજથી તે ગુણ ખીલવવો જોઇએ. અમુક સ્થિતિએ આવી પહોંચ્યા પછી તમે ઝડપથી અને એકદમ વધી શકો, કારણકે તમને યોગ્ય સમયે યોગ્ય કાર્ય કર-વાની તાલીમ મળેલી છે, પણ શરૂઆતના પગથિયામાં તો તમારે તમારા આશયો, તમારાં કાર્યો અને તમારી લાગ-ણીઓનો બરોબર તોલ બાંધવો જોઇએ. સંગીતશાસ્ત્રીનો દાખલો લો. લોકો સમક્ષ સંગીત ગાવા પૂર્વે તે એકાંતમાં ઘણાં વર્ષો સુધી તેનો અભ્યાસ કર્યા કરે છે. જેઓ વિકાસ ક્રમના માર્ગે ચાલે છે, તેમની બાબતમાં પણ તેજ દશા છે. તેઓએ તાલીમ લેવી જોઇએ, અને તેમના આગળ જે વસ્તુઓ મૂકવામાં આવી હોય તેની પસંદગીમાં અત્યંત સંભાળ લેવી જોઇએ; કારણકે માર્ગપર તમે વિશેષ આગળ વધો, તેમ સામાન્ય અક્કલની તેમજ યોગ્ય પ્રકારની વિવેક શક્તિની વધારે ને વધારે જરૂર પડશે.

આ વિવેકના ગુણને સંકુચિત અર્થમાં લેતા ના; કારણ કે જો તે ગુણ તમે ખીલવ્યો હશે તો તમે બીજા બધા ગુણો પ્રાપ્ત કરી શકશો. જો તમે વિવેકની મૂર્તિ બન્યા હો, જો તમારામાં વિવેકનું સત્ત્વ આવ્યું હોય તો

જગતમાં તમારે બીજા કોઇ ગુણની જરૂર નથી. કારણકે વિવેકમાં સર્વ સમાઈ જાય છે. જો આ વિવેકનો ગુણ તમે પૂર્ણતાએ ખીલવ્યો હોય તો તમે તમારા મન વડે, તમારી વૃત્તિઓ વડે અને તમારા શરીર વડે નવું વાતાવરણ ઉભું કરી શકશો. આપણામાં વિવેક ખીલ્યો નથી, તેથી આપણે ચાલુ આંતર યુદ્ધ કરવું પડે છે. જો તમે એકવાર તે ગુણ પ્રાપ્ત કરો તો જગતની કોઈ પણ વસ્તુ તમને અસર કરી શકશે નહિ. તે ગુણ આવ્યા પછીજ ખરા સુખની શરૂઆત થાય છે અને વિચાર, વૃત્તિ અને વર્તનમાં ખરી ભવ્યતા આવે છે.



# અનંતતાનું દ્વાર.

જગતના બધા પ્રશ્નોનો ખુલાસો તેમજ સઘળા શોક અને દુઃખોના ઘા રૂઝાવે તેવો મલમ સત્ય છે. તે સત્ય એજ મુક્તિ અને સુખ છે. ઘણા લોકો ધારે છે, તેમ આમાં કાંઈ ગુપ્ત નથી. દરેક વસ્તુની માફક તેમાં પણ ગુપ્ત બાજુ અને વ્યવહારિક બાજુ આવેલી છે, અને તે પોતાના અમુક સ્વભાવને બંધ બેસતું કરવાને સત્યને આડું અવળું રૂપ આપશે કે નહિ તેનો આધાર તે વ્યક્તિપર રહેલો છે. જો સત્યને હૃદયથી અને મનથી સમજવામાં આવે તો તે સત્ય આંતરશાંતિ અને ગંભીરતા મેળવવાના માર્ગ તરફ લઈ જાય છે.

તમારા વ્યક્તિગત પ્રશ્નોનો ખુલાસો કરવાથી તમે જગતના પ્રશ્નોનો ખુલાસો કરી શકશો. વ્યક્તિઓ જગતને ઉભું કરે છે, અને તેથી જો કોઈ વ્યક્તિમાં પોતાનામાં શાંતિ હોય તો તે પોતાની આસપાસ શાંતિ, ગંભીરતા અને સત્યની સાચી સમજ ઉત્પન્ન કરી શકશે. જ્યારે તમે જીવનનો અર્થ સમજ્યા હો, અને તમે સાધ્યનું દર્શન કર્યું હોય અને તેને સમજ્યા હો, ત્યારેજ આ શાંતિની, અને જગતનાં આંતર યુદ્ધોની, ખોટી તૃષ્ણાઓની અને વાસનાઓની સમજ પેદા થાય છે.

જેમ એક નદી રણમાંથી નીકળે છે, આમતેમ ભટકે છે અને છેવટે રેતીમાં ભળી જાય છે, તેવી રીતે જે મનુષ્યોને જીવનનો કોઇ હેતુ નથી, અને જેઓ વર્તમાન કાળની છાયાથી દબાઈ ગયેલા છે, તેવા મનુષ્યોએ રચેલી સૃષ્ટિ પણ

નદીની માફક નાશ પામી જાય છે. જેઓ અનંતકાળની છાયામાં કાંઇપણ રચવા માગતા હોય, તેમણે સાધ્યને સમજવું જોઇએ, અને સત્યનું દર્શન તેમને થવું જોઇએ. તે દર્શન વિના, અને સમજ વિના તેઓ જે કાંઈ સરજશે તે સ્થાયી રહેશે નહિ.

તે તો નાશ પામતા પુષ્પની સુગંધ જેવું થશે; પણ જો તેઓ તેમના હ્રદયમાં તથા મનમાં સમજ સાથે કાંઈક સૃજન કરશે તો તેના ઉપર અનંતતાની છાપ પડશે.

કેવળ મનની દૃષ્ટિએ સત્ય સમજી શકાય નહિ. એવો એક પણ મનુષ્ય નથી કે જે કેવળ મનને આધીન હોય, તેમજ તેવો પણ કોઇ નથી કે જે પોતાનું જીવન કેવળ લાગણીથી દોરતો હોય. તમે લાગણીઓને અને મનને તદ્દન જુદાં પાડી શકો નહિ, તેમજ તે બેમાંથી એકના સંકુચિત અને મર્યાદિત દૃષ્ટિબિન્દુથી જીવનને સમજવાની આશા રાખી શકો નહિ. મન અને લાગણીના પરસ્પર અનુકૂળ સંમીલનના પરિણામે જીવનની પૂર્ણતા પ્રકટે છે.

એક જંગલી મનુષ્ય અને એક સંસ્કારી મનુષ્ય વચ્ચે ભેદ શો ? જંગલી મનુષ્ય પોતાના શરીરને રંગે છે, અને પીંછાઓથી, તેમજ મણકાઓથી પોતાના શરીરને શણગારે છે, અને બાહ્ય શોભાને વાસ્તે એવી અનેક કંટાળો ઉપજાવે તેવી રીતો અંગીકાર કરે છે. દેખીતા સુધરેલા મનુષ્યને આંતર સુંદરતાની એવી અનેક ગુંચવણો હોય છે. તેને માનસિક પીંછાં હોય છે, લાગણીઓના રંગો હોય છે, અને અમુક મતોના મણકા હોય છે. જગતનો સુધરેલો મનુષ્ય

જંગલી મનુષ્યની જંગલી રીત પ્રમાણે પોતાના શરીરને શણગારે નહિ, પણ તેનું મન અને લાગણીઓ ઘણીવાર જંગલી–અસંસ્કૃત હોય છે. અંદરથી તેનામાં અને જંગલીમાં બહુ ઓછો ફેર હોય છે, પણ તે તેનું જંગલીપણું તે બ્હાર બતાવતો નથી; પણ ખરો સુધરેલો મનુષ્ય સઘળી જાતની બાહ્ય શોભા અને સઘળી ગુંચવણોની પેલી પાર ગયેલો હોય છે, અને પોતાની સુંદરતા વાસ્તે બાહ્ય વસ્તુઓ ઉપર આધાર રાખતો નથી; કારણકે તેણે જીવનની સરળતા પ્રાપ્ત કરી છે.

વિકાસક્રમ બધી વસ્તુઓની વધારે ને વધારે સરલતા તરફ આપણને લઇ જાય છે. ઘણા મનુષ્યોને જીવનની સમજનો માર્ગ બતાવવાની ઇચ્છા હોય છે, પણ જો તેમનામાં સરલતા ન હોય તો તેઓ નવી હિવાલો, નવી ગેરસમજો, અને જગત્ અને તેના સાધ્ય વચ્ચે નવા પડદાઓ ઉભા કરે છે.

એક હાથી જંગલમાં થઈ માર્ગ કરે છે, અને તેથી બીજા હાથીઓને ચાલવાનો માર્ગ નક્કી થાય છે; તેવી રીતે જે વ્યક્તિને સત્યની સાચી સમજ છે, તે મનુષ્ય જંગલમાં થઇને અને જગતની અનેક ગુંચવણોમાં પસાર થઇને પોતાનો માર્ગ કરી શકે છે. તમે બીજાઓને મદદ કરવા ગમે તેટલા આતુર હશો, તો પણ તમે બીજાઓને મદદ કરી શકશો નહિ.

તમે આંધળાઓની આંખો ઉઘાડવા માગો છો, તમે કેદીઓને કેદખાનામાંથી મુક્ત કરવા માગો છો, અને જેઓ પોતાની રચેલી સૃષ્ટિની છાયામાં બેઠા છે, તેમને તમે પ્રકાશ

આપવા માગો છો, પણુ જો તમે ખરેખર સત્ય સમજ્યા હો, અને જો તમે સ્વતંત્રતા અને સુખ પ્રાપ્ત કર્યું હોય, તો તમે આંધળાને દોરી શકો, અથવા તેમની આંખો પ્રકાશ ભણી ખુલ્લી કરી શકો, અથવા કેદીઓને અજ્ઞાનના કેદખાનામાંથી મુક્ત કરી શકો. જો તમે એવી વસ્તુઓ ઉત્પન્ન કરશો કે જે નાશ પામે, અને પુષ્પની સુગંધ માફક ઓછી થતી જાય, તો જગતને તેવી વસ્તુઓની શી કીંમત છે ? જગતમાં ઘણુા મનુષ્યો વર્તમાન કાળની છાયામાં સરજે છે; પણુ જેઓ સમજે છે, તેઓએ અનંતતાની છાયામાં સરજવું જોઈએ. જો તેઓએ શાંત પળોમાં સત્યની ક્ષણિક ઝાંખી પ્રાપ્ત કરી હશે, તો તેઓ પોતાના મર્યાદાના પાંજરામાં ફરી દાખલ થશે નહિ.

જેણે પોતે મુક્તિ મેળવી છે, તે જગતમાં દરેક મનુષ્ય સ્વતંત્ર થાય એમ ઇચ્છશે. જેણે પોતાની અંદર શાંતિ મેળવી છે, અને જીવનની મુક્તિ સંબંધી પોતાની સમજની જેને ખાતરી છે, તેજ વ્યક્તિ બીજાને દોરે કે મદદ કરી શકે. પણુ જે મનુષ્ય પોતાની રચેલી સૃષ્ટિની છાયામાં બેસે છે, અને રૂઢીના પાંજરામાં જે કેદી તરીકે બંધાયો છે, તે કદાપિ બીજાને દોરી કે મદદ કરી શકે નહિ.

ઘણુા જીવો અનંતતાના દ્વાર ભણી પ્રયાણુ કરતા હોય છે, પણુ ઘણુા થોડાજ તે દરવાજામાં પસાર થયા છે, અને તે દરવાજા ભણી પીઠ ફેરવી છે. જેઓ તે દ્વાર તરફ જવાના માર્ગ ઉપર ચાલતા હોય છે, તેના માર્ગ ઉપર તેઓ છાયા નાખતા નથી, કારણુ કે તેઓ અનંત પ્રકાશ સાથે એક થયા છે.

# મર્યાદામાં પડેલું સત્ય.

ગંગાનું પવિત્ર જળ એકઠું કરી નાના પાત્રમાં રાખવામાં આવે છે, અને તે જળ હિંદના દૂરના ભાગોમાં લઈ જવામાં આવે છે. ત્યાં તેને સંભાળપૂર્વક રાખવામાં આવે છે, પૂજવામાં આવે છે, અને તેની મહત્તા ગાવામાં આવે છે. પણ ગંગાનું શાશ્વત જળ તો દરેક પળે પોતાની ચાલુ ગતિમાં વહ્યાં કરે છે. કોઈ પણ મનુષ્ય તેની પવિત્રતાને મલીન કરી શકે કે બગાડી શકે નહિ. તે જળ સ્વતંત્ર છે, બંધન વિનાનું છે, અને ચાલુ સમુદ્ર તરફ વહ્યાં કરે છે. તે ગંગાજળનો અમુક ભાગ ધારણ કરનાર માટીની કુલડી ભાગી નાખવામાં આવે; તેવીજ રીતે જે બંધનવાળા અને મર્યાદિત સત્યને પૂજે છે, જે સમગ્ર સત્યને બદલે તેના એક વિભાગને પ્રિય ગણે છે તેને જણાશે કે તે મર્યાદિત સત્યમાં બગાડ, કહોવાટ અને શોક રહેલાં છે.

દરેક મનુષ્ય સમગ્ર સત્ય, તેની ભવ્યતા અને પવિત્રતા શોધવાને બદલે સત્યના અમુક ભાગમાં પોતાની સુખ સગવડ માટે છાયાને રચે છે. જેઓ મર્યાદિત સત્યમાં આરામને શોધે છે, તેઓએ ગુરૂઓનો અને ઉપદેશકોનો આધાર લીધો છે. ગુરૂ ગમે તેવો મહાન્ હોય, છતાં તે સમગ્ર નથી, ઉપદેશક ગમે તેટલો ઉમદા હોય, છતાં તે મર્યાદામાં છે. નાના પાત્રમાં રાખેલું ગંગાજળ જેની પૂજા કરવામાં આવે છે, તે જળમાં બગાડ થાય છે, અને મલીનતા આવે છે, તેવી રીતે સુખ સગવડના શોધકો જેઓ સમગ્ર સત્યને નહિ

પણ સત્યના અંશને પૂજવા ઇચ્છે છે, તેમને વાસ્તે શોક મોજુદ છે. પણ જે અખિલ સત્યને પૂજે છે, તેને વાસ્તે શોક નથી, ક્ષણિક ભ્રમો નથી; કારણ કે સત્યનો માર્ગ એ પ્રિયતમનો માર્ગ છે.

જેવી રીતે એક પાંદડામાં કમળનું આખું જીવન સમાતું નથી, અને પુષ્પથી છુટી પડેલી પાંદડી કરમાય છે અને ક્ષય પામે છે, તેવી રીતે જે અખિલ સત્યને સ્થાને સત્યના અમુક અંશને પૂજે છે, તેને વાસ્તે પણ ક્ષયનો માર્ગ છે. અમુક ભાગમાં બીગાડ થાય, પણ પૂર્ણ તત્ત્વમાં બધી વસ્તુઓ વધે છે. અને નવું જીવન મેળવે છે. મર્યાદિત સત્ય થોડા વખતને માટે દેખીતી રીતે રક્ષણ કરી શકે અને દોરી શકે, પણ સમગ્ર સત્યજ ખરૂં દોરનાર અને ખરો મિત્ર છે. અમુક ભાગ થોડા વખતને માટે આગળ શોધનારની ઇચ્છાને તૃપ્ત કરી શકે, અને તૃપ્ત કરે છે; પણ જો તેણે સત્યરૂપ પ્રિયતમની પ્રાપ્તિ કરવી હોય તો તેણે અત્યાર સુધી આવી રીતે મેળવેલી વસ્તુઓનો ત્યાગ કરવો જોઇએ. જો તેણે સીધા માર્ગે ચાલવું હોય તો તેણે જીવનના અમુક ભાગને નહિ પણ સમગ્ર જીવનને ચ્હાવું જોઈએ; પુષ્પની એક પાંખડીને બદલે આખા પુષ્પને ચ્હાવું જોઇએ.

સીધો માર્ગ પ્રિયતમ તરફ લઈ જાય છે; જ્યાં જરા પણ કહેવાટ નથી ત્યાં લઇ જાય છે. સીધો માર્ગ તેજ જીવન છે. જો તે અમુક ભાગને પૂજશે તો હૃદયમાં ગોટાળો થશે, ગુરૂઓનો કલહ થશે, ધર્મો, તત્વજ્ઞાનો, માન્યતાઓ અને બદ્ધમતોનો વિરોધ થશે, પણ જો તે અખિલ સત્ય રૂપી

પ્રિયતમને પૂજે તો ત્યાં વિરોધ પ્રકટશે નહિ, કારણ કે તે જીવનને પૂજતો હશે.

આ માર્ગે ચાલવાને, પ્રિયતમને પહોંચવાને, જીવનની પૂર્ણતા વાસ્તે તેણે કદાપિ પોતાની શોધને અટકાવવી નહિ. તેણે મર્યાદિત સત્યના ક્ષણિક આરામનો આશ્રય લેવો નહિ.

હુ સમગ્ર સત્યનો, પ્રિયતમના હૃદયનો માર્ગ બતાવવા માગું છું. કારણ કે મેં પ્રાપ્ત કર્યું છે. પ્રથમ હું પાંખડીઓને પૂજતો હતો. હું અનેક મૂર્તિઓને-મંદિરમાં રક્ષણ કરાયેલી કોતરેલી મૂર્તિઓને-પૂજતો હતો. શરૂઆતમાં જે સમીપમાં હતું, તેનો મેં આશ્રય લીધો, કારણ કે હું અનંતતાના દૂરના, ગુપ્ત, અને અસ્થિર દર્શનથી ડરતો હતો. જે પ્રિય, સુંવાળુ, અને ભોળવનારૂં હતું, તેનો મેં આશ્રય લીધો. જેવી રીતે પર્વત ખીણને મન અગમ્ય, ગુપ્ત વસ્તુ છે, તેવી રીતે અખિલ સત્ય મારે મન અગમ્ય ગુપ્ત વસ્તુ હતી.

મને એ વખતે ભાન નહતું કે અમુક ભાગ આખામાં સમાયેલો છે અને આખાનો અનાદર કરવામાં હું મારા હૃદયમાં ગોટાળો—અવ્યવસ્થા ઉત્પન્ન કરતો હતો. પણ મારામાં ઘણી પ્રબળ ઇચ્છાઓ હતી, અને શોક, શંકા અને શ્રદ્ધાથી હું પ્રેરાયેલો હતો. છેવટે મને જણાયું કે **જેણે પ્રિયતમનો માર્ગ જાણવો હોય, તેણે મર્યાદિત સત્યનો આશ્રય ન લેવો, પણ તેણે અખિલ સત્યને શોધીને તેની પૂજા કરવી જોઇએ.** મર્યાદિત મનથી તમે સ્વતંત્ર અને બંધન વિનાનું અખિલ સત્ય જોઇ શકતા નથી. તેથી તમે મર્યાદિત સત્યનો આધાર લો છો. અને મર્યાદિત સત્ય

તમને ટકાવવાને ટેકારૂપ બને છે, તેથી તે ટેકો તમને ગુલામ બનાવે છે, અને તમને નિર્બળ કરે છે. બધા ટેકાઓને સર્વથા જતા કરવાને તમારે શોક અને શંકાને આમંત્રણ આપવું જોઇએ. શોક સાચી સમજરૂપી અત્તર પુરૂં પાડે છે. અને જો તમારામાં સમજ હશે તો જ્યાં ગોટાળો અને અવ્યવસ્થા છે, તેવાં આશ્રયસ્થાનો તમે શોધશો નહિ.

જો તમે સાધ્યનું દર્શન તમારા હૃદયમાં અંગીકાર કરો, અને કોઈ પણ મધ્યસ્થ–વચલા–મનુષ્યને તે તમારૂં દર્શન ભૂંસવા ન દો, તો તમારા જીવનનો ચોકસ હેતુ થશે, અને તમે જરૂર સાધ્યની પ્રાપ્તિ કરી શકશો. બીનમહત્ત્વની વસ્તુઓનો ચાલુ ત્યાગ કરવાથી તમે માન્યતાઓમાં, ધંધાદારી ધર્મોમાં, અને અસ્થિર અસત્યતાઓના પરસ્પર વિવાદોમાં પકડાઈ જશો નહિ. તમારી ઈચ્છા હોય તો નાની બાબતોમાં છૂટછાટ મૂકો, પણ સત્ય સાથે કદાપિ છૂટછાટ મૂકતા ના.

આપણા દરેકમાં રહેલા જીવનને–સત્યને–પૂજો અને ત્યાં પ્રિયતમને શોધી કાઢો. પૂર્ણતામય જીવનને તેનો અનુભવ તમને આપવા દો. અમર્યાદિત સત્ય વાસ્તે તમારા હૃદયનાં દ્વાર ખુલ્લાં કરો; કારણકે ત્યાંજ ચોકસતા છે, ત્યાંજ સાધ્યની પ્રાપ્તિનો સીધો માર્ગ છે. બીજા બધા માર્ગો સત્યનો દ્રોહ કરે છે.

જગતમાં બધે સ્થળે લોકોએ મર્યાદામાં ન આવે તેવા સત્યને મર્યાદિત કરવાને પ્રયત્ન કર્યો છે, તેને સંકુચિત બનાવવા, તેની આસપાસ માન્યતાઓ ઉભી કરવા

પ્રયત્ન કર્યા છે, અને આ રીતે સત્યને દગો દીધો છે. સત્યનો દ્રોહ કરીને તેઓએ ધર્મો, અવ્યવસ્થા, કલહ, સ્પર્ધા, અને એકની બીજા સાથેની મારામારી ઉભી કરી છે, "તમે મારી માન્યતાઓ સ્વીકારો એમ હું માગું છું અને હું તમારી માન્યતા સ્વીકારૂં એમ તમે માગો છો. તમને તમારો ગુરૂ મારા ગુરૂ કરતાં મહાન્ લાગે છે, અને મને તમારા ગુરૂ કરતાં મારા ગુરૂ મહાન્ લાગે છે." આ પ્રમાણે ઘણા લોકોના વિચાર છે. દરેક મનુષ્ય પોતાના મર્યાદિત ભાગને બીજાઓ પાસે સ્વીકારાવવા માગે છે, અને એક ભાગ બીજા ભાગ જોડે હરીફાઈ કરે છે. પણ પ્રિયતમનો માર્ગ–જીવનનો માર્ગ, જીવનના અમુક ભાગને પૂજવામાં નહિ, પણ જે જીવન સમગ્ર છે, તેની પૂર્ણતામાં રહેલો છે.

પ્રિયતમ એ જીવન છે, અને જો તમે તે જીવનને મર્યાદિત રૂપમાં પૂજશો તો હમેશ આંતરયુદ્ધ, અચોકસતા, અને કલહ થશે. પણ જો તમે અમર્યાદિત, સ્વતંત્ર અને બંધન વિનાના જીવનને પૂજશો, તો તમારે વચલા મનુષ્યની જરૂર રહેશે નહિ, કારણકે જીવનજ તમને દોરનાર અને ગુરૂ થશે અને તમને ત્યારે જણાશે કે તમે પોતેજ ગુરૂ છો–પ્રિયતમ છો.

જ્યાં સુધી હું મર્યાદિત સત્યને પૂજતો હતો, જ્યાં સુધી હું બીનમહત્વની વસ્તુઓને વળગી રહ્યો હતો, ત્યાં સુધી મારા મનમાં હમેશ અચોક્કસતા અને શંકા હતી, અને મારા મર્યાદાના ખાસ પાંજરામાં બીજાઓ પણ આવે

હિત સત્યમાં, એક બંધનથી બીજા બંધનમાં હું જતો હતો. છેવટે મને જણાયું કે ખરૂં સત્ય એક પાંખડીમાં નહિ પણ આખા કમળમાં રહેલું છે. હું મારા બંધનોમાંથી છુટો થયો અને મેં સ્વતંત્રતાના પવનનો દમ લીધો. અમુક ભાગને બદલે મેં આખાનો આશ્રય લીધો, અને જીવનનો પોતાનો અનુભવ કર્યો અને આ રીતે હું પ્રિયતમ બન્યો. જેણે સાધ્યની પ્રાપ્તિ કરી છે, જેણે જીવનના મૂળરૂપ પ્રિયતમની ઝાંખી કરી છે, તેને વાસ્તે યુદ્ધ કે કલહ નથી. તેને મર્યાદા કે બંધન નથી, તેને ગુરૂ કે શિષ્ય નથી, તેને વાસ્તે ફકત જીવન છે. તે જીવનને ચાહે છે, કારણ કે તેણે પ્રિયતમનાં દર્શન કર્યાં છે.

જીવનની સમજ એટલે મૂળ તથા સાધ્યની શોધ છે, અને મૂળ તથા સાધ્ય વચ્ચે વિશાળ અખાત પડયો છે, તેમાં તમે પ્રિયતમને શોધી શકશો.



# તારક સંઘનું વિસર્જન.

આજે આપણે તારક સંઘ બંધ કરવા સંબંધી વિચાર કરવા માગીએ છીએ, તેથી ઘણા લોકો પ્રસન્ન થશે અને બીજાઓ દીલગીર થશે. આ પ્રસન્નતા કે દીલગીરીનો પ્રશ્ન નથી; કારણ કે સંઘ બંધ કરવો એ અનિવાર્ય છે. તેનાં કારણો નીચે પ્રમાણે છે.

સત્યને અમુક વ્યવસ્થિત રૂપ આપી શકાય નહિ.

એક વખતે એક અસુર અને તેનો મિત્ર રસ્તામાં જતા હતા, તેવામાં તેમના આગળ ચાલતા એક મનુષ્યે રસ્તામાંથી કાંઇ ઉપાડીને પોતાના ગજવામાં મૂકયું. તે મિત્રે અસુરને પૂછયું, "તેણે શું ગજવામાં મૂકયું ?"

તે અસુરે કહ્યું "સત્યનો અમુક વિભાગ." તેના મિત્રે કહ્યું; "તે તો તમારે વાસ્તે ઘણું ખોટું થયું." અસુરે કહ્યું "કાંઈ ખરાબ થયું નથી. તે સત્યને અમુક વ્યવસ્થામાં તેને ગોઠવવા દો."

હું બેધડક જણાવું છું કે સત્ય એ માર્ગ વગરની જમીન છે. અને તમે કોઇ પણ માર્ગે કોઇ પણ ધર્મથી અથવા પંથથી તેની સમીપ આવી શકો નહિ. તે મારૂં દૃષ્ટિબિન્દુ છે, અને તેને હું પૂર્ણ રીતે અને બીનશરતે વળગી રહું છું. લોકોને અમુક માર્ગે દોરવાને અથવા પરાણે લઈ જવાને કોઇ પણ સંસ્થા સ્થાપવાની જરૂર નથી. જો તમે આ સમજો તો તમને જણાશે કે અમુક માન્યતાને સંસ્થાનું

રૂપ આપવું એ કેટલું અશકય છે. માન્યતા એ વ્યક્તિગત પ્રશ્ન છે, અને તેને તમે સંસ્થામાં ગોઠવી શકો નહિ. જો તમે તેમ કરો તો તે મરી જાય છે, અથવા જડ જેવી બની જાય છે. તે પંથ, મત, કે ધર્મ થાય છે, જે બીજા પર લાદવામાં આવે છે. જગતમાં દરેક મનુષ્ય આ રીતે કરી રહ્યું છે. સત્યને સંકુચિત બનાવવામાં આવે છે, અને જેઓ નિર્બળ છે, અને જેઓને ક્ષણિક વૈરાગ્ય આવ્યો હોય છે, તેમને વાસ્તે રમવાની રમત જેવું સત્ય બનાવવામાં આવે છે. સત્યને નીચે લાવી શકાય નહિ, તેથી ઉલટું દરેક મનુષ્યે તે તરફ ઉપર ચઢવા પ્રયત્ન કરવો જોઇએ. તમે પર્વતના શિખરને નીચે લાવી શકો નહિ. તમારે ખીણમાંથી પસાર થવું જોઇએ, અને ઉભી ટેકરીઓથી ભય પામ્યા વિના ઉંચો ઢોળાવ ચઢવો જોઇએ.

તમારે સત્ય તરફ ઉંચે ચઢવું જોઈએ. સત્ય કદાપિ દાબી શકાય નહિ, તેમજ સત્યને અમુક વ્યવસ્થિત રૂપ આપી શકાય નહિ. અમુક વિચારોમાં રસ મોટે ભાગે સંસ્થાઓથી પોષાય છે, પણ સંસ્થાઓ બ્હારથી રસનું પોષણ કરે છે. જે રસ સત્ય ઉપરના પ્રેમને ખાતરજ ઉત્પન્ન થયો નથી, પણ અમુક સંસ્થાથી ઉત્પન્ન થયો છે, તેની કીંમત નથી. સંસ્થાઓ તો એક જાતનું ખોખું છે કે જેમાં તેના સભ્યો સગવડ ભરી રીતે ગોઠવાઇ જાય છે. તેઓ સત્યને વાસ્તે અથવા તો પર્વતના શિખર વાંસ્તે પ્રયત્ન કરતા નથી, પણ પોતાને વાસ્તે સંસ્થામાં એક અનુકૂળ ખુણો શોધે છે, જ્યાં પોતાની જાતને મૂકે છે, અથવા તો તે સંસ્થાને મૂકવા દે છે, અને વિચારે છે કે આ સંસ્થા તેમને સત્ય ભણી

લઈ જશે. તારક સંઘ બંધ કરવાનું આ પ્રથમ કારણ છે. તે છતાં તમે બીજી સંસ્થાઓ સ્થાપશો, અને સત્યની શોધ કરનારી બીજી સંસ્થાઓમાં જોડાશો. હું કોઇ પણ જાતના આધ્યાત્મિક મંડળમાં રહેવા માગતો નથી. મહેરબાની કરીને આ વાત સમજો. દાખલા તરીકે જે સંસ્થા મને અહીંથી લંડન લઇ જાય, તેનો ઉપયોગ હું કરીશ. આ તો ટપાલ અથવા તાર ખાતા જેવી જુદી સંસ્થા છે. હું મુસાફરી વાસ્તે મોટરકાર અથવા સ્ટીમરનો ઉપયોગ કરૂં, કારણ કે આ બધા યાંત્રિક સાધનો છે, જેને આધ્યાત્મિકતા સાથે કશો સંબંધ નથી. ફરીથી હું બેધડક કહું છું કે કોઇ પણ સંસ્થા મનુષ્યને આધ્યાત્મિકતા તરફ લઈ જઇ શકે નહિ. જો આ હેતુથી કોઈ સંસ્થા સ્થાપવામાં આવે તો તે ટેકા રૂપ, નિર્બળતા રૂપ અને બંધનરૂપ થાય છે કે જે મનુષ્યોને લંગડા બનાવે છે, અને તેનો વિકાસ થતો અટકાવે છે, તેમજ સંપૂર્ણ અમર્યાદિત સત્યની શોધમાં જે વિશિષ્ટતા રહેલી હોય છે, તે વિશિષ્ટતાને સ્થાપન કરતાં અટકાવે છે.

## અનુયાયીઓ જોઇતા નથી.

મારે અનુયાયીઓ જોઈતા નથી, અને હું જે કહું છું તેજ તેનો અર્થ છે. જે પળે તમે કોઇને અનુસરો, તેજ પળે તમે સત્યના અનુયાયી થતા અટકો છો. હું જે કહું છું તેમાં તમે લક્ષ આપો કે નહિ તેની સાથે મારે સંબંધ નથી. હું જગતમાં અમુક કામ કરવા માગું છું. અને તે અડગ એકાગ્રતાથી હું કરવાનો છું. મનુષ્યને મુક્ત કેમ કરવો એ એકજ અગત્યની બાબત સાથે મારે સંબંધ છે. હું મનુષ્યને

બધા પાંજરાઓમાંથી, બધા ભયમાંથી મુક્ત કરવા માગું છું, અને હું નવો ધર્મ, નવા પંથો અથવા નવા સિદ્ધાંતો કે નવાં તત્વજ્ઞાન સ્થાપવા ઈચ્છતો નથી. તો પછી તમે સ્વાભાવિક રીતે પુછશો કે "તમે વ્યાખ્યાનો આપતાં શા સારૂ ફર્યા કરો છો?" હું શા માટે આમ કરૂં છું. તેનું કારણ હું કહું છું. મારે અનુયાયીઓ કે અધિકારી શિષ્યોનું ખાસ મંડળ જોઈતું નથી. મારે આ પૃથ્વી પર કે આધ્યાત્મિક ભુવન પર શિષ્યો નથી.

મેં કહ્યું છે તેમ મારા જીવનનો હેતુ એક જ છે. અને તે મનુષ્યોને સ્વતંત્ર કરવાનો, તેમને સ્વતંત્રતા તરફ પ્રેરણા કરવાનો, સઘળાં બંધનોમાંથી તેમને છુટા કરવાનો છે, કારણ કે તે સ્વતંત્રતા જ તેમને શાશ્વત સુખ અને આત્માનો અમર્યાદિત સાક્ષાત્કાર કરાવશે.

[હું મુક્ત છું, અમર્યાદિત છું, પૂર્ણ છું, હું અમુક ભાગ નથી, તેમજ સાપેક્ષ નથી, પણ પૂર્ણ અને શાશ્વત સત્ય છું. તેથી જેઓ મને સમજવા માગે છે, તેઓ મુક્ત થાય એમ હું ઇચ્છું છું. તેઓ મને અનુસરે, અને ધર્મ અથવા પંથ થાય, એવું મારૂં પાંજરૂં તેઓ બાંધે એમ હું ઇચ્છતો નથી. હું ઇચ્છું છું કે તેઓ સર્વ પ્રકારના ભયથી, ધર્મના ભયથી, મુક્તિના ભયથી, અધ્યાત્મિકતાના ભયથી, પ્રેમના ભયથી, મરણના ભયથી, અને જીવનના પોતાના ભયથી મુક્ત થાય.]

તમને સત્તાની, સત્તાના વાતાવરણમાં રહેવાની ટેવ પડી છે, અને તમે ધારો છો કે તે તમને અધ્યાત્મિકતા

તરફ લઈ જશે. તમે ધારો છો અને વિચારો છો કે બીજો કોઈ મનુષ્ય અસાધારણ શક્તિથી અથવા ચમત્કારથી સુખ રૂપ શાશ્વત સ્વતંત્રતાના ધામમાં તમને લઈ જઈ મૂકી દેશે. તમારા જીવનનું બધું દર્શન આ સત્તા ઉપર રચાયેલું છે.

તમે ત્રણ વર્ષોથી મને સાંભળો છો, છતાં તમારામાંથી થોડા સિવાય કાંઈ પણ ફેરફાર થયો નથી. હવે જે હું કહું છું તેનું પૃથક્કરણ કરો કે જેથી તમે પૂર્ણ રીતે અને મૂળ-તત્ત્વથી સમજી શકો. જો આધ્યાત્મિકતા તરફ દોરાવાને તમે બ્હારની સત્તા ઉપર આધાર રાખો તો, સ્વાભાવિક રીતે તમે તે સત્તાની આસપાસ કોઈ સંસ્થા જરૂર સ્થાપશો. સંસ્થા તમને તમારા ધારવા પ્રમાણે આધ્યાત્મિકતા તરફ દોરશે, એવી સંસ્થા સ્થાપન કરવાથી તમે પાંજરામાં બંધાઓ છો.

મેં કહ્યું તે પ્રમાણે તમે મારા વાસ્તે અઢાર વર્ષથી તૈયારી કરો છો. હું જગદ્‌ગુરૂ છું એમ તમે માનો કે ન માનો તેની મને પરવા નથી. તે ઘણું ઓછું મહત્ત્વનું છે.

તમે અઢાર વર્ષથી તૈયારી કરો છો. હવે જુઓ કે તમારી સમજણના માર્ગમાં કેટલી મુશ્કેલીઓ, કેટલી નજીવી બાબતો આવે છે, તેનો વિચાર કરો. હું બેધડક કહું છું કે તમારા બદ્ધમતો, તમારા ભય, તમારી સત્તાઓ, તમારાં જુનાં અને નવાં મંદિરો—આ સર્વ સાચી સમજણના માર્ગમાં અડચણ રૂપ છે. આ કરતાં વધારે સ્પષ્ટ શબ્દોમાં હું મને દર્શાવી શકું નહિ. તમે મારી સાથે મળતા થાઓ એમ હું માગતો નથી. તમે મને અનુસરો એમ પણ હું માગતો નથી.

હું જે કહું છું તે તમે સમજો, એમ હું માગું છું.

આ સમજ જરૂરની છે, કારણ કે તમારી માન્યતાએ તમારામાં રૂપાંતર કર્યું નથી, પણ તમને ગુંચવણમાં નાખ્યા છે. અને તમે જે ખરી સ્થિતિ છે, તે સમજવા માગતા નથી, તેથી તમારે તમારા દેવો જોઇએ છે–જુના દેવોને સ્થાને નવા દેવો, જુના ધર્મોને બદલે નવા ધર્મો, જુના આકારોને બદલે નવા આકારો જોઇએ છે. આ બધા એક સરખી રીતે નિરર્થક છે, બધા બંધનરૂપ છે, બધા મર્યાદા રૂપ છે, બધા ટેકા રૂપ છે. જુની આધ્યાત્મિક છાપોને બદલે તમે નવી આધ્યાત્મિક છાપો આપો છો. જુની પૂજાઓને સ્થાને તમે નવી પૂજાઓ સ્થાપો છો. તમે તમારા સુખને વાસ્તે બીજાઓ ઉપર આધાર રાખો છો. અને જોકે તમે મારે વાસ્તે અઢાર વર્ષથી તૈયારી કરો છો, અને જ્યારે હું કહું છું કે આ બધી વસ્તુઓ બીનજરૂરી છે, અને હું કહું છું કે આ બધી વસ્તુઓ તજી દેવી જોઇએ અને આત્માના પ્રકાશ, ભવ્યતા, શુદ્ધિ અને નિર્મળતા સારૂ તમારી અંદર જોવું જોઇએ, ત્યારે તમારામાંથી એક પણ તેમ કરવાને ખુશી નથી. કદાચ થોડા તેમ કરવા ખુશી હશે, પણ તે ઘણા થોડા છે.

## દરેક બાબતથી છુટા થાઓ.

મેં પહેલાં કહ્યું તે પ્રમાણે મારો હેતુ લોકોને બીનશરતે મુક્ત કરવાનો છે, કારણકે હું બેધડક માનુછું કે ખરી આધ્યાત્મિકતા તે આત્માની શુદ્ધિ છે, જે શાશ્વત છે, અને જે બુદ્ધિ અને પ્રેમ વચ્ચેની એકતા છે. આ પૂર્ણ અમર્યા-

હિત સત્ય છે. બોજા વગરના, સ્વતંત્ર અને સ્વતંત્રતાથી સ્વચ્છ આકાશમાં વિહરતા આનંદી પક્ષીની માફક હું લોકોને સ્વતંત્ર અને આનંદી બનાવવા માગું છું. તમે જે અઢાર વર્ષથી મારે વાસ્તે તૈયારી કરી રહ્યા છો, તેમને હું કહું છું કે તમારે આ બધી વસ્તુઓથી, તમારી ગુંચવણોથી અને તમારા બંધનોથી છુટા થવું જોઇએ. આ વાસ્તે આધ્યાત્મિક માન્યતાપર રચાયેલા મંડળની જરૂર નથી. જગતના પાંચ કે દશ મનુષ્યો જેઓ સમજે છે, તેઓ હૃદયથી પ્રયત્ન કરી રહ્યા છે. જેઓએ સઘળી બીનમહત્ત્વની વસ્તુઓનો ત્યાગ કર્યો છે, તેવાઓને વાસ્તે મંડળ સ્થાપવાની શી જરૂર છે? અને નિર્બળ મનુષ્યો વાસ્તે તેમને સત્ય શોધવામાં મદદ કરવા માટે કોઈ સંસ્થાની જરુર નથી, કારણકે સત્ય સર્વમાં છે, તે દૂર નથી, તે પાસે નથી, તે શાશ્વત સર્વત્ર છે.

સંસ્થાઓ તમને કદાપિ મુક્ત કરી શકે નહિ. કોઇ પણ બ્હારનો મનુષ્ય તમને મુક્ત કરી શકે નહિ; તેમજ સંયુક્ત પૂજા કે કોઇ પણ હેતુ ખાતર તમારી જાતનો ભોગ તમને મુક્ત કરી શકે નહિ, તેમજ તમે બધા મંડળરૂપે ભેગા મળો કે અમુક કાર્યોમાં તમે ઝંપલાવો તેથી મુક્તિ મળે નહિ. તમે પત્રો લખવા માટે ટાઈપ રાઈટરનો ઉપયોગ કરો છો, પણ તમે તેને વેદી ઉપર મૂકીને તેની પૂજા કરતા નથી. પણ જ્યારે સંસ્થાઓ તમારા જીવનમાં મુખ્ય ભાગ ભજવે છે, ત્યારે તમે તેવુંજ કરો છો. સઘળા વર્તમાન પત્રના રિપોર્ટરો મને પુછે છે કે "તમારા મંડળમાં કેટલા સભ્યો છે? તમારે કેટલા અનુયાયીઓ છે? તમે જે કહો છો તે

સત્ય છે કે અસત્ય, તેનો તોલ અમે તે ઉપરથી બાંધીશું." કેટલા સભાસદો છે, તે હું જાણુતો નથી. તેની સાથે મારે સંબંધ નથી. મેં પૂર્વે કહ્યું છે તેમ જો એક પણ મનુષ્ય મુકત થશે તો તે પુરતું છે.

## સુખના સામ્રાજ્યની કુંચી.

**તમે વળી એમ માનો છો કે અમુક મનુષ્યો પાસે સુખના સામ્રાજ્યની કુંચી છે. કોઇ પ.સે કુંચી નથી. તે કુંચી રાખવાની કોઇની સત્તા નથી. તે કુંચી તે તમારો પોતાનો આત્મા છે અને તે આત્માની શુદ્ધિમાં, વિકાસમાં અને પવિત્રતામાં અનંતતાનું રાજ્ય છે.**

તમે આ રીતે જોઇ શકશો કે બ્હારની મદદ ઉપર આધાર રાખીને, તેમજ તમારા આરામ, તમારા સુખ અને તમારા બળ વાસ્તે બીજાઓ ઉપર આધાર રાખીને રચેલી રચના કેટલી વિચિત્ર છે. આ બધી વસ્તુઓ તમારી અંદર જ મળી શકશે. તો પછી સંસ્થાની શી જરૂર છે?

તમે કેટલા આગળ વધ્યા છો, તમારો આધ્યાત્મિક મોભો કેટલો છે, તેવું સાંભળવાની તમને ટેવ પડી છે. કેટલી બાલીશતા!

તમે અંદર સુંદર છો કે બેડોળ છો, તે તમારા વિના કોણુ કહી શકે? તમે અશુદ્ધિની પેલી પાર છો, તે તમારા સિવાય કોણુ કહી શકે? આ બાબતનો તમે ગંભીરતાથી વિચાર કરતા નથી.

તો શા માટે સંસ્થા જોઇએ?

પણુ જેઓ ખરેખર સમજવા માગે છે, અને જેઓ

જે શાશ્વત અને અનાદિ અનંત છે, તેને શોધવાને માગે છે, તેઓ ઘણીજ તીવ્રતાથી સાથે ચાલશે, અને તેઓ જે બીનમહત્ત્વનું છે તેને, અસત્યતાને અને છાયાને ભયરૂપ લાગશે. તેઓ એકાગ્ર થશે, અને તેઓ જ્વાળારૂપ થશે, કારણકે તેઓ સમજે છે. આવા મનુષ્યો ઉત્પન્ન કરવા જોઇએ, અને તેજ મારો હેતુ છે. ખરી સમજને લીધે મિત્રતા પ્રકટશે. તે ખરી મિત્રતા-જે તમે જાણતા લાગતા નથી-તેને લીધે દરેક તરફથી સાચો સહકાર થશે. અને આ સહકારનું કારણ મુક્તિ નહિ, તેમજ અમુક કાર્ય વાસ્તેનો આત્મભોગ નહિ. પણ તેનું કારણ એ હશે કે તમે બરાબર સમજો છો અને તમે અનંતતામાં રહેવાને શક્તિમાન છો. આ બાબત સઘળા પ્રકારનાં સુખો અને સઘળા આત્મભોગ કરતાં પણ વધારે મહત્ત્વની છે.

આ બધાં કારણોથી બે વર્ષો સુધી સંભાળપૂર્વક વિચાર કર્યા પછી મેં આ નિર્ણય કર્યો છે. તે ક્ષણિક આવેશથી કરવામાં આવ્યો નથી. કોઇની સલાહથી આ કામ મેં કર્યું નથી. બે વર્ષથી હું આ બાબત ધીરજથી, સંભાળપૂર્વક અને શાંતિથી વિચાર કરતો આવ્યો છું અને આ મંડળના નાયક (head) તરીકે હું આ મંડળને (તારક સંઘને) બંધ કરૂં છું. તમે બીજાં મંડળો સ્થાપી શકો અને બીજા કોઇની પ્રમુખ તરીકે આશા રાખી શકો. તેની સાથે, તેમજ નવાં પાંજરા ઉભાં કરવા સાથે, તેમજ તેને શણગારવા સાથે મારે સંબંધ નથી. મારો એકજ હેતુ મનુષ્યને પૂર્ણ રીતે બીનશરતે મુક્ત કરવાનો છે.



# સારૂં જીવન કેમ ગાળવું ?

(ઓહાઇકેમ્પમાં ૧૯૨૯ ના તા. ૨૮ મી મેએ આપેલું વ્યાખ્યાન.)

તમે આ કેમ્પમાં કેમ આવ્યા છો તે હું જાણવા માગું છું. તમે તેનો જવાબ આપી શકતા નથી, માટે હું તેનો જવાબ આપીશ. તમે અમેરિકાના જુદા જુદા ભાગોમાંથી અત્રે આવેલા છો. અહીં આવવાના ત્રણ હેતુ છે. (૧) કૃષ્ણમૂર્તિના સંબંધમાં લોકો જે કહે છે તે ખરૂં છે તે શોધવા, (૨) કૃષ્ણમૂર્તિ ખરેખર શું કહે છે, તે જાતે શોધી કાઢવા, અને (૩) સારૂં જીવન કેમ જીવવું તે જાતે શોધવા. મારે તો આ છેલ્લી બાબત–સારૂં જીવન કેમ ગાળવું તે–સાથે સંબંધ છે. હું કોણ છું તે સંબંધમાં તમે શું ધારો છો, તે સાથે મારે સંબંધ નથી. હું જાણું છું. તમારામાંથી ઘણા ખરા તમને જે વિચારવાનું કહેવામાં આવ્યું હોય તેજ વિચારો છો. તમારામાંથી કેટલાક આંતરપ્રતિભાથી અથવા દુઃખના અનુભવથી અથવા સાચી સમજથી મારાં આ વ્યાખ્યાનોની પૂર્ણતા સમજો છો.

તમારે કેમ જીવન ગાળવું, તેમજ ચાલુ સત્ય પ્રાપ્ત કરવાને તમારે કેવી રીતે વર્તવું તે જાણવાને તમે અહીં આવ્યા છો. તમે તે શોધી કાઢો તે પૂર્વે તમારે ઘણી વસ્તુઓને જતી કરવી પડશે, અને તેમ કરવાને ઘણા થોડા તૈયાર છે....કારણકે હું શું કહેવાનો છું, તે સંબંધમાં તમને ચોકસ નિશ્ચિત વિચારો છે, તેથી હું જે કહું છું, તે સમજતા તમને મુશ્કેલી નડે છે. આ કામ અઘરૂં

છે, કારણકે હું કોણ છું, તે સંબંધમાં તમારા મનમાં સ્પષ્ટ ખ્યાલ છે. તમને કહેવામાં આવ્યું છે કે હું કોણ છું, મારૂં શિક્ષણ કેવા પ્રકારનું થશે, હું કેવી રીતે કાર્ય કરીશ, મારા ખાસ શિષ્યો કયા છે, અને કયી હીલચાલો આગળ આવશે. હવે સત્ય સમજવામાં આ બધી બાબતો અડચણરૂપ છે. જ્ઞાન અને પ્રેમનું બરાબર સંમીલન તેજ સાચી બુદ્ધિ. પ્રથમ તમારામાં સાચી બુદ્ધિ જાગ્રત્ થવી જોઈએ કે જેથી બીજાઓ મારા કહેવાનો શો આશય છે તે સમજાવે, તેના કરતાં તે તમે જાતે શોધી કાઢી શકો. હું જે કહું છું તે તમે સમજો. અને આ ઠેકાણે મારે કહેવું જોઇએ કે મારા હૃદયમાં જે હોય તેજ કહું છું. દરેક શબ્દ મેં સંભાળપૂર્વક વિચાર્યો છે. અને 'તે જે કહે છે, તેવો તેમનો કહેવાનો ભાવાર્થ નથી,' એમ બોલવું તે મૂર્ખતા છે. મારા મિત્રો એમ કહેવા માંડયા છે કે, "અમે તેમને બીજે સ્થળે વધારે સારી રીતે જાણીએ છીએ. ફક્ત તેમના ભાનનો અમુક ભાગ કાર્ય કરે છે." આ બાબતો કેવી બાલીશ છે! તેઓ કૃષ્ણમૂર્તિને તેમજ ગુરૂને જાણતા નથી, પણ તેઓ તે બંનેના સંબંધમાં અભિપ્રાય આપે છે. હવે જો તમે એક યા બીજાને સ્વીકારશો તો તમે મૂર્ખતાનું કામ કરશો. **કોઇને પણ સ્વીકારતા ના.** હું જેકહું છું તેમજ બીજો જે કહે તે કશું સ્વીકારતા ના, પણ જાતે વિચાર કરો કે જેથી તે બુદ્ધિમાંથી સાચી સમજનું પુષ્પ ખીલી નીકળે.

હવે હું કહું છું કે હું પૂર્ણ છું-તદ્દન અમર્યાદિત છું. મારે અનુયાયીઓ થાય, તે વાસ્તે હું આ કહેતો

નથી. મારે કોઇ પણ મનુષ્યની પાસેથી કાંઈ પણ વસ્તુ–અનુયાયીઓ, પૈસા, સ્તુતિ કે ખુસામત–જોઈતી નથી. લોકો જીવન સારી રીતે ગાળે, તે માટે તેમને પ્રેરણા કરવાની એકજ ઇચ્છા છે. હું કહું છું કે હું પૂર્ણ છું અને જે કોઇ મનુષ્ય તેનાથી જુદું કહે છે, તે મૂર્ખાઇભરી વાત કહે છે, કારણકે તે જાણતો નથી. તમને શ્રદ્ધા બેસાડવા આ હું કહેતો નથી........કારણકે તેવી મારી ઇચ્છા નથી. સત્યની ઇચ્છા તમારા મનમાં સ્થાપવા તથા તમારા હૃદયમાં જાગ્રત્ કરવા હું માગું છું. અને જો તમારી તે બાબતમાં ધગશ હશે તો તમને તેની પ્રાપ્તિનાં સાધન મળી આવશે. માટે મહેરબાની કરીને હું જે કહું તે ઉપર તમારી વિવેચક શક્તિનો ઉપયોગ કરો. જે તમે ન સમજો તે મારા કે કોઇના કહેવાથી માની લેતા ના. કોઇ બાબત ગમે તેવી જુની અને રૂઢ હોય, અથવા તો ગમે તેવી નવીન અને અર્વાચીન હોય, પણ તે સ્વીકારી લેતા ના. હે મિત્રો! તમે જોતા નથી કે મારે શું કહેવાનું છે, અને બતાવવાનું છે, તે માનીને કે નહિ માનીને તમે અહીં આવ્યા છો? જો તમારાં મન બદ્ધમતવાળાં હોય, અને તમે પ્રથમથી એમ વિચારતા હો કે “ અહા! હવે કૃષ્ણમૂર્તિ બોલે છે, હવે બીજું કોઈ બોલે છે,” તો પછી તમે સત્યને કેવી રીતે શોધી શકો? જ્યારે કોઇ બાબત તમને સગવડ પડતી હશે, ત્યારે તમે કહેશો કે કૃષ્ણમૂર્તિ બોલે છે, અને જ્યારે તે બાબત તમને સંતોષકારક લાગશે ત્યારે તમે કહેશો કે બીજું કોઇ બોલે છે.

મેં જગતમાં ઘણાં સ્થળે મુસાફરી કરી છે. હું

હિંદુસ્થાનથી યુરોપ અને અમેરિકા આવ્યો છું, અને બધે સ્થળે હકીકત આવીજ છે. મારા સંબંધમાં મારા કરતાં દરેક મનુષ્ય વધારે જાણે છે–હું ખુશી થયો છું કે તમે આ બાબતની ગમ્મત જોઈ શકો છો. તમને ફક્ત ગમ્મત પડે તે બીન–મહત્ત્વનું છે. આપણે બધા હસી શકીએ. લોકો મારે વિષે અનેક મૂર્ખતાભરી વાતો કરે છે, તેથી હું હસ્યો છું–પણ તે હાસ્ય પણ કીંમત વગરનું છે.

ખરી મહત્ત્વની વાત એ છે કે તમે સમજો છો, માટે તમારે જીવન જીવવું જોઇએ, તેજ અગત્યની બાબત છે. શબ્દો નકામા છે. તમે શું માનો છો કે શું નથી માનતા, તમે કયાં મંડળોના સભ્યો છો કે નથી–આ બધું બીન મહત્ત્વનું છે–આ બધું બાળકની માફક હસવા જેવું છે.

પણ તમે બધા કૃષ્ણમૂર્તિ જગદ્‌ગુરૂ છે એમ માનીને તારકસંઘના સભ્યો તરીકે અત્રે આવ્યા છો. તમે તેવી માન્યતાને સ્વીકારી છે. ખરેખર કમનશીબની વાત એ છે કે આ બાબત તમે જાણતા નથી. તમારામાંથી કેટલાક જાણો છો, બાકી જેઓએ તેના ઉદ્દેશો સ્વીકાર્યા છે, તેમાંનો મોટો ભાગ જાણતો નથી. જો તેઓ સમજ્યા હોત તો તેઓનું જીવન તદ્દન જુદું હોત; અને તમે સામાન્ય સરેરાશ મનુષ્ય કરતાં જુદા નથી, ત્યાંજ મોટું દુઃખનું કારણ છે.

તે આ પ્રમાણે છે. જો તમે કોઈ ભવ્ય ચિત્ર જુઓ, અને તમે જાતે ચિત્રકાર થવા ઇચ્છો તો તે ચિત્ર ચિતરનાર ચિત્રકારને શોધવા તમે ઉત્સાહી થશો, તમે તેની

પાછળ જશો, અને ખરી આતુરતાથી તમે તે શીખશો પણુ તમે આ બાબતમાં રસ લેતા નથી. હું જે કહું છું તે સત્ય છે કે નહિ તે શોધવા બદલે તમે અત્યારે કોણુ બોલી રહ્યું છે, તે શોધવામાં રસ લેતા લાગો છો. બીન-મહત્ત્વની બાબતોમાં બાળકોની માફક વાદવિવાદ કરવામાં તમે શું ખુઓ છો, તે તમે જોતા નથી. હું સખ્તાઇથી તેમજ પ્રેમના અભાવે બોલતો નથી. તેથી ઉલટું હું જણાવું છું કે મેં તે પુષ્પ શોધી કાઢયું છે કે જે સર્વ જીવનની પૂર્ણુતા છે, મેં તે અત્તર પ્રાપ્ત કર્યું છે કે જે સર્વ જીવનની સમજ છે, મેં તે સત્ય પ્રાપ્ત કર્યું છે કે જે સ્થાયી છે, અને જ્યાં દરેક મનુષ્યે આવવુંજ પડશે. અને તે શોધવાને તમારે બધી બાબતો તજી દેવી જોઇએ, કારણુ કે સત્ય આખું, પૂર્ણુ અને સ્થાયી છે.

તમે તે સત્યને અમુક સંકુચિતતા રૂપે પ્રકટ કરાવવા માગો છો. તે સત્ય તમારી કક્ષાએ લાવવામાં આવે, અને તમને અમુક ચિન્હમાં આપવામાં આવે, તેમ તમે ઇચ્છો છો. તમે સત્યને તેના પૂર્ણુ સ્વરૂપમાં સ્વીકારવા માગતા નથી. ખ્રીસ્તી કહે છે કે "હું સત્યને ખ્રીસ્તી ધર્મ મારફતે માગું છું." હિંદુ હિંદુ ધર્મના સંબંધમાં તેમજ કહેશે. પણુ તમે તે રીતે સત્યને સમજી શકશો નહિ. કોઇપણુ ધર્મ, પંથ કે મંડળ સત્યનો ઇજારદાર ગણુાય નહિ. તમારે છાયામાંથી નીકળીને પ્રકાશમાં આવવું જોઇએ. હું ધારૂં છું કે તમે અત્યારે વિચાર કરી રહ્યા છો, અને હું આશા રાખું છું કે તમે આ બાબતમાં કાંઇ કરવા માગો છો.

જેમ મેં ઘણીવાર કહ્યું છે, તેમ તમે એક પળવાર

કલ્પના કરો. ધારો કે શ્રી બુદ્ધ જગતમાં હતા, તે વખતે હું હિંદુસ્તાનમાં હતો, અને ધારો કે હું સમજ્યો હોઉં કે આ એક મહા પુરૂષ છે કે જે જીવનને સમજ્યા છે, જેમણે જીવનની પૂર્ણતા મેળવી છે, જે જીવનનું સૌંદર્ય છે, અને જેમનામાં અમુક ભાગ નહિ પણ આખું જીવન છે. આ બધું જાણવા છતાં, અને તેમને સમજવાની તીવ્ર ધગસ હોવા છતાં શું તમે એમ ધારો છો કે જ્યારે તે પૂર્ણ જીવનધારી હોય ત્યારે હું તેમના તરફ વળીને એમ કહું કે મારે જગતમાં બીજું કામ કરવાનું છે, હું ધર્મની છાયામાં રહેવા માગું છું. હું અમુક પ્રણાલિકા દ્વારા કાર્ય કરવા માગું છું.

તેજ રીતે હું હમણાં અભિમાન વિના, સાચી સમજ સાથે, અને હૃદય તથા મનની પૂર્ણતા સાથે કહું છું કે હું તેજ પુષ્પ છું કે જે જીવનની પૂર્ણતા છે, અને જ્યાં સર્વ મનુષ્યોએ–વ્યકિતઓએ તેમજ પ્રજાઓએ આવવું જોઇએ.



# શાશ્વત વર્તમાન.

---

( શ્રી કૃષ્ણમૂર્તિએ ૧૯૨૯માં ઓમેન કેમ્પમાં આપેલું અને બ્રોડકાસ્ટ કરવામાં આવેલું વ્યાખ્યાન. )

જેઓ મારું દૃષ્ટિબિન્દુ સમજવા માગે છે, જે મેં પ્રાપ્ત કર્યું છે તે પ્રાપ્ત કરવા માગે છે, તેઓ પોતાની આસપાસ આવેલી અસત્ય અને બીનમહત્વની બાબતો સાથે કોઈ પણ જાતનું સમાધાન કરી શકે નહિ. સાધ્યની પ્રાપ્તિની અતિ ખુમારીભરી ધગસથી જે આત્મનિયમન વિષે હું બોલવા માગું છું, તે આત્મનિયમન પોતાનાપર તેમણે મૂકવું જોઇએ. જેઓ નિરંતર છૂટછાટ મૂકે છે તેવા મોટા ટોળાનો, તેમજ જેઓ અચોકસ, અનિશ્ચિત, ભય પામેલા અને શંકાશીલ છે, તેવા સંખ્યાબંધ મનુષ્યનો શો ઉપયોગ છે ? જેઓ સત્યની જવાળા થયા હોય અને પોતાની આસપાસની સર્વ બીનમહત્ત્વની વસ્તુઓને ભયરૂપ થયા હોય એવા ત્રણ મનુષ્યો હોય તો તે ત્રણ મનુષ્યો અને હું ભેગાં મળીને નવી સમજ, નવો આનંદ અને નવી દુનિયા બનાવીશું. જેઓ તદ્દન ચોકસ અને દૃઢ નિશ્ચયના હોય અને જેઓએ કોઇ પણ જાતની છૂટછાટ મૂકવાનું તજી દીધું હોય તેવા એક, ત્રણ અથવા છ મનુષ્યોને હું શોધી કાઢવા માગું છું. બીજાઓ પોતાની સગવડે અને અવકાશે પાછળ આવ્યાં કરશે, કારણ કે તેઓને હજી ઘણું દુઃખ ભોગવવાનું અને ઘણું શીખવાનું છે.

મનુષ્ય પોતે સ્વતંત્ર હોવાથી પોતાની જાતને સર્વથા જવાબદાર છે. તે કોઇ યોજનાથી કે આધ્યાત્મિક સત્તાથી કે દિવ્યસંકેતથી દોરાતો નથી. તે સ્વતંત્ર છે, તેથી તે સ્વતંત્રતાને લીધે મર્યાદામાં છે. જો તમે સ્વતંત્ર ન હોત તો અત્યારે જે જગત્ છે તેના કરતાં તદ્દન જુદું જ જગત હોત. દરેક મનુષ્યની ઈચ્છાશકિત સ્વતંત્ર છે તેથી મર્યાદિત છે; અને શરૂઆતમાં આત્મા નાનો, નિશ્ચય કે હેતુ વિનાનો હોવાથી તે અમુક વસ્તુઓ પસંદ કરે, વિવેક કરે, અને રાગદ્વેષ કરે. આત્માએ પોતાના પર મુકેલી મર્યાદા દૂર કરવામાં આત્માની પૂર્ણતાની અને આત્માની સ્વતંત્રતાની ભવ્યતા છે.

જ્યાં સુધી આત્મા એવી સ્થિતિએ ન પહોંચે કે જ્યાં તેની અને શાશ્વત તત્ત્વની વચ્ચે કોઇ પણ જાતની દીવાલો રહે નહિ, ત્યાં સુધી આત્માએ પોતાના પર મૂકેલાં બંધનો દૂર કરવાં અને મર્યાદાઓને ચાલુ તોડયા કરવી. આવી અમર્યાદિત અને અમાપ્ય સ્થિતિ તે મુકિત છે. તે નિશ્ચયાત્મક શુદ્ધ થયેલો આત્મા છે. આત્માની પૂર્ણતા તેજ અમરત્વ છે. જ્યાં અપૂર્ણતા છે, જ્યાં મર્યાદા છે, ત્યાં શોક છે અને મનુષ્ય જાણતાં કે અજાણતાં ચાલુ રસ્તો શોધે છે કે જે રસ્તાવડે તે એવી પૂર્ણતાએ પહોંચે કે જે પૂર્ણતા તેને અડગ શાંતિ, સ્વસ્થતા, મનની વળી શકે તેવી સ્થિતિ, અને નિશ્ચયાત્મક શુદ્ધ પ્રેમની ખાતરી આપે. મનુષ્ય ચાલુ પ્રયત્નથી તેજ શોધે છે. તમે બધા પણ તેજ સ્થિતિ શોધી રહ્યા છે. તમે તમારી અંદર એવી એકતા સ્થાપવા પ્રયત્ન કરી રહ્યા છો કે જેમાં એકલાપણાથી,

મિત્રભાવથી, શોક અને દુઃખથી, તેમજ અત્યંત આનંદ અને હર્ષથી ખળભળાટ થાય નહિ. તમે તે મુક્તિને-સ્વતંત્રતાને શોધી રહ્યા છો કે જે તમને સર્વથા શાંત બનાવશે, અને જેનાપર સુખદુઃખ વગેરેના દ્વન્દ્વની અસર થશે નહિ.

તમારી અંદર રહેલો હુંપણાનો ભાવ જે ભેદભાવ ઉત્પન્ન કરે છે, જે જુદાઈ પ્રકટાવે છે, અને જે ખોટી સત્યતાઓ પેદા કરે છે, તે હુંને પવિત્ર અને નિશ્ચયાત્મક શુદ્ધ બનાવવો જોઈએ.

આ સાધ્યની પ્રાપ્તિ ખુમારીથી થતી નથી તેમજ કાર્યોમાં મગ્ન થવાથી કે ધ્યાનમાં મગ્ન થવાથી થતી નથી. તેમજ બીજાઓનું આંધળું અનુકરણ કરવાથી કે કોઇપણ હેતુને ખાતર પોતાની જાતને અર્પણ કરવાથી થતી નથી. કારણ કે "હું"-આત્મા-સાધ્યપ્રાપ્તિની ક્રિયામાં છે, તેથી તે પોતાની અને પોતાની પૂર્ણતાની વચમાં પોતાની આતુરતાથી, પોતાના ચાલુ પ્રયત્નથી, ભયથી અને અસંખ્ય ગુંચવણોથી દીવાલો ઉભી કરે છે. આ મર્યાદાની દીવાલો દૂર કરવાને ચાલુ જાગૃતિ, ચાલુ સાવધતા, ચાલુ આત્મચિંતનની જરૂર છે, અને જાગૃતિ, સાવધતા અને ચિંતન બીજા કોઈના કહેવાથી નહિ પણ તમારે જાતે કરવું જોઇએ. પણ આવી જાતનું નિયમન જે આત્માનું રક્ષણ છે, તે તમે તમારા પર મૂકો તે પૂર્વે સર્વ જીવનની પૂર્ણતાની શાશ્વત કીંમત તમારે સમજવી જોઈએ, કારણકે તમે કયાં જાઓ છો તેના ચોકસ જ્ઞાનવિના જો તમે ભાન વગર તમારી જાતપર નિયમન મૂકશો

તો તે સ્વનિયમન જ વિઘ્ન રૂપ થશે. જીવનની પૂર્ણતા—જીવનનું છેવટનું સ્થાન શું છે તે તમારે જાતે વિચારથી, બુદ્ધિથી, ચાલુ આતુરતાથી, બોજા વગરના સાહસિક જુસ્સાથી શોધી કાઢવું જોઈએ. જીવનની પૂર્ણતા મુક્તિમાં—નિશ્ચયાત્મક શુદ્ધિમાં—એકતામાં આવે છે. તે એક સમુદ્ર છે, જેમાં સર્વેએ દાખલ થવાનું છે, તે જાણ્યા પછી સાચી સમજ એજ સ્વનિયમનની શરૂઆત છે.

હું જે સ્વનિયમન વિષે કહું છું તે શિક્ષાના ભયથી અથવા તો બદલાની લાલચથી મૂકવામાં આવેલું નિયમન નહિ, કારણ કે તેવું નિયમન જો લઈ લેવામાં આવે તો તમે તમારા જુના અવિચારી માર્ગે ચાલવા માંડશો. ખરૂં સ્વનિયમન તો ઘણું મહાન્ અને ઘણું તીવ્ર હોય છે. કારણ કે તે સ્વનિયમન વિઘ્નો ઉત્પન્ન કરનાર હુંપણાના ભાવને મૂળથી કાપે છે. આત્મા મુક્ત છે, એવો સાક્ષાત્કાર થવો એજ સ્વનિયમન. વ્યક્તિગત અનુપમતા સાધ્યની પ્રાપ્તિમાં નહિ પણ સાધ્યપ્રાપ્તિની ક્રિયામાં રહેલી છે. મહત્ત્વની વસ્તુઓને પસંદ કરવામાં બુદ્ધિ રહેલી છે, અને તે પૂર્ણતાના પ્રેમમાંથી, શાશ્વતતત્ત્વના પ્રેમમાંથી જન્મવી જોઈએ.

જીવનનો હેતુ સમજો અને તે સમજથી સ્વનિયમન જન્મશે. મારી પાસે બદલો છે કે શિક્ષા છે એવું માનીને, અથવા તો સ્વર્ગ કે નરક છે એવું ધારીને, અથવા તો તમે તમારા કરતાં કાંઈક ઉચ્ચ વસ્તુ સાથે સહકાર કરવા માગો છો એટલા માટે તમારી જાતનું નિયમન કરતા ના. આ બધાં બાળોચિત કારણો છે. જો સાચી સમજ વગર તમે તમારૂં

નિયમન કરશો તો તમે તમારે વાસ્તે તેમજ બીજાઓ વાસ્તે મોટી અડચણો, મોટી ગેરસમજ અને વિશેષ શોક ઉત્પન્ન કરો છો. જે જીવન વિશાળ છે, અમાપ્ય છે, સંપૂર્ણ છે, અમર્યાદિત અને હદ વગરનું છે, અને જે સમગ્ર મનુષ્ય-જાતિનું છે, તે જીવનના પ્રેમમાંથી સ્વનિયમન જન્મવું જોઇએ. તે જીવનપ્રેમનું ઉત્તેજન, પોષણ અને વૃદ્ધિ નિશ્ચયાત્મક શુદ્ધિ તરફ લઈ જશે. કારણ કે તમે શાશ્વત તત્ત્વને ચાહો છો. જે મુક્તિ પૂર્ણ છે, જે સત્ય છે, જે જીવન છે, જે પૂર્ણતા છે, જે નિશ્ચયાત્મક શુદ્ધિ છે, અને જે એકતા છે તે મુક્તિને તમે ચાહો છો, તેથી તે પ્રેમના બળથી જ તમારૂં આત્મનિયમન તમને નિશ્ચયાત્મક શુદ્ધ બનાવશે, માટે તે મુક્તિના પ્રેમને તમારે પોષવો જોઇએ. આત્માની નિશ્ચયાત્મક શુદ્ધિ તેજ જીવનની પૂર્ણતા છે. તે અમર્યાદિત જીવનની વિશાળતામાં, સમુદ્રમાં સર્વ નદીઓ પ્રવેશ કરે તેમ, બધી વસ્તુઓ પ્રવેશ કરે છે.

ખરૂં આત્મનિયમન તે આત્માનું દબાણ નહિ, પણ તે સાચી સમજથી જન્મે છે. તમારે મુક્તિ જોઇએ છે, તમારી ઇચ્છા તમને તે તરફ દોરી જાય છે, તેટલા માટે તમે કોઇ વસ્તુને દાબી શકો નહિ. આત્મનિયમન એ કેવળ વ્યક્તિગત પ્રયત્નનો, વ્યક્તિગત સાક્ષાત્કારનો પ્રશ્ન છે.

યોગ્ય પ્રકારનું આત્મનિયમન એ સાચી સમજ છે કે જે એવું રૂપાંતર કરે છે કે જે આત્માનું બધું ચારિત્ર બદલી શકશે. જાતે મૂકેલા સ્વનિયમનથી પ્રકટેલો પ્રકાશ કદાપિ બુઝાતો નથી. જે આત્મા મર્યાદામાંથી નિરંતર સ્વતંત્રતા

શોધે છે, જે નિરંતર ચળભાવમાંથી અચળભાવ શોધે છે, જે નિરંતર અપૂર્ણતામાંથી પૂર્ણતા શોધે છે, જે વિરોધમાંથી નિરંતર એકતા શોધે છે–તે આત્મા જ્યારે સાધ્યની પ્રાપ્તિ કરે છે, ત્યારે સ્વનિયમનથી મુક્ત થશે, કારણ કે સઘળા પ્રકારના નિયમનમાં ચાલુ યુદ્ધ, સાવધતા, થાક, કલહ અને દુઃખ હોય છે. પણ આ બધામાંથી મુક્ત થવાને તમે તેમાંથી પસાર થયેલા હોવા જોઇએ.

જ્યાં સુધી મનુષ્ય જાતે નિશ્ચયાત્મક શુદ્ધ ન થાય, ત્યાં સુધી તે ખરો સુખી થઈ શકે નહિ. તે મિત્રતાના બંધનમાં કે એકલાપણાના ભયમાં પકડાઇ જશે. ચાલુ યુદ્ધનો કંટાળો તેના પર પોતાનો પ્રભાવ જમાવશે. એકતાની શાંતિમાં જેઓ મહાન્ હોય તેવા મનુષ્યો ઉત્પન્ન થવા જોઇએ. તમારામાં આવા મનુષ્યો પાકવા જોઇએ. આવા મનુષ્યો જરૂર નવાં સ્વરૂપો પ્રકટાવશે. તેઓ અસત્યતાનો કચરો બાળી નાખે તેવી જ્વાળા રૂપ થશે, અને એવી જબરજસ્ત શક્તિ પ્રકટાવશે કે જે સઘળી બાળોચિત અને બીનમહત્ત્વની વસ્તુઓને ભય રૂપ લાગશે.

આવા મનુષ્યો થવાને તમારે શાશ્વત વર્તમાનમાં રહેવું જોઇએ, તમારે શાશ્વત કાળની તે પળમાં રહેવું જોઇએ કે જે પળ ભૂતકાળ નથી કે ભવિષ્યકાળ નથી. તમારામાં એવી સાચી સમજ એકાગ્ર થવી જોઇએ–એવી પ્રબળ શકિત પ્રકટવી જોઇએ કે જે સર્વ અસત્યતાનો તેમજ આત્માની આસપાસ આવેલી બીનમહત્ત્વની બાબતોનો નાશ કરશે.

આવા મનુષ્યો પોતાના જીવનથી નવી દુનિયા અને

નવી સમજ પેદા કરશે. તમે કેવી રીતે ઉપદેશ આપો છો, તમે બીજાના જીવન ઉપર કેવી રીતે છાયા નાખો છો, તે મહત્ત્વનું નથી, પણ તમે શું કરો છો અને તમે શું વિચારો છો તે મહત્ત્વનું છે.

આ બધું તમને બહુ ભારે, અનિશ્ચિત, અચોકસ અને પ્રાપ્ત કરવું મુશ્કેલ લાગે; અને જો કે તમે નિર્બળ હો, જો કે તમારી ગુંચવણો હોય, તમારો એકલાપણાનો ભાવ હોય, તમારી અનેક ચિંતાઓ હોય તો પણ તમારે તેની પાછળ પડવું જોઇએ, કારણકે શાશ્વત વસ્તુ સાથે સરખાવતાં આ બધી બાબતો ઘણી નજીવી લાગે છે. સાચી સમજમાંથી જન્મેલું એકતાનું પગલું તમને અત્યંત આનંદના, મહાન્ સમજના અને તીવ્ર ઉત્સાહના શિખરે મૂકી દેશે. અને જ્યારે તમે ભૂતકાળમાં કે ભવિષ્યમાં જીવતા ન હો, પણ શાશ્વત કાળની તે પળ કે જે વર્તમાન કાળ ગણાય છે તેમાં તમે જીવતા હો, ત્યારેજ સાચી સમજનું પ્રથમ પગથિયું તમે લઈ શકો.

તમે બધા અહીં શા માટે એકત્ર થયા છો ? તમે અહીં કેમ આવ્યા છો અને તમે શું શોધો છો ? તમે તદ્દન અચોકસ છો અને તમારે શું જોઈએ છે તે તમે જાણતા નથી.

તમે એવું કાંઈ શોધવા માગો છો કે જે તમને શાંતિ, જીવનની ચોકસતા, હેતુ અને હેતુને અંગે ઉત્પન્ન થતી ખુમારી અને ખરી સૃજન શકિત આપે; બીજા શબ્દોમાં કહીએ તો તમે સત્યને શોધો છો. આ જંગલમાં તળાવ

ઉપર આવતા જંગલી પશુઓ જેવા તમે અચોક્કસ અને બીકણુ છો. તમે એકલક્ષી નથી. કોઇ પણુ મનુષ્ય તમને ડગાવી શકે. જેઓ ચોક્કસ છે અને જેઓએ પોતાના મનના દૃઢ નિશ્ચયો કર્યા છે, તેવા મનુષ્યો તો જુદા. પણુ આવા જુદા મનુષ્યો જગતમાં ઘણા થોડા છે.

ફરીથી હું પુછું છું કે તમે શું શોધો છો ? કેટલાક કહેશે કે એકતા, કેટલાક કહેશે કે મહાત્માઓ, કેટલાક કહેશે કે પૂર્ણતા, કેટલાક કહેશે કે મુક્તિ, કેટલાક કહેશે કે સત્ય. આ બધા કેવળ શબ્દો છે, અને જો તમે બોજા-વાળા હૃદય સાથે, અને બદ્ધમતવાળા મન સાથે તમારી શોધના વિષય સમીપ જશો તો તે કેવળ શબ્દોજ રહે છે. તમે તમારી અચોકસતામાંથી, તમારા અલ્પ જ્ઞાનમાંથી સત્યને કોતરી કાઢવા માગો છો. તમે કહો છો કે “ આ સત્ય છે. સત્ય આ બાબતને અનુકૂળ થવું જોઇએ. સત્યની સમીપ જવાને આ જરૂરનું છે, પેલી બાબત આવશ્યક છે.” પણુ જો તમારે ખરેખર સત્ય જોઈતું હોય તો તમારે સર્વથા નગ્ન, ખલભલાટ વિના કે બોજાવિના થઇ આવવું જોઇએ. તે શોધવાને તમે આતુર અને સાહસિક હોવા જોઇએ. સત્ય શું છે, એના તમને પ્રથમથી બાંધી લીધેલા કેટલાક વિચારો છે–તમે એમ માનો છો કે ધર્મદ્વારા અથવા ધાર્મિક ક્રિયાઓ દ્વારા તમે સત્યને શોધી શકશો, તમે સુંદરતા દ્વારા સત્યને શોધી શકશો, તમે ગુરૂઓ દ્વારા સત્યને શોધી શકશો. આ કોઈ પણુ સાધનદ્વારા તમને સત્યની પ્રાપ્તિ થઇ શકે નહિ. જે મન બોજાવાળું છે, તે મન ખરી આતુરતાથી અને ખુલ્લી રીતે સાધ્યની

સમીપ આવી શકે નહિ. તમે અમુક મતો, અસાધારણ માન્યતાઓ, અને મનાય નહિ તેવાં વ્હેમોથી ભરેલા છો, અને તમે માનો છો કે આવી બીન મહત્ત્વની અને બાળકને છાજે તેવી વસ્તુઓના ભારથી બાંધેલા હોવાથી તમે શાશ્વત, અમર્યાદિત, વિશાળ, હદ વગરનું અને શાંત તત્ત્વ શોધી શકશો. આવા મનથી તમે તેને પ્રાપ્ત કરી શકો નહિ. અને તે છતાં તમે કેવળ નિષેધાત્મક મનથી સત્યની સમીપ આવી શકશો નહિ. તમારે સમતોલ વૃત્તિની જરૂર છે. આકૃતિઓનો બનાવનાર મનુષ્ય પોતાની કલ્પનાની મૂર્તિ માટીમાંથી બનાવે છે. તેવી રીતે તમે મનની કલ્પના શક્તિમાંથી સત્યને રચો છો, અને તેને સત્યતા તરીકે સ્વીકારો છો. તમે તમારી થોડી સમજ અને તમારા અલ્પ જ્ઞાનની છાપ સત્ય પર મારવા માગો છો. તમે સત્યને તેની છાપ, તેનો સીક્કો તેની શાશ્વતતા તમારા મન પર પાડવા દેવા માગતા નથી. તમે સત્ય પાસે આવીને કહો છો કે. "તમે સત્ય છો એમ સાબીત કરો." તે વિશાળતા જે પોતે જીવન છે, તે પોતાનું સ્વરૂપ બોજાવાળા, બદ્ધમતના, વિકૃત અને અચોકસ મન આગળ કેવી રીતે સમજાવી શકે? જો તમારે ખરેખર સત્ય અને મુક્તિ જોઈતાં હોય તો તમારે બોજા વગરના અને સર્વ પ્રકારના બદ્ધમતોથી, માન્યતાઓથી–સર્વ વસ્તુથી છુટા થઈને આવવું જોઇએ. તમારામાંથી કેટલા આ કામ કરવાને શક્તિમાન્ છો?

જો તમે તમારી ઉપર ઉપરની માન્યતાઓમાં, તમારા મતોમાં અને પંથોમાં વધારે ને વધારે ગુંચવાતા જતા

હો તો અહીં એક પછી બીજે વર્ષે આવવાનો લાભ શો ? હું કહું છું કે મેં સત્યને પ્રાપ્ત કર્યું છે. હું કહું છું કે આ સત્ય મારામાં સ્થાપિત થયું છે, અને મેં સાધ્યની પ્રાપ્તિ કરી છે. તેથી હું જે કહું છું તે સત્ય શોધવાની આશામાં-ઈચ્છામાં તમે અહીં એકઠા થાઓ છો. તે શોધ કરવાને તમારે સાહસિક અને કોઇ પણ જાતના ભાર વગરના મનથી આવવું જોઇએ. જો તમે આજ બાબતની શોધ ન કરતા હો તો જાઓ અને આતુરતાથી બીજી કોઇ વસ્તુને શોધો. તમે તમારા ભયો, તમારા પંથો, તમારી રૂઢીઓ, તમારી માન્યતાઓ, તમારા ગુરૂઓ અને તમારા શિષ્યપદને બંધબેસતું કરવાને જે હું કહું છું તેનો આડો અવળો અર્થ કરવા માગો છો. હું કહું છું કે તેમ થઈ શકશે નહિ. સત્ય એટલું વિશાળ છે કે તે કોઇ પણ જાતની વિકૃતિને સાંખી શકતું નથી. માટે આ બાબતોથી તમારે છુટા થવું જોઇએ. તમારે આતુર અને ખુલ્લા મનથી આવવું જોઇએ અને પછી તમે સત્યને સમજી શકશો. હું કહું છું કે "જો તમારે બધી વસ્તુઓના ઉત્પાદક, બીજરૂપ, શાશ્વતતા રૂપ સત્યને જોઇતું હોય તો તમારે આ બધી બાબતોથી છુટા થઇને આવવું જોઈએ."

હું તો આત્મા વિષે બોલું છું કે જેના ઉપર સઘળી વસ્તુઓનો આધાર છે, અને જેમાંથી સઘળાં રૂપાંતરો પ્રકટે છે. તે આત્મા દરેકમાં છે અને હું કહું છું કે તે ભવ્યતા-તે બળ-જે મુક્તિ છે, જે સત્ય છે-તે તમારે જોઇતું હોય તો તમારે આત્મા તરફ લક્ષ દોરવવું અને બીજી બધી વસ્તુઓને જતી કરવી જોઇએ.

જે સત્ય વિષે હું બોલુ છું તેનું આ હાર્દ છે–સત્ત્વ છે. જો તે આત્મા વિકૃત, ભયભીત, બોજાવાળો, અને ચિંતાતુર હશે તો તમારાં બધાં સૃજનો પર ભયની છાપ પડી હશે. બીજી બધી બાબતો કરતાં આત્માની સંભાળ બહુ મહત્ત્વની છે, કારણ કે આત્મા બધીવસ્તુઓને–સુંદરતાને તેમજ બેડોળપણાને ઉત્પન્ન કરે છે. તે કાંતો શોકનું અથવા તો સાચા અને સ્થાયી સુખનું કારણ છે. તે ભ્રમને ઉત્પન્ન કરે છે, અને આ રીતે દુઃખ, શોક, વેદના, અને ક્ષણિક હર્ષને જન્મ આપે છે. આવી સમજ વગરનો આત્મા આ લડાયક અવ્યવસ્થાને ઉત્પન્ન કરે છે કે જે સર્વની આસપાસ આવેલી છે, તેમજ અર્થ વગરનું જંગલી સ્વરૂપ પ્રકટાવે છે. જો આત્માની સંભાળ રાખવામાં ન આવે, અને જો તેનામાં સમજ ન હોય તો જરૂર તમારે તમારા મધ્યમવર્તી પુરૂષો તમારા આશ્રયસ્થાનો, તમારી ક્રિયાઓ અને મુક્તિની ભીખ માગવાની જરૂર પડશે. હું આત્માની સંભાળના સંબંધમાં–"હું" ની સંભાળના સંબંધમાં જણાવું છું–બીજું કાંઇ કહેતો નથી. તમે તે બાબતમાં લક્ષ આપતા નથી. તમે તો આત્માના જે બાહ્ય અને પ્રકટ સ્વરૂપો છે, તે પર ધ્યાન દોડાવો છો. તમે બધો વખત વૃક્ષની ડાળીઓ કાપો છો અને સમી કરો છો અને આશા રાખો છો કે આ રીતે વૃક્ષ ઉગશે, પણ જે મૂળ ઉપર વૃક્ષનું બળ રહેલું છે, તે મૂળ તરફ લક્ષ આપવાનું ભુલી જાઓ છો.

"હું"–આત્મા પોતાને પૂર્ણ કરવાને અને આ રીતે શાશ્વત અને મુકત થવાને ચાલુ પ્રયત્ન કરે છે. આજ

બાબતમાં તમારૂં લક્ષ હોવું જોઇએ. આજ બાબતમાં શોધ હોવી જોઇએ અને તમારી આતુરતા પણ આજ બાબતમાં હોવી જોઇએ. આ કરતાં બીજી બાબતમાં જો તમારૂં ધ્યાન હશે તો હું જે કહું છું તે તમે કદાપિ સમજશો નહિ. જે વસ્તુ છાયાને ઉત્પન્ન કરે છે, અને જે એકજ વસ્તુ સઘળી છાયાઓને ફેરવી શકે, તે આત્માનો ખ્યાલ લાવવાને બદલે તમે બાળકને છાજે તેવી વસ્તુઓ સંબંધી અને આત્માએ નાખેલી છાયાઓ સંબંધી પ્રશ્નો પૂછયાં જ કરશો. તમને શું એમ નથી લાગતું કે આત્મા એજ મહત્ત્વની વસ્તુ છે? આત્માની સંભાળમાં, આત્માની અંદર એકતા ઉત્પન્ન કરવામાં મુકિત મળી શકશે. જો તમે બધી વસ્તુઓનું સત્ત્વ, હૃદય, બીજ શોધતા હશો તો તમે બાળકનાં રમકડાંથી કદાપિ સંતોષ પામી શકો નહિ. જે ક્ષણિક છે, જે નાશવંત છે, જે દરેક જમાના સાથે બદલાય છે, તે શાશ્વત તત્ત્વ સાથે સરખાવી શકાય નહિ.

દરેક મનુષ્યે "હું" ની સંભાળમાં હમણાં કે ભવિષ્યમાં સર્વથા લક્ષ આપવું જોઇએ. અને આત્માની પૂર્ણતામાં કોઈ પણ કાયદા કે નિયમ હોઈ શકે નહિ. સત્યના પ્રદેશ વાસ્તે,–જે પ્રદેશ અમર્યાદિત અને વિશાળ છે, તેને વાસ્તે–કોઈ માર્ગ કે ભોમીયો નથી. જો તમે સ્વતંત્ર હો, અને જો તમારાં ચક્ષુઓ કાયદાથી, જીવન વગરની પ્રથાઓથી, અને સમાજ, ધર્મ કે ભયથી મૂકવામાં આવેલી રૂઢીઓથી અંધ થઇ ન ગયા હોય તોજ તમે વ્યકિત તરીકે તે સત્યની પાસે જઇ શકો.

ખરી પૂર્ણતા–"હું" ની એકતા વાસ્તે કોઇ નિયમ નથી. આનો અર્થ અવ્યવસ્થા તરીકે કરતા ના. તે નિયમની પેલી પાર છે, તેમજ અવ્યવસ્થાની પેલી પાર છે, કારણ કે તે બધાનું બીજ છે, તેમાંથી સર્વ ફેરફારો પ્રકટે છે, અને તેના પર સર્વ વસ્તુઓ આધાર રાખે છે. આત્માની એકતા જેને હું સત્ય કહું છું અને આત્માની સમતોલતા જેને હું ખરૂં સૃજન કહું છું–તે જો તમારે મેળવવું હોય તો તમારે જે આત્મા દરેકમાં રહેલ છે તેની સંભાળ લેવી જોઇએ, અને તે "હું" પર લક્ષ આપવું જોઇએ.

હું જે કહું છું તેનો ખોટો અર્થ કરીને એમ કહેતા ના કે હું વ્યકિતત્વવાદનો કે સ્વાર્થનો ઉપદેશ કરૂં છું. સત્ય મુકિત છે, તે આત્માની એકતા છે, અને આત્મા શાંત, સ્વસ્થ, સંક્ષોભ વગરનો, વળી શકે તેવો અને ઉત્સાહી છે. વ્યકિતગત આત્મા–વ્યકિતગત "હું" સર્વ વસ્તુઓના ઉત્પાદક આત્મા જોડે એક થવો જોઇએ. તે એકતા સંપાદન કરવાને વ્યકિતગત "હું" પૂર્ણ બનવો જોઇએ.

"આત્માનું–"હું" નું સ્થાન શું છે? "હું" કયાં છે અને "હું" કોણ છે?

"હું" તે મન છે–વિચાર છે. "હું" તે લાગણી છે–પ્રેમ છે.

મન અને લાગણી વચ્ચે એકતા પ્રતિપાદન કરવામાં, તે શાશ્વત એકતા ઉત્પન્ન કરવામાં સત્યની પ્રાપ્તિ રહેલી છે. સાચી સમજ વિના મન અને હૃદય વચ્ચેના આંતર યુદ્ધથી ભય પ્રકટે છે. તે આંતર યુદ્ધની ખુલ્લી રીતે સામે થવાને

બદલે તમારી આસપાસ તમને લલચાવનારી અનેક અસત્ય બાબતો છે-જેવી કે દેવો, મધ્યમવર્તી પુરૂષો, પાપથી મુક્તિ, બાળકોનાં રમકડાં વગેરે.

જો તમારે તે એકતા સ્થાપવી હોય તો તમારે પૂજા, પ્રાર્થનાઓ, મધ્યમવર્તી પુરૂષો, સુખસગવડની શોધ-સર્વ વસ્તુઓ તજી દેવી જોઇએ અને જેવી રીતે પુષ્પ સવારમાં ખીલે છે, તેવી રીતે સ્વાભાવિક રીતે આ સ્થિતિ તરફ તમારે આવવું જોઇએ. આંતર યુદ્ધ એ કેવળ વ્યક્તિગત પ્રશ્ન છે. કેવી રીતે યુદ્ધ કરવું એ હું તમને કહી શકું નહિ. તમને તમારા આંતર યુદ્ધમાં દોરે તેવી નવી વિચાર પદ્ધતિઓ હું ઉભી કરી શકું નહિ, તેમજ હું તમને સુખસગવડ આપી શકું નહિ. હમેશને વાસ્તે આરામ શોધતા બાળકો નહિ, પણ પ્રબળ અને સ્વતંત્ર મનુષ્ય બનો.

મન અને હૃદય એક જ તત્ત્વનાં બનેલાં છે, અને તમારે તે તત્ત્વની શુદ્ધિ તરફ લક્ષ આપવું, અને તે તત્વ જે વિચાર અને પ્રેમ છે તેને નિશ્ચયાત્મક શુદ્ધ બનાવવું. જે પળે આત્માએ ઉત્પન્ન કરેલા "હું" ના ભાગો વિચારમાં થાય છે, તેજ પળે મર્યાદા અને તે પરથી શોક જન્મે છે. જે પળે પ્રેમમાં અંગત રાગ અને અંગત દ્વેષ જન્મે છે, તેજ પળે મર્યાદા અને તે પરથી શોક પેદા થાય છે. મનને અને હૃદયને મર્યાદાઓમાંથી અને અશુદ્ધિમાંથી મુક્ત કરવાં તેજ ખરી મુક્તિ છે, અને ખરી એકતા છે.

તે એકતા પ્રાપ્ત કરવાને તમારે દરેક મનુષ્યને-

કેવળ તમારા ખાસ સ્વભાવને મળતા આવતા મનુષ્યો જ નહિ—પણ સર્વને ચ્હાવાની શરૂઆત કરવી જોઇએ. તમારે કયા દેવો પૂજવા, તમારે કયી ક્રિયાઓ કરવી, તમારે કયા ધર્મો પાળવા—એ સંબંધી તમે વાદવિવાદ કરો છો. કોઇ પણ જાતના ભેદ કે મર્યાદા વિના સર્વને કેવી રીતે ચ્હાવા તે પર લક્ષ આપવાને બદલે ઉપરની બાબતો પર તમે લક્ષ આપો છો.

આંતર યુદ્ધ દ્વારા, ચાલુ સાવધતા અને સ્વ જાગૃતિ દ્વારા જ્યાં સુધી તે એકતાની સ્થાપના તમારામાં થઇ નથી, ત્યાં સુધી તમારા પર અનંતતાની છાપ પડે નહિ અને ત્યાં સુધી સત્યની તમારામાં બરાબર સ્થાપના થાય નહિ.



# નિયમ અને આધ્યાત્મિકતા.

શું જીવન નિયમને અનુસરે છે? જે જીવન સર્વથા મુકત છે, અને અમર્યાદિત છે, તેનામાં પોતાના નિયમ નથી. વ્યકત જગત્ જે જીવનનું એક પ્રગટ સ્વરૂપ છે, ત્યાં નિયમ હોવો જોઇએ, પણ જે વ્યકત થાય છે, જે પ્રગટ થાય છે, તે જીવન વાસ્તે કોઇ પણ નિયમ હોઇ શકે નહિ.

સઘળા નિયમો મર્યાદાઓ ઉત્પન્ન કરે છે, તેથી હું જણાવું છું કે મુકત જીવન જે આધ્યાત્મિકતાની પૂર્ણતા છે, તે મર્યાદાની પેલીપાર છે. કોઇ પણ પદ્ધતિઓથી અથવા નિયમોથી તમે આધ્યાત્મિકતા પ્રાપ્ત કરી શકો નહિ. તે આંતર અનુભવ છે, અને તે મર્યાદિત સૃષ્ટિમાં દર્શાવી શકાય નહિ. તે એટલો વિશાળ, અને મોટો છે કે તમે તે જાતે જ્યાં સુધી ન અનુભવો, ત્યાં સુધી તે રહસ્ય-છુપો ભેદ રહે છે.

આધ્યાત્મિકતામાં નિયમ શી રીતે હોઇ શકે? જો કે જગતમાં એવી લાંબા વખતથી ભાવના ચાલી આવે છે કે ગુરુ-મધ્યમવર્તી મનુષ્ય શીખવશે, ઉંચે ઉંચે પગથિયે લઇ જશે, અને બળ, ભવ્યતા અને સ્થિરતાનો સ્વાભાવિક ગુણ આપશે; છતાં સત્ય સર્વથા માર્ગ વગરનું છે.

જો મધ્યવર્તી, ગુરૂ, વિચારપદ્ધતિ, ધર્મ ન હોય તો ચાલુ જાગૃતિ અને ચાલુ સ્વભાન રાખવું જોઇએ કે જે સત્ અને અસત્ વચ્ચેનો ભેદ સ્થાપી શકે. અજ્ઞાનને પ્રારંભ નથી પણ અંત છે. જ્યારે તમે જાગૃતિથી અને ચાલુ

અપ્રમત્તતાથી સત્ય શું અને અસત્ય શું, મહત્ત્વનું શું અને બીનમહત્ત્વનું શું–તે જાણી શકો, ત્યારે અજ્ઞાનનો અંત આવે છે. આનો આધાર બ્હારની વસ્તુઓ અથવા બ્હારના સંયોગો પર નથી, પણ તમારા પોતાના પર છે. તમે કરોડાધિપતિ હો કે ગરીબ માણુસ હો–આ બ્હારના સંયોગો ગમે તે હોય, તે બીનમહત્ત્વનું છે. જે સંપૂર્ણ અમર્યાદિત સત્યને શોધે છે, તેને વાસ્તે આ દેખાતું ઇન્દ્રિયોનું જગત હયાતી ભોગવતું નથી. બ્હારની વસ્તુઓ તેનાપર સત્તા ચલાવી શકતી નથી. તે બાહ્ય કારણોથી દબાતો નથી, ઉત્તેજિત થતો કે નિરાશ થતો નથી. તે સુખનું સામ્રાજ્ય જે મુકિત છે, ત્યાં પહોંચવાનો કોઈ માર્ગ નથી, ત્યાં પહોંચવાને ગુરૂની કે નિયમની જરૂર નથી. તમારે મધ્યવર્તી પુરૂષોની અને બ્હારથી મુકિત મેળવવાની ચાલતી આવેલી જુની પ્રથામાંથી છુટા થવું જોઇએ. રૂઢીઓથી આ રીતે સર્વથા છુટવું એનો અર્થ એજ કે તમારે સાપેક્ષ શુભ કે અશુભ, સાપેક્ષ સારૂં અને ખોટું, તથા દુઃખ અને સુખ, તથા જગતે બાંધેલી પ્રથાઓથી મુકત થવું જોઇએ. તેનો અર્થ એમ નથી કે તમારે બીજાઓ વાસ્તેનાં બધાં ધોરણો તોડી નાખવાં જોઇએ. મેં પ્રથમ જણાવ્યું હતું તે પ્રમાણે આ ફકત વ્યક્તિગત સાક્ષાત્કારનો પ્રશ્ન છે, અને તમારે જાતે તે જીવનનો અનુભવ કરવાને બ્હારના શુભ અને અશુભથી, સુખ અને દુઃખથી, તેમજ સમાજે સ્થાપેલી રૂઢીઓથી છૂટા થવું જોઇએ. સત્ય એ માર્ગ વિનાની જમીન છે, અને ત્યાં પહોંચવાને તમારે અમુક નિયમો હોઇ શકે નહિ. આનો અર્થ **તમારે સ્વચ્છંદી થવું, અથવા તમારી ઇચ્છા આવે**

**તે પ્રમાણે વર્ત્યા કરવું એ નથી.** મુક્તિ એ તેવી સ્થિતિ નથી. આ બ્હારનાં ધોરણો તમારે વાસ્તે હવે રહ્યાં નથી, તો શાશ્વત કિંમત ઉપર રચાયેલાં ધોરણો તમારે ત્યાં સ્થાપવાં જોઈએ—જે કરવું એ ઘણું અઘરૂં છે.

સાચા ધોરણના સંબંધમાં શંકા ઉઠાવી શકાય નહિ કે તેનો તોલ બાંધી શકાય નહિ. તેમજ બ્હારથી સ્થાપેલા કોઇ ધોરણ જોડે તેને તાજવામાં મૂકી શકાય નહિ. આવું ધોરણ પ્રગતિ કરાવે તેવી શક્તિવાળું હોય છે, કારણ કે તે ધોરણ પોતે જીવન છે, અને બ્હારનાં ધોરણો સ્થિર છે. જ્યારે તમે આવું ધોરણ સ્થાપ્યું હશે, ત્યારે તમે છૂટા છો—તમારા ગુરૂઓથી, તમારી પદ્ધતિઓથી, તમારી ક્રિયાઓથી અને તમારા નિયમોથી છુટા છો. તે ધોરણ તમારા અંગત તરંગો પ્રમાણે, તમારા રાગ અને દ્વેષ પ્રમાણે, તમારા મનની વૃત્તિઓ પ્રમાણે બદલાશે નહિ, પણ તે ધોરણ એ એવું માપ છે કે જે દરેક વ્યક્તિને મુક્તિ તરફ લઇ જશે કે **જે મુક્તિ એ એકતા છે**, અને સાચું સૃજન છે. મુક્તિ ભવિષ્યમાં નથી, તેમ ભૂતમાં નથી. તે દૂરના ભવિષ્યમાં મળે તેવી વસ્તુ નથી, તેમજ જેઓએ પૂર્વે તે મેળવી છે તેમની સત્તા નીચે અથવા તાબામાં રહેલી ભૂતકાળની વસ્તુ નથી. હું બેધડક જણાવું છું કે વર્તમાન—ચાલુ વર્તમાન સંપૂર્ણ સત્ય ધારણ કરી શકે છે. ભૂતકાળ એ દરેક ક્ષણે બદલાતો વર્તમાનકાળ છે, અને જન્મ, ત્યાગ, પ્રાપ્તિ અને તમે મેળવેલા બધા ગુણો એ ભૂતકાળને લગતા છે.

ભુતકાળ તમારા પ્રશ્નોનું નિરાકરણ કરી શકશે નહિ, તેમજ તે તમારી અંદર એકતા સ્થાપિત કરી શકશે નહિ,

તેથી તમે ભવિષ્ય તરફ દૃષ્ટિ કરો છો, જે તમને અગમ્ય લાગે છે. ભવિષ્ય એ નહિ સમજાએલા હુંપણાનો છુપો ભેદ છે; કારણ કે જેટલો "હું", તમે સમજ્યા છો, તે ભૂતકાળનો છે, અને જેટલા "હું," નો તમે ઉકેલ આણ્યો નથી તે ભવિષ્યનો છે, એટલા માટે તે રહસ્યરૂપ લાગે છે. ભવિષ્ય એ છુપા ભેદ જેવુંજ રહેશે, કારણ કે જેમ તમે ભવિષ્યમાં વિશેષ દાખલ થાઓ છો, તેમ તે વધારે રહસ્યવાળું બને છે અને તેમાં તમે પકડાઇ જાઓ છો.

આંતર એકતાની સ્થાપના ભૂતકાળમાં તેમજ ભવિષ્યકાળમાં પ્રાપ્ત થઇ શકશે નહિ. પણ તે સ્થાપનાની પ્રાપ્તિ જ્યાં ભૂત અને ભવિષ્ય મળે છે–તે ચાલુ વર્તમાનકાળમાં થઇ શકે. જ્યારે તમે તે બિન્દુએ આવી પહોંચો છો, ત્યારે ભવિષ્યકાળ કે ભૂતકાળ, જન્મ કે મરણ, સમય કે અવકાશ રહેતાં નથી. તે શાશ્વત વતમાનકાળરૂપ મુક્તિ છે, તે પૂર્ણ એકતા છે કે જ્યાં ભૂતકાળના તથા ભવિષ્યના મનુષ્યોએ આવવું જોઇએ. તમે જેઓ ભવિષ્યમાં તેવી એકતા લાવવા ઇચ્છો છો, તેમણે આ શાશ્વતપળને સમજવી જોઇએ.

મને ભવિષ્યકાળ બીલકુલ મહત્ત્વનો નથી, તેમજ ભૂતકાળ પણ મહત્વનો નથી. જે ખરેખરૂં અગત્યનું છે તે એજ કે આપણે હાલ કેવા છીએ. તમારા વિચારો, તમારો પ્રેમ, તમારૂં સમગ્ર સ્વરૂપ **વર્તમાનકાળમાં જીવવું જોઇએ**, તેનો અર્થ એજ કે **તમારે તમારા સિદ્ધાંતોને અમલમાં મૂકવા જોઈએ.** તમે ભવિષ્યમાં કેવા થવાનો છો, તેના કરતાં તમે હાલ કેવા છો, અને તમે કેવી

રીતે જીવન ગાળો છો અને બીજાઓ પ્રત્યે કેવી રીતે વર્તો છો, તેજ મહત્વનું છે. તમે કેવા થવાના છો, તેની કોણ પરવા રાખે છે? જે બીજમાં જીવન છે, તેને તો હમણાં જ સૂર્યનો પ્રકાશ અને વરસાદની જરૂર છે–દૂરના ભવિષ્યમાં નહિ–કારણ કે તે વખતે તો તે બીજ મરી ગયું પણ હોય.

શાશ્વત પળ તેજ સૃજન છે. જો તમે તે શાશ્વતપળમાં નહિ જીવો તો આત્માના–"હું" ના અને જીવનની શક્તિના સંબંધમાં તમે મરી ગયા છો. જ્યાં સુધી તમે બ્હારની સત્તાઓ, રૂઢીઓ, સાચાં અને ખોટાં તત્વજ્ઞાનો અને ધર્મોથી છુટા ન થાઓ, ત્યાં સુધી તમે ચાલુ વર્તમાનકાળ જે સૃજન છે, ત્યાં તમે આવી શકશો નહિ.



# કેમ્પફાયર પ્રસંગનાં વ્યાખ્યાનો.

---

શુક્રવાર. ઑગષ્ટ ૨૭ ૧૯૨૯.

આ કેમ્પફાયર અને તે પ્રસંગે બોલાતા શ્લોકો ભવિષ્યમાં વ્હેમ રૂપ થઈ જાય. જ્યાં જ્યાં હું ગયો છું, ત્યાં સાયંકાળે વ્યાખ્યાન પ્રસંગે કેમ્પફાયર હોવો જોઇએ અને તે શ્લોકો બોલવા જોઇએ, એમ મને કહેવામાં આવ્યું છે. આનું ભવિષ્યમાં શું પરિણામ આવશે તે હું જોઈ શકું છું. તે છતાં હું અત્યારે સંસ્કૃત શ્લોકો ઉચ્ચારવાનો છું. કારણ કે તેનો ધ્વનિ મધુર છે, અને તેનો અર્થ ઘણો સુંદર છે, પણ તેનું કારણ એ નથી કે તેની કાંઇ ગુપ્ત અસર થાય છે.

× × × ×

હું વારંવાર કહ્યા કરૂં છું કે ખરૂં અને મહાન્ જીવન જીવવાને મનુષ્યે જીવનનો હેતુ સમજવો જોઇએ. જેમાંથી ખરા વિચારો ઉદ્ભવે, તેવી પૂર્ણ સમજ એકતાવાળા જીવનને, વિચારોની અચળ શુદ્ધતાને અને પ્રેમની પૂર્ણતાને પ્રકટાવે છે. તે સાચી સમજ હરેકમાં સમતોલ વૃત્તિ–એકતા પ્રકટાવશે, અને આવી એકતા એજ ખરૂં સુજન છે.

તમારૂં જીવન શું છે ? જો તમે તે તટસ્થભાવે પૃથક્કરણ કરશો અને સંભાળપૂર્વક તપાસ કરશો તો તમને જણાશે કે તમારૂં જીવન નાના નાના જુલમોથી, ચાલુ યુદ્ધથી, ચિંતાઓથી, ઉદાસીથી, અચોકસતાથી, વિજયની ખોટી આશાઓથી, ભીખ અને રડવાથી, અસંતોષથી અને અફળ

આકાંક્ષાથી અને આંસુથી મિશ્રિત સુખથી બંધાયેલું છે. હરેક મનુષ્ય પ્રાણીની આંતર સ્થિતિ આવી છે. ચાલુ ધમાલ, ચાલુ યુદ્ધ અને સતત પ્રયત્ન; આ બધાનું કારણ શું? હું બેધડક જણાવું છું કે તમારા જીવન સંબંધીના વિચારો, જે શાશ્વત તત્ત્વ છે તેની સાથે બંધ બેસતા થતા નથી. આનો શો અર્થ તે હું સમજાવવા માગું છું. તમે જે ન સમજો તે ઢાંકવાને હું અનિશ્ચિત શબ્દો વાપરવા માગતો નથી.

હું બેધડક જણાવું છું કે હેતુની ખાતરી સાથે મહાન્ જીવન ગાળવાને તમારા વિચારોનું મૂળ શાશ્વત અને સનાતન તત્ત્વમાં હોવું જોઇએ. આ અચોકસતા, આ વિશાળ યુદ્ધ, અને આ અવ્યવસ્થિત લડવાની વૃત્તિ પર જય મેળવવાને તમારી ભાવનાઓ, તમારૂં જીવન, તમારી બુદ્ધિ, તમારા વિચારો અને તમારા પ્રેમનું અસ્તિત્વ શાશ્વત તત્ત્વમાં હોવું જોઇએ.

તમારા હરરોજના જીવનમાં તમારે શાશ્વતતાનો અનુભવ કરવો જોઇએ. તમારા હરેક કાર્યમાં, તમારા હરેક વિચારમાં, તમારી હરેક લાગણીમાં મનુષ્યો અનંતતા જોઈ શકે, એવાં કાર્ય વિચાર અને વૃત્તિ હોવાં જોઇએ. સુખની શોધમાં તમે બીજી દુનિયામાં નાસી જઈ શકો નહિ, આ દુનિયામાં જીવતાં છતાં તમારે સત્યને શોધી કાઢવું જોઇએ. આ જગતમાં જીવવાની ક્રિયા દ્વારાજ તમે જીવનની વિશાળતા પ્રાપ્ત કરો છો. તમારા હરરોજના વિચારો, તમારો હરરોજનો પ્રેમ, તમારાં હરરોજનાં કાર્યોજ જીવનનું યુદ્ધ, કલહ, સુખ, એકલાપણાનો ભાવ અને અશુદ્ધિ પ્રકટાવે છે.

સઘળો વખત મનુષ્ય આ બધી વસ્તુઓ સાથે યુદ્ધ કરે છે, અને તે યુદ્ધના પ્રકટ સ્વરૂપમાં તે બીજાનો પ્રકાશ હરી લે છે, અને પોતાની આસપાસ અવ્યવસ્થા ઉત્પન્ન કરે છે. જ્યારે સત્યની પ્રાપ્તિ થાય છે, ત્યારે આ બધાં સ્વરૂપો બદલાઇ જાય છે.

માટે સત્યને શોધી કાઢવું એ જરૂરનું છે. તમારા દરરોજના જીવન વ્યવહારમાં, તમે લોકો સાથે કેવી રીતે વર્તો છો તેમાં, તમે લોકો સંબંધી કેવા વિચારો કરો છો તેમાં, તેમજ તમારા વિચારો અને પ્રેમથી પ્રકટેલા કાર્યોમાં આ સત્યની સ્થાપના થવી જોઇએ. કેવળ તે રીતમાંજ સત્ય રહેલું છે. નિશ્ચયાત્મક શુદ્ધિ સ્થાપન કરવામાં, તેમજ વિચારો અને પ્રેમની પૂર્ણતા પ્રાપ્ત કરવામાં સત્ય રહેલું છે. આ બાબતને તમે ધર્મ રૂપે કે પંથ રૂપે કે માન્યતા રૂપે બનાવતા ના. પણ તમારા જીવનથી તમારે બતાવી આપવું જોઈએ કે તમે સમજો છો, અને તમારા વિચારો અને તમારો પ્રેમ શાશ્વત તત્ત્વમાં સ્થાપન થયેલાં છે.

હું જણાવું છું કે શાશ્વત તત્ત્વ એ સઘળી અશુદ્ધિઓથી મુક્તિ છે. કારણ કે જ્યાં અશુદ્ધિ છે–ચળભાવ છે ત્યાં મર્યાદા છે. માટે દરેકમાં રહેલા આત્માની નિશ્ચયાત્મક શુદ્ધિને શોધો, અને તે પણ સમુદાયના પ્રયત્નથી નહિ પણ વ્યક્તિગત પ્રયત્નથી શોધો. કારણ કે આત્માની નિશ્ચયાત્મક શુદ્ધિમાંજ મુક્તિ રહેલી છે. આત્માની મુક્ત એજ સત્ય. આત્માનું જ્ઞાન એજ શાશ્વત જીવન. તેજ મુક્તિ છે, તેજ સમતોલતા છે કે જે ખરૂં સૃજન છે. કારણ કે આત્મા

શાશ્વત છે. તેને આદિ નથી અંત નથી, જન્મ નથી મરણુ નથી. તે છે. દરેકમાં અશુદ્ધ સ્થિતિમાં રહેલો મર્યાદિત આત્મા નિશ્ચયાત્મક શુદ્ધિ જે સત્ય છે, તે સ્થાપવા માગે છે. તે આત્માને નિશ્ચયાત્મક શુદ્ધ બનાવવામાંજ મુક્તિ રહેલી છે. તે બાબત તમારે સમજવી જોઇએ, અને તે સમજથી તમારે તમારા જીવનના વિચારો મેળવવા જોઇએ. પછી તમે ગમે તે કરો, તમારાં ગમે તેવાં કાર્યો, વિચારો અને લાગણીઓ હશે, તે ઉપર શાશ્વતતાની છાપ પડશે. તમે આત્માના પ્રગટ સ્વરૂપોમાંથી, બાહ્ય રૂપોમાંથી, છાયાઓમાંથી તમારા ચારિત્રને વાસ્તેનાં કારણો શોધો છો અને અમુક અનુમાનો તારવો છો. હું જણાવું છું કે આ રીત ખોટી છે, અને તેમાંથી તો તમારી આસપાસ અવ્યવસ્થાજ પ્રકટશે. પણુ જો તમારે સમજવું હોય અને તમારા વિચાર સત્યમાં સ્થાપિત કરવા માગતા હો તો તમારે આત્માને શોધી કાઢવો અને તેને નિશ્ચયાત્મક શુદ્ધ બનાવવો જોઈએ. તે સત્યમાંથીજ તમારે વિચારો ગ્રહણુ કરવા અને સત્ય ઉપર નજર રાખી જીવન જીવવું.

તે શાશ્વત ઝરો જે આત્માની નિશ્ચયાત્મક શુદ્ધિ છે, જે જીવન છે, તેમાંથી તમારાં કાર્યો, તમારા વિચારો અને તમારો પ્રેમ પ્રકટવાં જોઇએ. પછી તમે તાપથી તપેલી પૃથ્વીને વરસાદ સમાન થશો, અને દરેક વસ્તુને તમે તાજી અને નવી બનાવશો, તમે આનંદ અને ખુમારી પ્રસરાવશો; અને માયાવી રૂપોને લોકો ભૂલથી સત્ય તરીકે જાહેર કરે છે, તેનો તમે નાશ કરશો.

## શનિવાર તા. ૩ જી ઑગષ્ટ.

જ્યારે હું ગયે વર્ષે હિંદમાં હતો, ત્યારે મારા જીવનમાં બનેલો એક નાનો બનાવ હું તમને કહેવા માગું છું. હું મારા કેટલાક મિત્રોને વળાવવા રેલ્વે સ્ટેશને ગયો હતો. હિંદના સ્ટેશનો કેવાં હોય છે, તેનો તમને ખ્યાલ હોય છે, તેના કરતાં તે વધારે ગંદા હોય છે. ત્યાં એક માણસ ફરતો હતો, તે મારી સાથે વાત કરવા માગતો હતો. તે રીકસાનો હાંકનાર હતો, રીકસો એટલે બે પૈડાંની ગાડી–જેમાં એક મનુષ્ય બેસે છે, અને એક મનુષ્ય તેને ખેંચે છે. છેવટે તેણે હિમ્મત કરી અને તે મારી સાથે વાત કરવા આવ્યો. તેણે મને ભાગ્યા તૂટયા અંગ્રેજીમાં પૂછયું " તમે કયાં રહો છો, તમે શું કરો છો ? તમે તમારા ભાઈ બ્હેનને વળાવવા આવ્યા છો ? " હું કયાં રહું છું તે મેં તેને જણાવ્યું. પછી તેણે પૂછયું " આ પ્લેટફોર્મ ઉપર તમારી સાથે ફરૂં ? " તે લગભગ મારા જેવોજ શરમાળ હતો. પછી તેણે ગજવામાંથી સીગારેટ કાઢી અને તે ફરવા લાગ્યો. થોડા ધૂમાડાના ગોટા કાઢયા પછી તેણે મને પૂછ્યું " કેમ તમે સીગારેટ પીશો " મેં કહ્યું " હું પીતો નથી. " પછી તે પોતાની સીગારેટ ભણી થોડીવાર જોઇ રહ્યો અને બોલ્યો " ધારૂં છું કે સીગારેટ પીવી નકામી છે. " મેં કહ્યું " મોટે ભાગે તેમજ છે. " આ માણસ જેનો મોટો આનંદ સીગારેટ પીવામાં હતો, તે બોલી ઉઠયો. "આજથી હવે હું સીગારેટ પીવાનો નથી. અને તેણે જોરથી તે સીગારેટ ફેંકી દીધી. તે જોઇ મને આશ્ચર્ય થયું.

તમારે બીડી પીવી નહિ, એમ સૂચવવાને આ બનાવ હું કહેતો નથી. તે તો એક બીજો પ્રશ્ન છે. ઉંડી લાગણી સાથે સાચી સમજનું એક કાર્ય મનુષ્યને ભવ્ય દર્શનના, મોટી સમજના, અને મહાન્ આનંદના શિખરે પહોંચાડી શકે છે. મેં મારા સંભાષણોમાં કહ્યું છે કે જીવનની પૂર્ણતા રૂપ જે શાશ્વતના છે અને જે પ્રેમ અને બુદ્ધિ વચ્ચેની સમતોલતા છે તે પ્રાપ્ત કરવાને મારા દૃષ્ટિબિન્દુથી સઘળી બીનમહત્ત્વની બાબતોથી છુટા પડવું તે જરૂરનું છે, અને તે છુટા પડવાનું સ્થૂળથી પણ થવું જોઇએ. આ વસ્તુઓ બીનમહત્ત્વની છે, માટે તેમાં તમારે રસ લેવો જોઇએ, એવું માનતા ના. હું જાણું છું કે ઘણા લોકો એમ કહે છે કે, "હું આ બાબતો કરતો રહીશ. કારણ કે તે બીનમહત્ત્વની છે." જીવન તરફ આ દૃષ્ટિએ જોવાનો વિચાર તમને સગવડ ભર્યો લાગશે, પણ બીનમહત્ત્વની વસ્તુઓનો ત્યાગ કરવાની ક્રિયાદ્વારા આ બીનમહત્ત્વની વસ્તુઓથી છુટા થવું જોઇએ, કારણ કે તે તદ્દન બાળોચિત, નજીવી અને મૂર્ખતાભરી છે. તે પ્રમાણે છુટા થવાથી તમારો ખરો આત્મા તમને જડશે, અને તમે તે આત્માને સંયમમાં લાવશો. આ બધી ગુંચવણો દ્વારા તેમજ આ બધી બીનમહત્ત્વની વસ્તુઓદ્વારા નહિ, પણ તેમનો ત્યાગ કરવાથી, તેમને જતી કરવાથી તમને સત્ય જડશે, જેથી કરીને આત્મનિયમની ખરી ક્રિયા શરૂ થશે.

સ્વનિયમનનો અર્થ હું દબાણ એવો કરતો નથી, પણ સાચી સમજદ્વારા આત્માનું નિયમન કે જે તમને મુક્તિ તરફ લઇ જાય. અને મુક્તિ એટલે બુદ્ધિ અને

પ્રેમની સમતોલતા. જો તમારે સત્ય શોધી કાઢવું હોય તો આત્મનિયમન, જે બુદ્ધિ અને પ્રેમનું બીજ છે, તે દિવસની દરેક પળે થવું જોઇએ. તમે જે દરેક કામ કરો, તેમાં તેનો પૂર્ણ ભાવ આવવો જોઇએ. સાધ્ય પ્રાપ્તિમાં નહિ પણ સાધ્ય પ્રાપ્તિની ક્રિયામાં સત્ય રહેલું છે. જીવતાં, તમારૂં સ્વરૂપ પ્રકટ કરતાં, દરરોજના જીવનમાં કાર્ય કરતાં તમે તે શોધી શકો. તે આત્માને કેળવવામાં સત્ય રહેલું છે—બીજા કશામાં નહિ; માટે મહત્ત્વનો પ્રશ્ન અનેક જાતનાં તત્ત્વજ્ઞાનો અને સિદ્ધાંતો શોધી કાઢવાનો નહિ, પણ "હું" ની શોધ કાઢવાનો છે, કે જે પ્રગતિમાન્ છે, અને તે "હું" ને નિશ્ચયાત્મક શુદ્ધ બનાવવાનો છે. તે "હું" ની કેળવણીમાં, સંભાળમાં, તેમજ મુક્તિ તરફ—જ્યાં હુંની મર્યાદા નથી તેવા પ્રદેશ તરફ—જવામાં ઉત્તેજન આપવામાં સત્ય રહેલું છે. જે મુક્તિ વિષે હું બોલું છું તે મુક્તિને તમારૂં સાધ્ય રાખીને, શિક્ષાના ભયથી કે લાલચથી નહિ પણ તમારી જાતે તમારા પોતાના પર સ્વનિયમન કરવામાં ખરી સાધ્ય પ્રાપ્તિ, ખરી પૂર્ણતા અને આત્માની નિશ્ચયાત્મક બુદ્ધિ રહેલી છે.

સઘળાં પ્રકટ રૂપો—હું તત્વજ્ઞાનની દૃષ્ટિએ બોલતો નથી, પણ હું સામાન્ય ભાષા વાપરૂં છું—એ આત્માની સૃષ્ટિ છે, એ આત્માની છાયા છે. જો આત્મા અશુદ્ધ અને ચળ હોય તો તે આત્માના પ્રકટરૂપો અશુદ્ધ અને ચળ હોવાંજ જોઇએ. માટે તમારે આત્માની પૂર્ણતા અને નિશ્ચયાત્મક શુદ્ધિ શોધવી જોઇએ, કારણકે ત્યાંજ સત્ય રહેલું છે. તમારે સઘળી બીનમહત્ત્વની બાબતોથી છુટવું જોઇએ,

કારણ કે, તે આત્મા ઉપર મર્યાદા મૂકે છે. તમારે બોજા વગરના, સ્વતંત્ર અને અમર્યાદિત થઇને આવવું જોઈએ; પછી તે સત્ય જે દૂર કે પાસે નથી તે જડશે, અને જેણે સત્યને સોધ્યું છે, તે જીવનની અસત્યતાઓ અને ખોટી બાબતોને ભયંકર લાગશે.

રવિવાર ઑગષ્ટ ૪ થી

જ્યારે તમે ચારે બાજુએ જોશો અને વિચારશો તો તમને જણાશે કે જ્યાં ત્યાં ટોળું વ્યક્તિની સામે જ હોય છે. હું જ્યારે વ્યક્તિની વાત કરૂં છું ત્યારે હું તેવા મનુષ્ય વિષે બોલું છું કે જે પૂર્ણ છે—પોતાની અંદર પૂર્ણ છે અને તે ટોળાંથી જુદો છે કે જે ટોળું દાવો કરે છે કે તે વ્યક્તિના લાભ અર્થે હયાતી ધરાવે છે. વિચાર અને વૃત્તિના દરેક વિભાગમાં તમને જણાશે કે ટોળું—મંડળ વ્યક્તિનું વિરોધી હોય છે, અને તે છતાં મંડળ પણ વ્યકિત છે; કારણ કે મંડળ વ્યકિતઓનું બનેલું છે. હું અત્યારે વ્યકિતના સંબંધમાં કહેવા માગું છું, કારણ કે દરેક વ્યકિત જ પોતાની આસપાસ અવ્યવસ્થા અને કલહ ઉત્પન્ન કરે છે. થોડા અપવાદો સિવાય જગતમાં—દરેક જણમાં દરેક વ્યકિતમાં અવ્યવસ્થા, કલહ અને વક્રતા છે. અને તે છતાં મંડળો જગતમાં વ્યવસ્થા, શાંતિ અને ઋજુતા—સરલતા સ્થાપવા મથે છે.

મંડળના હૃદયમાં—જે વ્યકિતઓનું તે મંડળ બનેલું છે તે મંડળના દરેક સભ્યના હૃદયમાં—અવ્યવસ્થા, કલહ અને યુદ્ધ છે; માટે વ્યવસ્થા, શાંતિ અને સરલતા સ્થા-

પવાને આપણે વ્યક્તિઓ તરફ દૃષ્ટિ ફેરવવી જોઇએ. વ્યક્તિ જ સૌથી મહત્ત્વની વસ્તુ છે.

તે વ્યક્તિ તે તમે પોતે છો, અને તે વ્યક્તિને સરલ, શાંત અને ઉત્પાદક બનાવવામાં તમે તમારૂં ખરૂં સ્વરૂપ પ્રકટ કરી શકશો. તમારે સઘળો વખત વ્યક્તિ તરફ લક્ષ આપવું, તેનો અર્થ, તમારૂં આ લક્ષ તમારા પડોશીના જોખમે થવું જોઇએ, એમ થતો નથી. કારણ કે હું બેધડક માનું છું કે વ્યક્તિના વિકાસની શરૂઆતથી તેણે પોતાના દીપક થવું જોઈએ, કે જેથી તે બીજાના મુખ પર છાયા ન નાખે.

પોતાના સિવાય દરેક વ્યક્તિને કોઈ પણ મનુષ્ય સરલ, શાંત અને સૃજક બનાવી શકે નહિ. સૃજન એ શબ્દથી આત્માનું સ્વરૂપ પ્રકટ કરવું તે. ઘરેણાં, ખુરશીઓ, ચિત્રો વગેરેના સૃજનને હું ખરૂં સૃજન કહેતો નથી. મારા વિચાર પ્રમાણે આત્માની પૂર્ણતાનું, આત્માની પરાકાષ્ઠાનું પ્રકટ સ્વરૂપ તે ખરૂં સૃજન છે. આતો વ્યક્તિગત દર્શનનું પરિણામ હોઈ શકે. કોઇ પણ સંસ્થા, કોઇ પણ ધાર્મિક મંડળો, તેમજ બ્હારનું દબાણ, તેમજ બ્હારની મદદ વ્યક્તિને સીધી, સરલ, શાંત અને ખરી રીતે સૃજક-ઉત્પાદક બનાવી શકે નહિ, કારણ કે દરેક વ્યક્તિ પૂર્ણ અને સ્વતંત્ર છે અને તે પૂર્ણ રીતે પોતાને જવાબદાર છે. હું ઈચ્છું છું કે તમે આ બાબતને બહુ સંભાળ પૂર્વક વિચારો, કારણ કે જો તમે આ બાબતને નહિ સમજો તો હું જે કંઇ કહું છું તેનો તમને જુદો અર્થ જણાશે,

અને તમને તે સમજાશે નહિ.—સ્પષ્ટ થશે નહિ. આ જગતમાં દરેક વ્યકિત—તેના સંયોગો ગમે તેવા હોય તોપણ-પોતાની જાતને સર્વથા અને પૂર્ણ રીતે જવાબદાર છે. માટે આત્મામાં પોતાનામાં અનેક જાતની ગુંચવણોમાંથી, અપૂર્ણ પ્રેમની અશુદ્ધિમાંથી સર્વથા, પૂર્ણ રીતે અને વગર શરતે પોતાની જાતને છુટા કરવાની શકયતા અને શકિત રહેલા છે. તે પોતે જ પોતાની નિર્બળતાઓ ઉપર જય મેળવી શકે, પોતાના વિચારોને કાબુમાં રાખી શકે, પોતાની વાસનાઓને સંયમમાં રાખે, અને પોતાની આકાંક્ષાઓ વાસ્તે પોતે પોતાને જવાબદાર છે. માટે જો તમે દરેક વ્યકિતમાં તેમજ જગતના દરેક મનુષ્યમાં વ્યવસ્થા, શાંતિ, સ્પષ્ટ વિચાર અને સુખ લાવવા માગતા હો તો શરૂઆતથી વ્યકિત તરફ લક્ષ આપવાની ઘણી અગત્ય છે. કારણ કે જો વ્યકિત અંદરથી અવ્યવસ્થિત હશે તો તે અવ્યવસ્થા ઉત્પન્ન કરશે. જો તે પોતે અંદરમાં વક્ર હશે તો તે પોતાની આસપાસની બધી વસ્તુઓને વક્ર બનાવશે. જો તેના પોતાના હૃદયમાં ખળભળાટ હશે તો તે જયાં ત્યાં ખળભળાટ પેદા કરશે. સર્વ સમયે દરેક વ્યકિત શું ઈચ્છે છે? તે ચાલુ શું શોધે છે? તે પોતાના ચાલુ પ્રયત્નમાં, તેની અશુદ્ધિમાં, તેના કલહમાં, તેના દુઃખમાં, તેના આંસુમાં અને તેના હર્ષમાં તે શાની પાછળ જાય છે? તે પોતાના ઉપર પોતે મૂકેલી મર્યાદાઓને તોડવાને પ્રયત્ન કરે છે કે જેથી તે મુકિત—પૂર્ણતા પ્રાપ્ત કરે, તેમજ પ્રેમ અને વિચારની નિશ્ચયાત્મક શુદ્ધિ પ્રાપ્ત કરે કે જે શુદ્ધિ પૂર્ણ એકતારૂપ સુખ સ્થાપન કરશે. ઈચ્છા દરેક મનુષ્યમાં રહેલી છે.

ઇચ્છા જીવન છે. તે ઇચ્છા દરેક મનુષ્યને ચાલુ પ્રોત્સાહન આપે છે, આગળ ધપાવે છે, ધક્કા મારી આગળ ચલાવે છે. ઇચ્છા અનુભવ દ્વારા તૃપ્તિ શોધે છે, કારણ કે ઇચ્છાને પ્રગટ થવાનું દ્વાર જોઇએ છે. હેતુ વગરનો અનુભવ નાશકારક છે, અને હેતુ સાથેનો અનુભવ એ સૃજનાત્મક છે. આ કારણથીજ તમારે તમારામાં જીવનનો હેતુ સ્થાપન કરવો જોઇએ, અને તે હેતુની સ્થાપના જમાના પછી જમાના જાય તો પણ બદલાયા વિના ચાલુ રહેશે. તે સ્થાપના થયા પછી તે જીવનનો હેતુ એજ તમારૂં સાધ્ય થશે. અને તમારી બધી ઇચ્છાઓ–જે પોતે જીવન છે તે તમને તે સાધ્ય તરફ લઈ જશે. જો આવો જીવનનો હેતુ હોય–તો હું બેધડક જણાવું છું કે તેવોજ હેતુ છે અને મેં તેનો સાક્ષાત્કાર કર્યો છે–દરેક અનુભવ જે ઇચ્છાની પૂર્ણતા છે તે વ્યકિતને મજબૂત બનાવે છે, અને તે ઇચ્છાથી તેને મુકત બનાવે છે. તેનો અર્થ એ છે કે તમે એક અનુભવમાં પસાર થાઓ, પછી તે અનુભવજ તેવીજ જાતના અનુભવમાંથી તમને મુકત કરવાને સમર્થ હોવો જોઇએ. આ રીતે તમે બધી મર્યાદાઓ તોડી નાખશો અને તમે તે મુકિતએ આવી પહોંચશો કે જે જીવનની પૂર્ણતા છે.

જીવનનો હેતુ જાણીને, તેમજ દરેક વ્યકિત પૂર્ણ રીતે અને સર્વથા પોતાની જાતને જવાબદાર છે, એમ જાણીને તમે દરેક જાતના ભયપર જય મેળવો છો. ભયજ દરેક મનુષ્યને દબાવી દે છે, ગુંગળાવે છે. ભય ભુતની

છાયાની માફક દરેક મનુષ્યની પાછળ ભમે છે. કારણ તે જાણતો નથી કે દરેક કાર્ય માટે અને તે કાર્યના પરિણામ માટે, દરેક ઇચ્છા માટે અને તે ઇચ્છાની પૂર્ણતા માટે તે પોતે સર્વ રીતે જવાબદાર છે. આ બાબતનો સાક્ષાત્કાર થતાં દરેક પ્રકારનો ભય ચાલ્યો જાય છે, દરેક વ્યક્તિ જાતે પોતાની જાતનો નિયંતા છે.

જ્યારે તમને કોઈ પણ જાતનો ભય ન હોય ત્યારે તમે ખરૂં જીવન જીવવા માંડો છો. તમે ભવિષ્યમાં જીવતા નથી કે ભૂત કાળમાં જીવતા નથી, તમે ભવિષ્યમાં મુક્તિની આશા રાખતા નથી, તેમજ તમારા બળ વાસ્તે ભૂતકાળ તરફ નજર કરતા નથી, પણ તમને કોઇ પણ જાતનો ભય નથી, તેથી તમે શાશ્વતકાળની આ પળથી–હમણાંજ જીવો છો.

ભૂતકાળ કે ભવિષ્યકાળ નહિ પણ "હમણાંજ" મહત્ત્વનો કાળ છે. તમે હાલ શું કરો છો, તમે હાલ શું વિચારો છો, તમે હાલ કેવી રીતે જીવો છો અને વર્તો છો તેજ કીંમતી છે. સત્ય ભવિષ્યમાં નથી તેમ ભૂતકાળમાં નથી. જે મનુષ્ય ભયથી બંધાયેલો નથી, તે પોતાની જાતને સર્વથા જવાબદાર જીવન ગાળે છે; અને તે પોતાનું લક્ષ "હમણાં" જે શાશ્વતકાળ છે, તે પર આપે છે. આવા મનુષ્ય વાસ્તે જન્મ નથી–મરણ નથી. ઘણા મનુષ્યો મરણથી ડરે છે, કારણ કે તેઓ જીવનથી ડરે છે. ચાલુ પળ જે શાશ્વત વર્તમાન છે, તેમાં કેવી રીતે જીવવું તેનો વિચાર કરવાને બદલે મરણનો તેઓ વધારે વિચાર કરે છે.

હરેક મનુષ્યનું, હરેક વ્યકિતનું ભવિષ્ય શું છે; તેમજ જે મુકિતની નિશ્ચયાત્મક શુદ્ધિ છે જે પ્રેમ અને બુદ્ધિ વચ્ચેની એકતા છે, તે મુકિતમાં હરેક મનુષ્ય કેવી રીતે પૂર્ણતા પ્રાપ્ત કરશે, તે જાણ્યા પછી અતિ મહત્ત્વનું અને અગત્યનું એ છે કે તે ભવ્યતા અને સુંદરતાના સાક્ષાત્કારમાં વર્તમાન સમયમાં તમારે રહેવું જોઇએ જયારે તમારામાં દુઃખ છે, આંખમાં આંસુઓ છે, અને હ્રદયમાં ભય છે, ત્યારે ભવિષ્યમાં આ સઘળું ચાલ્યું જશે, તે જાણવું એ શા કામનું છે? તમારે દૂરના ભવિષ્ય કાળમાં નહિ પણ આ વર્તમાન પળે સુખ અને મુકિત જોઇએ છે. તમારા પોતાના સિવાય કોઇ તમને સુખ આપી શકે નહિ, કે મુક્ત કરી શકે નહિ, કોઈ પણ માર્ગે કોઇ પણ ધર્મ કે સંપ્રદાય દ્વારા તમે મુકિત મેળવી શકો નહિ. મુકિત હરેક વ્યકિતની અંદર રહેલી છે તે તેના પોતાના કાબુમાં છે અને તેની પોતાનીજ આજ્ઞા પ્રમાણે આવે છે.

મુકિત અથવા અચળ અને શાંત સુખ અથવા પૂર્ણતા દૂર નથી તેમજ સમીપ પણ નથી, કારણ કે જયાં વ્યકિત છે ત્યાં પૂર્ણતા છે. તેના પોતાનામાંજ પૂર્ણતા રહેલી છે. એકતાની પ્રાપ્તિ જે જીવનની પૂર્ણતા છે જે આત્માની પૂર્ણતા છે, તેને વાસ્તે હરેક વ્યકિત **કેવી રીતે** કાર્ય કરે છે, વિચારે છે. વર્તે છે અને ચાહે છે એજ મહત્ત્વનું છે. ભૂતકાળમાં તે પૂર્ણતા મેળવવા પ્રયત્ન કરવાનો નથી પણ સ્પષ્ટ વિચારની પળમાં,—સાચી સમજની પળમાં, આ ચાલુ પળે તેણે પ્રયત્ન કરવો જોઇએ.

મંગળવાર ઑગષ્ટ ૬.

મેં કહ્યું છે કે આધ્યાત્મિક પ્રદેશની પ્રાપ્તિ માટે, સત્યની–મુકિતની જમીને પહોંચવાને કોઈ પણ નિયમની જરૂર નથી, અને હું આ વિશેષ રીતે માગું છું. બુદ્ધિ એટલે મહત્ત્વનું અને બીન મહત્ત્વનું–એ બે વચ્ચે વિવેક કરવાની શકિત. મારા મન પ્રમાણે બુદ્ધિ એ બધા અનુભવોનું સત્ત્વ છે. ચાલુ વિવેક કરવાની ટેવ પાડવાથી અને બુદ્ધિને ચાલુ જાગ્રત્ રાખવાથી તે પ્રેરણાની ઉંચી કક્ષાએ પહોંચે છે. તેટલા માટે પ્રેરણાનાં બીજ શાશ્વત સનાતન તત્ત્વમાં–સત્યમાં રહેલાં છે. જેણે પોતાની બુદ્ધિ પૂર્ણ રીતે ખીલવી છે, જેને હું બુદ્ધિ અને પ્રેમની એકતા કહું છું એવી મુકિતની સ્થિતિ જેણે પ્રાપ્ત કરી છે, તેને વાસ્તે પ્રેરણા રહી રહીને આવતી નથી પણ ચાલુ હોય છે. તે પ્રેરણાના ચાલુપણાને દરેક મનુષ્ય ઇચ્છે છે. જગતમાં દરેક મનુષ્ય તે સુખના ચાલુપણાને વાંછે છે, તે પૂર્ણ સમતોલતામાં રહે છે. મુકિતની આવી સ્થિતિ હોવાથી જીવનની તે વિશાળ અને અનંત પૂર્ણતા તમને મેળવી આપવામાં, અને ચાલુ, ભંગ વિના કે અટકયા વિના ટકાવી રાખવામાં, કોણ તમને મદદ કરી શકે? તમારા પોતાના સિવાય કોઈ તમને મદદ કરી શકે નહિ, કારણ કે તે બીજાની મદદથી અથવા બીજા પર આધાર રાખીને મેળવવા જેવી તે વસ્તુ નથી. ત્યારે વ્યક્તિ સાધ્યની પ્રાપ્તિ શી રીતે કરી શકે? મુક્તિ મેળવવાને જીવન બુદ્ધિથી પૂર્ણ થવું જોઈએ, એટલે કે દરેક વ્યક્તિની પૂર્ણતા થવી જોઇએ. તમારી બુદ્ધિને ચાલુ સતેજ રાખવાથી તમે શાશ્વત અને અસ્થાયી વસ્તુઓ વચ્ચે વિવેક કરતાં, તેમજ અસ-

ત્યમાં અસત્યને શોધતાં અને સત્યમાં સત્યને શોધતાં શીખો છો, પણ વિશેષ પ્રકારે જાગ્રત્ થયેલી બુદ્ધિ સાવધતાનું, ચાલુ જાગૃતિનું, ચાલુ સ્વભાનનું અને સાચી સમજદ્વારા તમે જાતે કરેલા સ્વનિયમનનું પરિણામ હોવું જોઇએ.

હાલમાં આખા જગતમાં સત્તાને ખાસ કરીને બાહ્ય સત્તાને ફેંકી દેવામાં આવે છે. જો તમે તપાસ કરશો તો જણાશે કે ઉગતી પ્રજા વધુ જાણકાર ગણાતા તેમના વડીલોએ તેમના પર મૂકેલી સત્તાને દૂર કરતી હોય છે. તે સત્તા તુટતી જાય છે, પણ તે છતાં મનુષ્ય પોતાના હૃદયમાં આધ્યાત્મિક વિકાસ વાસ્તે અમુક સત્તાને વળગી રહે છે. પોતાની બુદ્ધિ પૂર્ણ રીતે તે ખીલવી શકે તે પૂર્વે તે સત્તાથી પણ તેણે મુક્ત થવું જોઇએ. તમારે પોતે તમારી એકલી સત્તા બનવું જોઇએ.

શાશ્વત સત્તાની દૃષ્ટિએ તમારે તમારી બુદ્ધિના અને તે ઉપરથી તમારા જીવનના ઘડનારા થવું જોઇએ. પ્રેમ અને બુદ્ધિ વચ્ચેની સમતોલતાને જ હું મુકિત કહું છું. જ્યારે તમે તે પ્રાપ્ત કરી હશે, ત્યારે સાચી સમજના અભાવે જન્મેલો સઘળો ભય નાશ પામે છે. તેટલા માટે જીવનના હેતુની સાચી સમજ ઉપર તમારૂં જીવન રચીને, તમે તમારે વાસ્તે હંમેશનું સાધ્ય સ્થાપો છો. તમે અનંતતાના રાજ્યમાં મૂળને રાખો છો. તે વ્યકિતગત પ્રયત્નનો, વ્યકિતગત આંતરયુદ્ધનો, ચાલુ જાગૃતિનો, અને ચાલુ સ્વનિયમનનો પ્રશ્ન છે. સદાચાર વાસ્તે બ્હારની કોઇ પણ સતા એવી હોઇ શકે નહિ કે જેમાં તમે રહી શકો, અને જેના પર

તમે આધાર રાખી શકો. અનંતકાળની અપેક્ષાએ તમે જે કાંઈ બાંધો તે ટકશે, કારણકે તે સારી રીતે બાંધવામાં આવ્યું છે, તે મુક્તિમાં નિરંતર રહેલું છે. જે મનુષ્યે સાધ્યની પ્રાપ્તિ કરી છે, તેને વાસ્તે જે શાશ્વત અને મુક્ત છે, તેમાં કોઈ જાતનો અટકાવ કે ભંગ થતો નથી.

બુધવાર તા. ૭ મી.

લગ્ન પછી જ્યારે મહેમાનો પાછા વળતા હોય ત્યારે જો વરસાદ આવે તો હિંદમાં તે માંગલિક ગણાય છે, અને તમે પણ આવતી કાલે અહીંથી જવાના છો, તેથી હું આશા રાખું છું કે આજનો વરસાદ તમને માંગલિક જણાશે.

હું ધારૂં છું કે આ અઠવાડીઆમાં તમને ઘણા અનુભવો મળ્યા હશે, તમારૂં દૃષ્ટિબિન્દુ બદલાયું હશે. વિચારનું અને લાગણીઓનું નવું ક્ષેત્ર તમારા આગળ ખુલ્યું હશે કે જેથી તમે આ જગતમાં નવાં બીજ રોપશો કે બીજ ઉગશે, વધશે, અને બધી જમીનને તેની મનોહરતાથી છાઈ દેશે. પછી તમે બીજાના મુખપર છાયા નાખશો નહિ. તેમજ હૃદયમાં આંસુ કે ક્ષણિક હર્ષ લાવશો નહિ. હું ધારૂં છું કે જે કોઈ આ અઠવાડીઆમાં અહીં હાજર હતું અને જેણે સમજવાને પ્રયત્ન કર્યો છે–અને મને ખાતરી છે કે તેવા ઘણા છે–તે દરેક જન તે આવ્યો તે કરતાં વધારે ચોકસ, વધારે ખાતરીવાળો અને વધારે નિશ્ચયવાળો બન્યો છે. હવે પછી તેને વાસ્તે એકજ બાબત મહત્ત્વની છે અને તે એ છે કે હવે તેણે જે આત્મા પર સર્વ વસ્તુઓ આધાર રાખે છે, અને જેમાંથી સર્વ રૂપાંતરો થાય છે, તે આત્માને તપા-

સવો અને તેની સંભાળ રાખવી. આ શબ્દોનો સ્વાર્થી રીતે અર્થ કરતા ના. કારણ કે જો તમે આત્માની પવિત્રતા અને નિશ્ચયાત્મક શુદ્ધિને મહત્ત્વની વસ્તુ બનાવો તો તમારાં કાર્યો, તમારા વિચારો અને તમારા પ્રેમપર નિશ્ચયાત્મક શુદ્ધિની છાપ વાગેલી હશે.

જેઓ આ અઠવાડીઆમાં અત્રે એકત્ર થયા છો, તેવા તમે જો બરાબર નિરીક્ષણદ્વારા તમારી અંદર ચોક્કસતા, ખાતરી કે વિચારની સ્પષ્ટતા સ્થાપન કરી હશે તો તમે એવા પ્રબળ થશો કે જેઓ શોકમાં હશે તેમને તમે પોષશો, આધાર આપશો અને ટકાવશો. તેજ રીતે તમે ખરી મદદ આપી શકો, તમે શાશ્વત પોષણ આપી શકો; તમે સઘળી તરસ છીપાવે તેવું પાણી આપી શકો, સઘળા ઘા રૂઝાવે તેવો મલમ આપી શકો. તમે અહીં આવેલા છો, તમે સમજવાને પ્રયત્ન કરેલો છે, તો તમારી સમજ વડે, તમે જ્યાં જ્યાં જશો, ત્યાં ત્યાં તમારા મિત્રો અને તમારા પડો-શીઓ બદલાવા લાગશે. તત્ત્વજ્ઞાનો અને સિદ્ધાંતોને રચવા અને તેમાં રસ લેવો—તે મહત્ત્વનું નથી, પણ તમે સાચી સમજ સાથે તમારી આસપાસના જગતમાં કેવું જીવન ગાળો છો, તે જ મહત્ત્વનું છે. જેવી રીતે ગરૂડ ખીણમાં ઉતરી આવે, તેવી રીતે આ કેમ્પમાંથી તમારે સત્ય નિશ્ચય સાથે, ઉત્સાહ સાથે, આનંદની ખુમારી સાથે બ્હાર જવું જોઈએ કે જેથી તમે બદલાશો અને તમે જે બીનમહત્ત્વની વસ્તુ-ઓ મનુષ્યની આસપાસ આવેલી છે, અને જે તેના પર મર્યાદા મૂકે છે અને તેને અશુદ્ધ બનાવે છે, અને જ્યાં

જ્યાં મનુષ્ય હોય ત્યાં શોક અને દુઃખ પેદા કરે છે, તે સર્વ વસ્તુઓનું ઉત્મૂળન કરશો.

સંભાળપૂર્વકની સાવધતાથી, બારીક નિરીક્ષણથી અને પૃથક્કરણથી અને જે આત્મા ઉપર બધી વસ્તુઓનો આધાર છે, અને જેમાંથી બધાં રૂપાંતરો થાય છે, તે આત્માના સ્વનિયમનથી તમારે આ કામ કરવું જોઇએ. આ કેમ્પમાંથી તમારે સાથે લઇ જવા લાયક વસ્તુઓ એ છે કે તમારે વધારે નિશ્ચયવાળા થવું, તમારે વધારે ઉત્સાહી થવું, વિચારોના સઘળાં દ્વારો-તેનાં ગુપ્ત સ્થાનો શોધી કાઢવાં અને તે શુદ્ધ કરીને આત્માને નિશ્ચયાત્મક શુદ્ધ બનાવવો કે જેથી તમે બીજાઓને આનંદ, સુખ અને સાચી સમજ આપી શકો. તેથી હું તમને બધાંને સુખી પ્રયાણ ઇચ્છું છું અને આશા રાખું છું કે આવતે વર્ષે આપણે ભેગા મળીશું, ત્યારે દરેકમાં વધારે નિશ્ચય હશે, વધારે ઉત્સાહ હશે, પણ દરેકનું હાસ્ય જુદા પ્રકારનું હશે, દરેકની ચાલવાની ગતિ જુદી હશે, અને પોતાના પ્રમાણિકપણાની અને પોતાના બળની જુદી જ શ્રદ્ધા થયેલી હશે.



# જીવનના પ્રશ્નો.

૧૮ મી જુલાઈ ૧૯૨૯

મેં પ્રથમ કહ્યું છે તેમ હું જણાવવા માગું છું કે જે હું કહું છું તે નવો સિદ્ધાંત નથી કે જેનો અસંખ્ય સિદ્ધાંતો, તત્ત્વજ્ઞાનો અને વિચાર પદ્ધતિઓમાં ઉમેરો કરી શકાય. તેને તે સાથે કાંઇ સંબંધ નથી. હું તો તેને જીવન કહું છું. સમગ્ર વસ્તુ કહું છું. અત્યારે તે હું જીવી રહ્યો છું તે માટે હું કહું છું કે તે સર્વ જીવનનું સત્ત્વ છે, સર્વ જીવનની પૂર્ણાહુતિ છે, સર્વ જીવનનું પુષ્પ છે. હું મારા જીવનની પૂર્ણતા વિષે બોલું છું કે તે સર્વનું જીવન છે. માટે જે હું કહું છું તેને મનથી વિચારવા યોગ્ય સિદ્ધાંત કે હૃદયથી આનંદ પામવા યોગ્ય લાગણી વિષયક ખુમારી સમજતા ના.

હું જે મને સત્ય લાગ્યું છે અને જે હું જીવી રહ્યો છું, તે વિષે બોલું છું. પણ તમને તે તદ્દન વિદેશી લાગે છે, કારણ કે તમે સિદ્ધાંતોમાં, માન્યતાઓમાં અને વિચારશ્રેણીઓમાં રમો છો, અને તે દ્વારા વિકાસ કરવા માગો છો. હું જે કહું છું તેને મૂળતત્ત્વે જીવન સાથે દરરોજના જીવન સાથે સંબંધ છે. તે જીવન પરિપૂર્ણ થવું જોઇએ. આ મારો સંદેશ અમુક થોડાને માટે નથી, પણ બધાને માટે છે.

જ્યારે હું "જીવન" એ શબ્દ વાપરૂં છું, ત્યારે હું

તેને પણ ખાસ અર્થમાં વાપરૂં છું. અમુક ભાગનું–તમારૂં કે મારૂં જીવન નહિ, પણ જે જીવન સમગ્ર છે, જેમાં તમારૂં અને મારૂં જીવન સમાઇ જાય છે, જે બધી વસ્તુઓનું મૂળ છે, જે ચળ છે અને અચળ છે, જે ક્ષણિક છે અને શાશ્વત છે, તે જીવન એ સર્વસ્વ છે. જે જીવન બધી વસ્તુઓનું બીજ છે, તેણે મનુષ્ય અને દેવને બનાવ્યા. ઉન્નત થયેલો અને મુક્ત મનુષ્ય તે પ્રભુ અને પ્રભુ એટલે શાશ્વત તત્ત્વ સાથે—જીવન સાથે એકતા ધરાવનાર મનુષ્ય. મનુષ્યનું કામ એ છે કે તેણે પોતાને "હું" ને—આત્માને શાશ્વત તત્ત્વ સાથે એકતાર કરવો. આ એકતારતા ધ્યાન દ્વારા કે તત્ત્વજ્ઞાન દ્વારા થઇ શકે નહિ, પણ ચાલુ પ્રયત્ન દ્વારા, સંયમ દ્વારા અને વળી સતત યુદ્ધદ્વારા તે એકતારતા સ્થાપી શકાય. પણ ઉપર પ્રમાણે વર્તવા તમે તૈયાર નથી. જે ક્ષણિક તત્ત્વ હરેકમાં છે તેની, અને જે શાશ્વત તત્ત્વ હરેકમાં છે તેની વચ્ચે આ એકતારતા સ્થપાવી જોઇએ.

જીવન મનુષ્યને ઉત્પન્ન કરે છે, અને તેને સર્વથા સ્વતંત્ર, ચળ સ્વભાવનો, મર્યાદિત અને સંયોગોનો ગુલામ બનાવે છે. તે સ્વતંત્ર હોવાથી, અને છુટો હોવાથી તે પોતાની મેળે પસંદગી કરે છે, પણ શક્તિના અભાવે તેમજ મહત્ત્વની વસ્તુના અજ્ઞાનને લીધે તે પોતાની આસપાસની ક્ષણિક વસ્તુઓને પસંદ કરે છે.

જો તમે તમારી પોતાની તરફ નજર કરશો તો તમને જણાશે કે તે તમને હરેકને લાગુ પડે છે. જો તમે તમારી અંદર તપાસ કરશો તો તમને જણાશે કે ત્યાં ચળ "હું"

અને અચળ "હું" રહેલાં છે. આ બે શબ્દોને જીવાત્મા અને શુદ્ધાત્મા એવાં નામ આપીને ખુશી થતા ના. હું જે કહું છું તે બાબત કરતાં તે બે શબ્દોના સંબંધમાં તમે કાંઈ વિશેષ જાણુતા નથી. જો તમે તમારી અંદર તપાસ કરશો તો તમને જણુાશે કે તમારી અંદર ચળ-અસ્થાયી અને ચાલુ બદલાતો આત્મા છે. શું તેમ નથી? તેમજ તમારી અંદર તેજ વખતે શાશ્વત, અચળ, ચોકસ, શાંત અને નિષ્ક્રિય આત્મા છે. તે આત્મા વિષે તમે કાંઈ જાણુતા નથી.

આ પ્રમાણે બે તત્ત્વો છે, અને દરેકનું કામ આ ચળ અને બદલાતા આત્માને અચળ શાંત અને સર્વગ્રાહી બનાવવાનું છે. એટલે કે તમારે આ ચળ આત્માને અચળ બનાવવો. કારણુ કે જે અચળ આત્મા છે, તેને તમે ચળ બનાવી શકો નહિ. તમે શાશ્વત આત્માને અસ્થિર બનાવી શકો નહિ. પણુ તમારે શુદ્ધિ વડે, ચાલુ યુદ્ધ વડે, ના પાડીને, ત્યાગથી, અને ચાલુ પ્રયત્નથી તમારે આ ચળ આત્માને બદલીને અચળ રૂપમાં લાવવો જોઇએ. તમે શાશ્વત આત્માને અસ્થિર રૂપમાં લાવી શકો નહિ, તમે શાશ્વત આત્માને પ્રગતિમાન અને ચળ આત્મા સાથે એકતાર કરી શકો નહિ. તેથી હવે તમારે પ્રગતિમાન અને ચળ આત્માને શાશ્વત રૂપમાં ફેરવવા પ્રયત્ન કરવો.

અત્યારે તેથી ઉલટું દરેક મનુષ્ય જે શાશ્વત તત્ત્વ છે, તેને ક્ષણિક બનાવવાને પ્રયત્ન કરી રહ્યો છે. તમે બધા પ્રકારનાં દુઃખો, યુદ્ધો, શોકના પ્રસંગોથી દુર ભાગવા માંગો

છો, રૂપાંતર કરવાને બદલે તેનાથી આઘા જવા માગો છો, તેથી તમે આરામના આશ્રય સ્થાનો, તત્વજ્ઞાનો, દેવો, મંદિરો, દેવળો અને ધર્મોને ઉભાં કરો છો. તમે તમારા શોકને જતો કરવા, ભૂલી જવા અને અનંતતામાં ઝંપલાવા માગો છો. પણ તમે તેમ કરી શકશો નહિ. કારણ કે જ્યાં અશુદ્ધિ છે, ત્યાં નિશ્ચયાત્મક શુદ્ધિ રહી શકે નહિ. જ્યાં અપૂર્ણતા છે, ત્યાં પૂર્ણતાનું રાજ્ય ચાલી શકે નહિ. માટે તમારે તે પ્રગતિમાન, ચલ, અને ચાલુ બદલાતા "હું"ને અચળ, સ્થાયી, સર્વરક્ષી, સર્વગ્રાહી, નિર્વિકારી શાશ્વત "હું"માં ફેરવી નાખવો જોઈએ કે જે શાશ્વત "હું" 'સત્' કે 'અસત્' નથી, જે 'જ્ઞાન' અને 'અજ્ઞાન' નથી.

કેવળ સાધ્યની પ્રાપ્તિમાં નહિ, પણ રૂપાંતરની ક્રિયામાં સત્ય રહેલું છે. છેવટની પૂર્ણતામાં નહિ, પણ શાશ્વતતત્ત્વ તરફ જવાની ક્રિયામાં સત્ય આવેલું છે. છેવટની પૂર્ણતા તો સ્વાભાવિક છે, ચાલુ પ્રયત્નનું ફળ છે. પ્રગતિમાન આત્માને શાશ્વત અચળ આત્મા બનાવવાની ક્રિયામાં તમારે સત્યને, જીવનને, મુક્તિને શોધી કાઢવી જોઇએ. માટે તમારે પ્રગતિમાન્ આત્મા તરફ લક્ષ આપવું જોઇએ અને તેની સંભાળ રાખવામાં, અને તેને શુદ્ધ, પ્રબળ, નિર્મળ, પોતાની અંદર સંપૂર્ણ, માયાથી સર્વથા છૂટો કરવામાંજ શાશ્વત એકતારતા રહેલી છે.

આ પ્રમાણે પ્રસ્તાવના થઇ રહ્યા પછી કૃષ્ણમૂર્તિએ તેમના સંભાષણમાંથી ઉદ્દભવેલા કેટલાક પ્રશ્નો લઇને તેનો નીચે પ્રમાણે જવાબ આપ્યો હતો.

**પ્રશ્ન**—પ્રગતિમાન આત્મા અને શાશ્વત આત્મા વચ્ચે કેવા પ્રકારનો સંબંધ તમે કલ્પો છો? શા માટે પ્રગતિમાન આત્મા શાશ્વત આત્મા થવા ઇચ્છે છે?

**ઉત્તર**—તમે શા સારૂ સુખી થવા માગો છો? તમે શા સારૂ મુક્ત થવા ઇચ્છો છો? તમે જે કાંઇ કરો તેમાં શા સારૂ તમે એકતાને માગો છો? શોક પૂર્ણ, દુઃખ પૂર્ણ અને ચાલુ પ્રયત્ન કરતો "હું" શા માટે શાંત, સ્વસ્થ, સમતોલ અને સમત્વભાવવાળા તત્ત્વને ઇચ્છે છે? તમે શોક અને દુઃખ ઉપર જય મેળવવા માગો છો અને તમારી અંદર જે તત્ત્વ નિશ્ચયાત્મક શુદ્ધ અને તેટલા માટે સુખપૂર્ણ છે, જે બંધનકર્તા નથી અને જે મુક્ત છે, તેવું તત્ત્વ સ્થાપવા માગો છો.

**પ્રશ્ન**—શું "સરળ સંબંધ" એટલે પ્રગતિમાન "હું"નું શાશ્વત "હું" જોડે મળી જવું તે?

**ઉત્તર**—તમને "સરલ સંબંધ" એ શબ્દો ગમે છે, પણ તે શબ્દોનો તમારે મન કાંઈ અર્થ નથી. તે એટલું સહેલું લાગે છે કે દરેક મનુષ્ય એમ ધારે છે કે તે તે પ્રાપ્ત કરી શકે. "સરલ સંબંધ" ઘણો અઘરો છે, કારણ કે સરલ થવામાં **બાલોચિત** બુદ્ધિ નહિ પણ **અસાધારણ** બુદ્ધિની જરૂર પડે છે. હું બેડોળપણાને સરલતા કહેતો નથી, પણ સંસ્કૃતિની સરલતા કે જેમાં બ્હારનાં સાધનોની ઓછી ઓછી જરૂર પડતી રહે. તે સરલતા બહુ દુઃખ, બહુ શોક અને બહુ સમજનું પરિણામ છે. પ્રશ્ન એ છે કે, "પ્રગતિમાન "હું" અને શાશ્વત 'હું' ની વચ્ચેનો

સંબંધ તેને પ્રગતિ કહો છો?" અલબત, પણ તમે તમારા મિત્રો સાથે એકતાર થાઓ, તમારા પડોશીઓ સાથે મિત્ર ભાવ રાખો અથવા જેઓ અતિ બુદ્ધિશાળી છે અથવા તો પુરતા બુદ્ધિશાળી નથી, તેવા તરફ તમે સહનશીલતા દાખવો તે પૂર્વે તમે શાશ્વત તત્ત્વ સાથે સંબંધ રાખવા માગો છો. આ એકતા-સંબંધ પ્રાપ્ત કરવા માટે તમારી અંદર સમત્વ પેદા થવું જોઇએ. તમે આ વસ્તુ બહુ દૂર હોય એમ માનો છો, પણ તે દૂર નથી તેમ પાસે પણ નથી.

**પ્રશ્ન**—શાશ્વત "હું" અને જીવન શું એક છે?

**ઉત્તર**—હા છે.

**પ્રશ્ન**—જો સત્ય સાધ્યની પ્રાપ્તિની ક્રિયામાં હોય તો પૂર્ણતા પણ ધીમે ધીમે વધતી જાય છે. શું પૂર્ણતા વધારે ને વધારે પૂર્ણ બનતી જાય છે?

**ઉત્તર**—મારા દૃષ્ટિ બિન્દુથી નહિ. ચારિત્રની પૂર્ણતાનો આગળ વધવાનો સ્વભાવ નથી. બીજું કાંઇક તત્ત્વ આગળ વધે છે. તે આ પ્રમાણે છે. આત્માજ-મન અને લાગણીઓ-જ્યાં સુધી શાશ્વત તત્ત્વ સાથે એક ન થાય ત્યાં સુધી વિકાસ પામ્યા કરે છે. તમે કોઈ તરફ ચાલ્યા જતા હો, ત્યાં સુધી પ્રગતિ છે, પણ જે વસ્તુ તરફ તમે જતા હતા, તે વસ્તુમાં તમે પ્રવેશ કરો એટલે એક જાતની પ્રગતિ અટકે છે, અને બીજી જાતની પ્રગતિ-બીજી જાતની પૂર્ણતા-નો આરંભ થાય છે. જ્યાં સુધી તમે શાશ્વત તત્ત્વ તરફ જતા હો છો, ત્યાં સુધી પૂર્ણ

થવાની ઇચ્છા રહે છે. પણ જ્યારે તમે શાશ્વત તત્ત્વ સાથે એકતાર થાઓ, ત્યારે અત્યાર સુધી જેવી તમને ટેવ પડી હતી, તેવી પ્રગતિમાન પૂર્ણતા બંધ થઇ જાય છે. તમે મર્યાદિત મનથી તથા મર્યાદિત હૃદયથી આ પળે દરેક બાબતને તપાસો છો, તેથી તમને દરેક બાબત—અપૂર્ણ કે પૂર્ણ—શુભ કે અશુભ, પ્રગતિ કરતી લાગે છે. તમારૂં મન મર્યાદાની દૃષ્ટિએ તોલ બાંધે છે. જ્યારે હું અમર્યાદિત શાશ્વત તત્ત્વ વિષે બોલું છું, ત્યારે જેનું શબ્દોમાં વર્ણન ન થઈ શકે તેવી બાબતને તમે "પ્રગતિમાન પૂર્ણતા" "મર્યાદા" એવા શબ્દો લાગુ પાડો છો. છેવટે તો હું જેનું વર્ણન કરૂં છું, તે તમને તો એક જાતની લાગણી રૂપ લાગે. તે તમને અચોકસ લાગે. તમે તે સંબંધી દલીલો કરી શકો નહિ, તમે તે સમજાવી શકો નહિ, પણ જ્યારે તે તમારા પોતાના જ્ઞાન રૂપ થશે, જ્યારે તમને તેની પૂર્ણ ખાત્રી થઇ હશે, ત્યારે તમે તેની ચર્ચા કરશો નહિ. તમે તે સંબંધી વાતો કરશો નહિ, કે શંકા ઉઠાવશો નહિ. કારણકે કોઇ પણ મનુષ્ય તમને તે સંબંધમાં અચોકસ બનાવી શકશે નહિ.

**પ્રશ્ન**—જે શાશ્વત તત્ત્વ સાથે એકતાર નથી તેવો પ્રગતિમાન "હું" સામાજીક સ્થિતિઓનો વિરોધી હોય છે. શાશ્વત તત્ત્વ સાથે એકતાર થયા પછી પણ જો કે તે સમાજની જરૂરીઆતો પ્રકટ કરતો હોય છે, તે છતાં તે વિરોધી હોય એમ લાગે છે.

**ઉત્તર**—તેનો અર્થ એજ કે, જ્યાં સુધી "હું" શાશ્વત તત્વ સાથે એકતા પામ્યો નથી ત્યાં સુધી સામા-

જીક સ્થિતિ સાથે તેનો વિરોધ હોય છે, પણ જ્યારે તે "હું" શાશ્વત તત્ત્વ સામે એકતા પામે છે, તે વખતે જો કે જગતની સામાજીક અને આર્થિક સ્થિતિની સામે તે વિરોધ દર્શાવતો ભાસે છે, છતાં શું તે સમાજની જરૂ-રીઆતો પ્રકટ કરતો નથી?" જ્યાં સુધી તમે વ્યકિત તરીકે શાશ્વત તત્ત્વ સાથે એકતાર થયા નથી, ત્યાં સુધી સ્વાભાવિક રીતે તમે બાહ્ય સંયોગોની સામે થાઓ છો, બાહ્ય સંયોગો સાથે વિરોધ ધરાવો છો. સત્તાથી, ભયથી અથવા મહત્વાકાંક્ષાથી કોઇએ તમારા પર બ્હારથી નાખેલી દરેક બાબતની સામે તમારામાં બંડ વૃત્તિ પ્રકટે છે. સમાજ, સામાજીક સ્થિતિ અને મનુષ્ય જાતિ જે વસ્તુઓ તમારા પર મૂકે, તેની સાથે જો તમારા હૃદયમાં બળવો કરવાની વૃત્તિ હોય તો જ્યારે તે શાશ્વત તત્વ સાથે તમે એકતા અનુભવશો, ત્યારે પણ તમે વધારે બળવો ઉઠાવશો, પણ તમે તો સામાન્ય વસ્તુઓ સામે પણ બંડ ઉઠાવતા નથી. તમે ડરો છો. તમને આ બાબતની ખરી ધગશ લાગી નથી. જે વસ્તુઓ બીનમહત્વની છે, તે બાબતમાં તમે તીવ્રરસ લો છો. તમે બાળોચિત વસ્તુઓમાં ઘણું ડહાપણ મેળવ્યું છે. શાશ્વત તત્ત્વની સાથે એકતા અનુભવવાથી જેઓ બીનમહત્ત્વની વસ્તુઓ સામે બંડ ઉઠાવે તેવા પ્રબળ આત્માઓની જરૂર છે, અને તમે અમુક બાબતો સાથે એકતાર નથી તેથી તેની સામે બંડ ઉઠાવો તેના કરતાં શાશ્વત તત્ત્વ સાથે એકતા અનુભવનારની બંડ ઉઠાવવાની વૃત્તિ ઘણી સુંદર અને મહત્ત્વની છે.

જ્યારે તમે શાશ્વત તત્વ સાથે એકતાર થાઓ,

ત્યારે તમે મનુષ્યોને બદલવા માગો છો, તમે દરેક વસ્તુને બદલવા માગો છો, તે વખતે તમારામાં સ્પષ્ટ રીતે જ્વાળા પ્રકટે છે. જેઓ પોતાના ક્ષુદ્ર દેવતાઓ અને મીણબત્તીઓના સંબંધમાં અથવા તો પોતાના નજીવા ધંધાના સંબંધમાં ખંતીલા હોય, તેવા નહિ, પણ ઉપરની બાબતમાં જેઓ ધગસવાળા હોય તેવા એક ડઝન માણસો મને મળે એમ ઈચ્છું છું. ખરૂં બંડ ઉઠાવવાને અને શાશ્વત તત્ત્વ સાથેની એકતાથી જન્મેલી હેતુની ખુમારી પ્રકટાવવાને પ્રગતિમાન "હું" સઘળા બાહ્ય સંયોગોની સામે બંડ ઉઠાવનાર હોવો જોઇએ. એનો અર્થ એજ કે તમારે ચાલુ જાગ્રત રહેવું અને સ્વભાન ધરાવવું.

**પ્રશ્ન**—જો દરેક મનુષ્ય જીવનની એકતા જાણે અને અનુભવે, અને આંતર અવાજ જે જીવનનો અવાજ છે, તે અવાજ પ્રમાણે જીવન ગાળે તો સઘળી મર્યાદાઓ ખસી જાય અને જે સુખ વિષે તમે બોલો છો તે સુખનો તે અનુભવ કરી શકે, એવું શું તમે માનો છો ?

**ઉત્તર**—વળી તમે પાછા રહસ્ય તરફ ઢળો છો. જીવનને કોઈ પણ જાતનો અવાજ નથી. તે આંતર અવાજ તે તમારા અનુભવનો અવાજ છે. જીવન તમને સમગ્ર જીવન તરફ જવાને સ્વતંત્ર રહેવા દે છે. જીવન વ્યક્તિના સંબંધમાં બીલકુલ લક્ષ દેતું નથી. તમે આ બાબતને એક ઘાતકી મત તરીકે માનતા ના. જો જીવન તમારી બાબતમાં લક્ષ આપતું હોય તો તમે તદ્દન જુદાજ મનુષ્ય બની જાઓ, તમે હૃદયથી મનથી અને શરીરથી પૂર્ણ

થઇ જાઓ. આંતર અવાજ તમારા પોતાના અનુભવનું ફળ અને પરિણામ છે, અને તેજ આંતર પ્રેરણા છે.

**પ્રશ્ન**—શું શાશ્વત "હું" નું દર્શન ધીમે ધીમે થાય છે કે એકજ સપાટે વીજળીના ચમકારાની માફક થાય છે?

**ઉત્તર**—શું સૂર્ય ચમકારાની માફક એકાએક પ્રકાશ આપે છે? શું સૂર્ય એકાએક મધ્યાકાશમાં ઉગે છે? શું વસંત ઋતુ તેનાં મનોહર પાંદડાઓ સાથે એકદમ ખીલી નીકળે છે? અથવા તો શું એકાએક અંધકાર થઇ જાય છે? તમે એકદમ શાશ્વત તત્ત્વનાં દર્શન થાય એમ ઇચ્છો છો. તે રીતે થઈ શકે નહિ. તેથી ઉલટું તે ચાલુ હંમેશની ક્રિયા છે. એક પછી એક છાયા ઉપડે છે, પ્રકાશ પછી પ્રકાશ આવે છે, દુઃખ પછી દુઃખ અને સુખ પછી સુખના પડદા ઉપડયા જ કરે છે.

**પ્રશ્ન**—જે "હું" ને વિષે આપણને માહીતી છે તે –પછી તેનો વિકાસ ગમે તેટલો થયો હોય તો પણ,–પ્રગતિમાન્ હું છે?

**ઉત્તર**—ખરેખર તમને શાશ્વત "હું"નું જ્ઞાન નથી, તમને તો પ્રગતિમાન્ "હું"નુંજ જ્ઞાન છે.

**પ્રશ્ન**—સઘળી બીનમહત્ત્વની બાબતોથી સર્વથા છુટા પડયા પછીજ શું ખરી પ્રગતિ થાય છે?

**ઉત્તર**—જ્યારે પ્રગતિમાન્ "હું" સમયાતીત "હું"માં ભળવા તૈયાર થાય છે, ત્યારે ખરી પ્રગતિની શરૂઆત થાય છે. તમે બીનમહત્વની વસ્તુઓથી કેવી રીતે પાછા હઠો છો? તે બધી વસ્તુઓની મૂર્ખતા અને બાળીશતા સમજીને. પણ

તે મૂર્ખતા અને બાળીશતા સમજવાની સ્થિતિએ તમે કેવી રીતે આવો છે? વિચારથી, દુઃખથી, તપાસથી, અભ્યાસથી અને બહુજ લાગણીથી તે સ્થિતિએ આવો છો.

**પ્રશ્ન**—આપણે મુક્તિ પ્રાપ્ત કરીએ તે પૂર્વે "હું" ને કેળવવાનું સંભવિત છે?

**ઉત્તર**—તે સંભવિત છે, પછી તો કેળવવાની જરૂર જ રહેતી નથી. વળી પાછા તમે "હું" ને અત્યારે કેળવવાની બાબતને જતી કરવાની ઇચ્છા રાખો છો. ખરેખર તમને સાચી ધગસ નથી.

મેં મારા પ્રથમના વ્યાખ્યાનોમાં આત્માના શાશ્વત અને પ્રગતિમાન એવા બે વિભાગ પાડયા હતા. આ વિભાગ એક બીજો સિદ્ધાંત કે નવું તત્ત્વજ્ઞાન દાખલ કરવા માટે કરવામાં આવ્યા ન હતા, પણ જેવી રીતે આ બાબત મને સ્પષ્ટ છે, તેવી રીતે તમને સ્પષ્ટ થાય, તેવી સગવડ ખાતર મેં આ વિચારો રજુ કર્યા હતા. માટે તેને અમુક પદ્ધતિમાં ગોઠવતા ના. અથવા તેમાંથી નવી તત્ત્વવિદ્યા ઉપજાવી કાઢતા ના. આ બાબત ટોળામાં કે સામટાં જોવાની નથી, પણ દરેક મનુષ્યે પોતાને વાસ્તે સ્પષ્ટ રીતે જોવી જોઇએ. મુક્તિ એ દરેક વ્યક્તિએ પ્રાપ્ત કરવાની છે, એ વ્યક્તિનું લક્ષ્ય છે. જો તમે તેનું તત્ત્વજ્ઞાન બનાવો, અથવા તેમાંથી કોઈ વિચારપદ્ધતિ અથવા અમુક સિદ્ધાંત બનાવો તો તમે તે બધાને લાગુ પડે તેવું બનાવો છો, પણ ખરી રીતે તે લાગુ પડી શકે તેવું નથી. તે તો

વ્યક્તિને થયેલું દર્શન છે, સ્પષ્ટ સમજવાને વ્યક્તિગત આંતર યુદ્ધ અને પ્રયત્ન છે.

મુક્તિ એ આખી મનુષ્ય જાતિનું સાધ્ય છે, અને તેથી તે અલગ રીતે દરેક વ્યક્તિ માટેનું છે. તમારે સઘળાં પાંજરાઓમાંથી મુક્ત થવું જોઈએ. હું જે કહું તેમાંથી જે પાંજરૂં બનાવો, તેમાંથી પણ તમારે મુક્ત થવું જોઇએ. તમે મારાં શિક્ષણોને પણ, તમને દુઃખ આપે એવી કેટલીક વસ્તુઓથી દૂર ભાગવાને, પાંજરા કે ટેકા તરીકે વાપરશો. પણ હું જે કહું છું તેને પાંજરા રૂપ કે ટેકા રૂપ બનાવશો તો તમે પહેલા હતા તેવાજ ગુલામ અને મુક્તિથી દૂર હશો. તમારી જાતે આ વસ્તુ બરાબર સમજો અને તમારા આંતર દર્શનથી એવો પ્રયત્ન કરવાને તમારી જાતને ઉત્તેજન આપો કે જેથી તમારૂં આંતર દર્શન વધારે સ્પષ્ટ થાય અને તમારામાં સમજશક્તિ અને યોગ્ય રીતે ગ્રહણ કરવાની બુદ્ધિ ખીલી નીકળે.

હું તમને કહી રહ્યો છું કે જીવન સર્વસ્વ છે, જીવન મુક્ત અને અમર્યાદિત છે, જીવનમાં બધી વસ્તુઓનું બીજ છે, અને જીવન વિશ્વવ્યાપી અને શાશ્વત હું છે; જે કોઇ દિવસ શબ્દોમાં ન મૂકી શકાય, તેવી વસ્તુને વર્ણવવાને હું પ્રયત્ન કરૂં છું, માટે તેનો અમુક સિદ્ધાંત બનાવી દેતા ના.

જે જીવન સ્વતંત્ર અને અમર્યાદિત છે, જે સર્વગ્રાહી છે, છતાં જે પોતાનામાં કાંઈ પણ અશુદ્ધ, વિકારી અને અપવિત્ર તત્ત્વને દાખલ કરી શકે નહિ, તે જીવનની સ્થિતિએ પહોંચવાને તમારે વ્યક્તિ તરીકે—જીવનથી જુદા "હું"

એ—તમારી અંદર સમત્વ ઉત્પન્ન કરવું જોઇએ, અને આ રીતે મુકત જીવન જોડે એકતા પ્રાપ્ત કરવી જોઈએ. બીજા શબ્દોમાં કહીએ તો, તમારે વ્યકિત તરીકે—પછી તે પ્રગતિમાન "હું" હોય કે સર્વગત "હું" હોય તે બીનમહત્વનું છે—નિશ્ચયાત્મક શુદ્ધ બનવું જોઇએ. સત્યને દાબી દેવાય નહિ. જીવન નીતિના નિયમોથી, પૂજાઓથી, દેવો કે મંદિરોથી મર્યાદિત બનાવી શકાય નહિ. માટે તમારે વ્યકિતગત "હું" તરીકે આશ્રયની અને આરામની મર્યાદાઓ તજી દેવી જોઇએ, અને આ પ્રમાણે તે વસ્તુઓને જતી કરીને તમારી અંદર સમત્વ સ્થાપન કરવું જોઇએ.

તમારે તમારા પોતાના નિયામક થવાનું છે, અને સઘળી બાહ્ય સત્તાઓથી અને સઘળા પ્રકારના ભયથી મુકત થવું જોઇએ. તમે તમારે પોતાને માટે સર્વથા જવાબદાર છો, માટે તમારે આ જીવનની પૂર્ણતાનું દર્શન કરવું જોઇએ, અને તે પૂર્ણતા જેને હું મુકિત કહું છું, તેમાંથી તમારે બીજાના કહેવા પ્રમાણે નહિ પણ તમારી જાતે તમારે વાસ્તે નિયમો ઘડવા જોઇએ. છેવટે તો મારે શું કરવું અને શું ન કરવું તે તમે મને કહી શકો નહિં, તેમજ તમારે શું કરવું અને શું ન કરવું તે હું કહેવા માગતો નથી. પણ જો તમે દુઃખ ભોગવ્યું હોય, જો તમે નિરીક્ષણ કર્યું હોય, જો તમે દુઃખમાં, એકલાપણાના—એકાંતના ભાવમાં હો અથવા તો મોટા મનુષ્યોની સોબતમાં હો તો તમે બધા જાણો છો કે સર્વ જીવન—વ્યકિતગત જીવન તેમજ તમારી આસપાસ આવેલું જીવન—છેવટે તે જીવનમાં

ભળે છે કે જે સત્–છે અને જેને આદિ કે અંત નથી. તેને છેવટનું સાધ્ય જાણીને તમે તમારામાં યોગ્ય આંતર દર્શનને આંતર ગુણ ખીલવી શકો, કે જે ગુણ તમારો નિયામક થશે.

એકજ રીતે તમે મુકત થઈ શકો, તમારે સંયોગોથી, રૂઢીઓથી તેમજ બીજાઓ શું કરે છે કે વિચારે છે, તેથી બ્હીવાની જરૂર નથી. જો તમે ચોકસ હો, અને આ ચોકસતા સાચી સમજથી જન્મી હોય, અને આ સાચી સમજનું બીજ અમરપણામાં અથવા મુકિતમાં હોય કે જેમાં સર્વ જીવને આવવું જ જોઇએ, તો તે ચોકસતામાંથી તમને સીધી રીતે ચાલવાની શકિત મળશે. પછી તમારે ડર ખાવાની જરૂર નથી. પછી તમારે સિદ્ધાંતો કે તત્ત્વજ્ઞાનો ઉભાં કરવા તરફ લક્ષ આપવાની જરૂર નથી. તે મુકિતનું દશન પ્રાપ્ત કરવાને તમારે એક પછી એક બીનમહત્ત્વની બાબતનો ત્યાગ કરવાની ક્રિયામાં પસાર થવું જોઇએ. જયારે હું કહું છું કે "તમારે પસાર થવું જોઇએ" ત્યારે હું તમને કહું છું, તે ઉપરથી તમે તેમ કરતા ના. તમે સમજવા માટે અત્રે આવ્યા છો. તમે એમ ધારો છો કે મેં સાધ્યની પ્રાપ્તિ કરી છે, અને હું તમને મદદ કરી શકું, માટે તમે અહીં આવ્યા છો. હું તમને મદદ કરી શકું નહિ, પણ હું તમને સાધ્યનું દર્શન સ્પષ્ટ કરી શકું કે જેથી તમે તમારા પોતાના બળથી અને તે વાસ્તેના તમારા પ્રયત્નથી મુકત અને અમર્યાદિત મનુષ્યો બની શકો. તમારી અનેક ગુંચવણોની સાથે તમને તે જીવનનું

દર્શન થઈ શકે નહિ, અને તે દર્શનવિના તમે કાંઇ પણ કરી શકો નહિ. સઘળી બીનમહત્ત્વની અને અનુપયોગી વસ્તુઓનો ત્યાગ કરતાં શું તમને અટકાવે છે, તે હું સમજી શકતો નથી. તમે આ કામ કેવી રીતે કરવા માગો છો તે તમારે જાતે શોધી કાઢવું જોઇએ, નહિ તો હું જે કહું છું તે તદ્દન નકામું જશે, તે એક બીજો ટેકો ઉભો કરશે. જુના ટેકાને બદલે તમારે નવો ટેકો થશે.

છેવટે આ બાબતમાં હેતુ વાસ્તેના દ્દઢ નિશ્ચયની જરૂર છે. જ્યારે તમે પૈસા પાછળ કે પ્રેમ પાછળ કે મોજશોખ પાછળ જાઓ છો, ત્યારે તમે ચાલુ તેનો વિચાર કરતા હો છો, તમે ઉશ્કેરાયેલા હોછો અને તમે તે પ્રાપ્ત કરવાનાં સાધનો અને રસ્તાઓ ખોળી કાઢો છો, પણ જેના વિષે હું બોલું છું તે તો ખરેખર સર્વ પ્રકારના મોજશોખ, સર્વ પ્રકારના પ્રેમ અને સર્વ પ્રકારની દોલત કરતાં વધારે મહત્ત્વનું છે, અને જો તે મેળવવા યોગ્ય તમને લાગતું હોય તો તમારે તે મેળવવાનાં સાધનો અને રસ્તાઓ શોધી કાઢવા જોઇએ, તમારે ચાલુ સાવધ રહેવું જોઇએ, અને તમે જે કાંઈ કરો તેમાં તમારે જાગ્રત રહેવું જોઇએ.

**પ્રશ્ન**—કેટલાક લોકો તમારા જીવન સંબંધીના શિક્ષણોની બાબતમાં શંકા ઉઠાવે છે. તેઓ કહે કે જીવન હમેશ આકારોમાં પ્રકટ થાય છે. તેઓ કેવળ શુદ્ધ જીવનનો (આકાર વિનાના જીવનનો) ખ્યાલ લાવી શકતા નથી. હવે મને લાગે છે કે જીવન અને આકાર પરસ્પર વિરોધી નથી, કારણ કે જીવન તો આકારવાળું કે આકાર વગરનું નથી,

પણ તેની દરેક પળે બદલાતી, અને દરેક પળે નવી થતી સ્થિતિમાં આકાર ધારણ કરે છે. જ્યારે જીવન સ્થિર બેસે છે, ત્યારે તે સ્થિર થવાના ભ્રમમાંથી આકાર જન્મે છે. આ શું તમારા દૃષ્ટિબિન્દુ સાથે મલતું આવે છે?

**ઉત્તર**—અમુક અંશે. મારે મન તો આકાર અને જીવન, ચેતન અને જડમાં ભેદ નથી. તે બધાં એક છે. આકાર એ જીવનનું પ્રકટ સ્વરૂપ છે. જો જીવન પ્રબળ, શક્તિવાળું, વળી શકે તેવું, ઉત્સાહી, અને સર્વથા અને સર્વ રીતે સ્વતંત્ર ન હોય તો તમારા આકારો મર્યાદિત બને છે, માટે તમારે તો જીવન સંબંધમાં લક્ષ આપવું એટલે આકારો પોતાનું કામ કરી લેશે.

**પ્રશ્ન**—તમે કહો છો કે તમે જે માર્ગ બતાવો છો તે ટુંકામાં ટુંકો છે. ઇતિહાસમાં ઘણા થોડા મનુષ્યોએ આ રસ્તો શોધી કાઢયો છે, તેનું કારણ શું?

**ઉત્તર**—હું જે કહું છું તેનો પ્રયોગ કરવાને, તે પ્રમાણે અખતરો કરવાને તમારામાંથી કેટલા તૈયાર છે? બહુજ થોડા. આથીજ ઇતિહાસમાં પણ આ માર્ગે ચાલનારા ઘણા થોડા મળી આવે છે. છેવટે તો મનુષ્ય સામાન્ય મનુષ્યની માફક સામાન્ય બીન મહત્વની અને દરરોજની વસ્તુઓમાં પસાર થયા પછી સાધ્યને શોધી કાઢે છે. પણ જ્યારે તે સાધ્યની પ્રાપ્તિ કરે છે, ત્યારે તેને જણાય છે કે આ બધી ક્ષુદ્ર અને બીનમહત્વની વસ્તુઓ બીનજરૂરી છે અને તેથી તે બીજાઓને કહે છે કે, "તમે આ બાબતો કરતા ના." પણ ઘણા જ થોડા તેનું સાંભળે છે. ઘણા થોડા મનુષ્યો

તેની સાથે મહત્ત્વની વસ્તુઓના સંબંધમાં આંતરયુદ્ધ કરશે.

પ્રશ્ન—બાળકને અમુક વય સુધી બ્હારથી શીખવવામાં આવે છે. મનુષ્ય જાતિના વિકાસમાં કયાં સુધી મનુષ્યોને આ નિયમ લાગુ પડે છે?

ઉત્તર—તમે મનુષ્યજાતિને આ બાબત લાગુ પાડી શકો નહિ. આપણને મનુષ્યજાતિ સાથે સંબંધ નથી. આનો ખોટો અર્થ કરતા ના. આપણને તો દરેક વ્યક્તિ સાથે સંબંધ છે, કારણકે વ્યક્તિ એ જ મનુષ્યજાતિ છે. જો કોઈ વ્યક્તિએ બ્હારથી શીખવું હોય તો તેણે પોતે નિશ્ચય કરવો જોઇએ કે કયાં સુધી તેણે બીજા પાસેથી શીખવું અને કયી સ્થિતિએ તેણે બીજા પાસેથી શીખવાનું બંધ કરવું. તેને વાસ્તે તમે કોઇ નિયમ કરી શકો નહિ. તે વ્યક્તિગત પ્રશ્ન છે.

પ્રશ્ન—તમે કહો છો કે તમે સંપૂર્ણ સત્ય શીખવો છો. તમારૂં આ પૂર્ણ સત્યનું પ્રકટ રૂપ શબ્દોથી જરૂર કોઇક રીતે મર્યાદિત છે?

ઉત્તર—ચોકસ. જો મારી પાસે નવો શબ્દકોષ હોય તો બરાબર થઇ શકે; પણ તે માટે મારે નવો શબ્દકોષ શીખવો જોઇએ, અને તમારે પણ તે શીખવો જોઇએ. માટે, જુના પ્રચલિત શબ્દોનો–તત્ત્વજ્ઞાનના કે સાંકેતિક શબ્દોનો નહિ–ઉપયોગ કરવાથી, અને જે ન સમજાય તેવી બાબતો સામાન્ય શબ્દોથી સમજાવવામાં સામાન્ય રીતે મર્યાદા આવે છે. પણ શબ્દોની મર્યાદાથી સત્ય મર્યાદિત થવાનું નથી. ગમે તેમ મારે માટે તો તે મર્યાદિત થવાનું નથી. મને તો

આ વિશાળ અને અમાપ્ય અનુભવ છે કે જે દરેક મનુષ્યે મેળવવો જોઇએ, અને જેમાં તેણે જીવવું જોઇએ અને બધું લક્ષ આપવું જોઇએ. તે અનુભવ તો અખિલ આકાશ જેવો છે,અને શબ્દો તો બારીઓ જેવા છે. તમે આખા આકાશને શબ્દોમાં દર્શાવી શકો નહિ. જો તમે બુદ્ધિથી તે શબ્દોની પેલીપાર જાઓ તો શબ્દોની માયા ચાલી જશે.

પ્રશ્ન—દરેક વસ્તુ–દરેક જીવ જે કુદરતમાં હયાતી ધરાવે છે, તેનું કુદરતી સ્થાન હોવું જોઇએ એટલે કે તેના સ્વભાવથી અને તેની ખરી કીંમતને લીધે નક્કી કરેલું સ્થાન હોવું જોઇએ અને કુદરતમાં બધા જીવો વાસ્તે કાંઈક કુદરતી સંબંધ હોવો જોઇએ. એટલે કે આ સંબંધો તેમની ખરી કીંમતના પ્રમાણમાં નક્કી થયેલા હોવા જોઇએ, અને યોગ્ય પ્રમાણમાં તે વસ્તુઓને દર્શાવનારા હોવા જોઇએ. દાખલા તરીકે મનુષ્ય અને પશુ વચ્ચે કુદરતી સંબંધ છે. તો પછી હાલની આપણા વિકાસક્રમની સ્થિતિએ આપણને, ઉંચા અને વિશેષ શક્તિવાળા જીવો જેવા કે મહાત્માઓ, દેવો વગેરે સાથે શો સંબંધ છે? (હું તેમની પ્રાર્થનાનો કે તેમના પર આધાર રાખવાનો વિચાર કરતો નથી.)

ઉત્તર—તમે એમ જાણવા માગો છો કે મનુષ્ય અને વિશેષ શકિતવાળા જીવો જેવા કે મહાત્માઓ અને દેવો વચ્ચે શો સંબંધ છે? એક જંગલી મનુષ્ય અને કહેવાતા સુધરેલા મનુષ્ય વચ્ચે શો સંબંધ છે? વિકાસક્રમ છે. અંતર છે. તે તેમની વચ્ચે કુદરતી સંબંધ છે. તમે એમ જાણવા માગો છો કે મનુષ્યો અને મહાત્માઓ તથા દેવો વચ્ચે

શો કુદરતી સંબંધ છે? જંગલી અને સુધરેલા મનુષ્ય વચ્ચે છે તેવો કુદરતી સંબંધ છે. પણ તે બાબત બંનેને ઘણા ઓછા મહત્વની છે, કારણ કે સામાન્ય મનુષ્ય અને મહાત્મા બંનેને તેજ જીવનની પૂર્ણતાએ આવવાનું છે. હું તો કુદરતી પગથિયાં નહિ પણ તે જીવનની પૂર્ણતા વિષે બોલું છું. માટે તમારાથી આગળ કોણ છે અને પાછળ કોણ છે તે પુછવું એ લાભકારક નથી. મારા દૃષ્ટિબિન્દુથી તો આ પ્રશ્ન બીનમહત્વની બાબતને મહત્વની માનવાથી થયેલો છે. મહાત્માઓ છે કે નહિ, અને તેમના સંબંધમાં મારો શો અભિપ્રાય છે, તે જાણવામાં તમે ઘણો રસ લોછો. હું તમને મારો અભિપ્રાય જણાવીશ. તેઓ હયાત છે કે નહિ તે મારે મન ઘણું ઓછું મહત્વનું છે. કારણ કે હું કહું છું કે મનુષ્યે મુક્તિએ પહોંચવાનું છે, જ્યાં મહાત્માઓએ પણ પહોંચવાનું છે. માટે તમારી આગળ કોણ છે, તે સંબંધમાં લક્ષ આપવા કરતાં તે મુક્તિના સંબંધમાં લક્ષ આપો. જો તમારે અહીંથી કેમ્પમાં જવું હોય તો કેટલાક મનુષ્યો કેમ્પ કે સ્ટેશનની પાસે હશે, કારણ કે તેઓએ વ્હેલું ચાલવાનું શરૂ કર્યું હશે. હવે વધારે અગત્યનું શું છે! સ્ટેશને પહોંચવું તે, કે જે મનુષ્ય સ્ટેશને જવા તમારાથી આગળ નીકળ્યા હોય તેની પૂજા કરવી? તમે અને તમારાથી આગળ નીકળેલો મનુષ્ય બંને સાધ્યથી ઘણે દુર છો, બંનેને ત્યાં પહોંચવાનું છે, કારણ કે બધું જીવન તે તરફ દોરે છે.

પ્રશ્ન--તમારો જીવન સંબંધીનો અભિપ્રાય થિઓસોફીના ઇશ્વરી યોજનાના વિચારથી કયી રીતે જુદો પડે છે? શું તમે એમ કહેવા માગો છો કે એવી કોઇ યોજના

ાથી ? અથવા તો હું જે રીતે તમને સમજું છું તે રીતે દિવ્ય યોજના પ્રમાણે ચાલુ શાશ્વત વ્હેતું દિવ્ય જીવન સ્થિર બની જતું લાગે છે, અને તેના બધા ભાગ પડી જાય છે.

**ઉત્તર**—થિઓસોફીની ઇશ્વરી યોજના શી છે તે હું જાણતો નથી. હું પ્રશ્ન પૂછનારના પ્રશ્ન ઉપરથી અનુમાન કરૂં છું કે દરેક વસ્તુ અમુક સ્થિરરૂપમાં ચોક્કસ નક્કી કરવામાં આવી છે. હું તો પ્રશ્ન પૂછનારના શબ્દોને અનુસરીને બોલું છું. કોઇ બીજો થીઓસોફીસ્ટ એમ પણ કહે કે "ના, દિવ્યયોજના તેમ નથી." મારા મત પ્રમાણે જીવનને કંઈ યોજના હોઈ શકે નહિ. જે જીવન અમર્યાદિત છે, મુકત છે, સંપૂર્ણ છે, તે સઘળી યોજનાઓથી મુકત છે. જે પળે તમે અમુક યોજના સ્વીકારો, તેજ પળે તમે જીવનને મર્યાદામાં લાવો છો. જે અમર્યાદિત છે અને જે કદાપિ કાબુમાં લાવી શકાય નહિ તેને તમે વશ કરી શકો નહિ, તેથી તમારી યોજના, જે જીવન મુકત છે તેની સાથે બંધબેસ્તી આવી શકે નહિ.

**પ્રશ્ન**—નવા અને જુના વિચારો વચ્ચે સમાધાન કરવામાં બે જુદા જુદા પ્રકારનાં સમાધાનો નથી ? એક જાતના મનુષ્યો તો કોઇ પણ જાતના નિર્ણયપર આવવા માગતા નથી. તેઓ ખરા પ્રશ્નને જતો કરે છે, અને જુના તથા નવા બન્નેના થોડા થોડા ભાગ પ્રમાણે જીવન ગાળવાને પ્રયત્ન કરે છે. બીજી રીતે સમાધાન કરનારા પુરૂષો તો અમુક નિશ્ચય પર આવવા માગે છે, પણ તે સાથે જુના અને નવા વચ્ચેનો સંબંધ સમજવા માગે છે. અમને જે

જુની રીતે કહેવામાં આવ્યું છે, તે સંગત છે, સંગત જેવું લાગે છે. તમે જે કહો છો અને તમે જે છો, તે બરાબર સંગત છે, એટલું જ નહિ પણ મારે મન તો તે ઉંચામાં ઉંચું જીવન્ત સત્ય છે; પણ કેટલીક બાબતોમાં તમારા શબ્દોનો અર્થ, તેમજ તેનો વ્યવહારિક ઉપયોગ શો છે, તે હું પૂર્ણ રીતે સમજતો નથી. મારા છેક ભીતરમાં મેં ટુંકા અને સીધા માર્ગે જવાનો નિર્ણય કર્યો છે. તમને છેલ્લા દશ દિવસ સાંભળ્યા પછી મને લાગે છે કે તે હવે કેવળ પસંદગીજ નથી. હું હવે ભૂતકાળ તરફ જઇ શકું નહિ. તે છતાં મારા હૃદયમાં કેટલીક અચોકસતા છે. જુના માર્ગમાં સાપેક્ષ સત્ય છે ( શિષ્યપદનાં પગથિયાં, જગતનું આધ્યાત્મિક આંતર રાજ્ય વગેરે ), પણ એકજ મનુષ્ય બંને માર્ગે ચાલી શકે નહિ. જુનો માર્ગ ખોટો નથી, પણ મનુષ્યે કયે માર્ગે જવું તેનો નિર્ણય તેણે કરવો જોઇએ. આ પ્રમાણે કહેવામાં શું હું તમને બરાબર સમજું છું?

ઉત્તર—તદ્દન ખરૂં. તમારે કયે માર્ગે જવું એ પસંદ કરવાનું કામ તમારૂં છે. આ છેવટનું અલ્ટીમેટમ–કહેણ નથી. આ વ્યકિતની પસંદગીનો પ્રશ્ન છે. હું કોઇને પણ અનિચ્છાએ કાંઇ મનાવી શકું નહિ, તેમજ કોઇ મને અનિચ્છાએ કાંઈ મનાવી શકે નહિ.

હું શિષ્યપદના અને પૂજાના આ બધા જુના માર્ગે ચાલ્યો છું અને હું જોઇ શકું છું કે તે માર્ગો ઘણાજ લાંબા, ઘણાજ ગુંચવણભર્યા અને બીનજરૂરી છે; કારણ કે તમે ગમે તે માર્ગને અનુસરો, ગમે તે દેવને પૂજો, ગમે

તે મંદિર બાંધો, પણ છેવટે તો તમારે તમારા પોતાના આત્મા તરફ વળવું પડશે, અને આત્માના પ્રશ્નોનો નીકાલ લાવવો પડશે. હું જે જે માર્ગે ચાલ્યો, તે દરેક માર્ગે આંતરયુદ્ધ, અસંતોષ, દુઃખ, એકલાપણું, ભય, ઉત્તેજન વાસ્તે બીજાઓ ઉપર આધાર આ બધું હતું. મારી અંદર આ બધો વખત જ્વાળામુખી જેવું કાંઇક સળગી રહ્યું હતું. તેથી હું કહું છું કે તમે શું માનો છો અને કોને પૂજો છો, તે મહત્ત્વનું નથી. છેવટે તો તમારે તમારા આત્મા તરફ વળવું પડશે, તે માર્ગે આવ્યા વિના છૂટકો નથી. તમારે તમારા પોતાના આત્મા તરફ વળવું પડશે. તમારે અમુક માન્યતાની, અમુક પૂજાની, દેવોની, મતોની, તત્વજ્ઞાનોની, પંથોની, અને ભયની શી જરૂર છે? જ્યાં સુધી આત્મા ખરો સંતુષ્ટ નથી, સમજ્યો નથી, શાંત નથી, અને અશુદ્ધિમાંથી મુક્ત થયો નથી, ત્યાંસુધી આ બધું નકામું છે. પ્રશ્નકાર કહે છે તેમ તમારે કયે માર્ગે જવું એ પસંદગી કરવાનું કામ દરેક વ્યક્તિનું છે. તમે આરામનો માર્ગ—શિષ્યપદનો માર્ગ—(શિષ્યપદના માર્ગને હું આરામનો માર્ગ ગણું છું)—પસંદ કરો, પણ અંતે તો તમારે તમારા હૃદયમાં દેવો, મહાત્માઓ, શિષ્યપદ, ભયો, રૂઢીઓ, જન્મ, મરણ અને હયાતી; આ બધાથી મુક્ત એવી સમતોલવૃત્તિ ખીલવવી જોઇએ. હું આ બધા માર્ગોએ ચાલ્યો છું અને તે મને બીનમહત્વના લાગ્યા છે, માટે હું કહું છું કે બ્હારની મદદ મેળવવા કરતાં તમારા હૃદયમાં સમત્વ સ્થાપન કરવું એ વધારે ઉત્તમ છે, પસંદગી કરવાનું કામ તમારૂં છે. કારણ કે આ માર્ગ સ્વીકારો કે

પેલો માર્ગ એમ કોઇ તમારી પાસે માગણી કરતું નથી. હું તો કરતો નથી. તમારે નિર્ણયપર આવવું જોઇએ. કોઈ પણ સંસ્થા તમને નિર્ણય કરવાની ફરજ પાડવાનું નથી. માટેજ તમે આ બધામાંથી કોઇપણ સિદ્ધાંત કે તત્વજ્ઞાન ઉપજાવી કાઢી શકો નહિ. આ વ્યક્તિગત પસંદગીનું કામ છે. તમે છુટા છો માટે કાંતો તમે મર્યાદા કે સ્વતંત્રતા પસંદ કરશો, કાંતો તમે સગવડનો માર્ગ પસંદ કરશો કે સાચી સમજણ આપી શકે તેવો નિર્ભયતાનો માર્ગ પસંદ કરશો.

## ૨૦ મી જુલાઇ

**પ્રશ્ન**—બીનમહત્વની વસ્તુઓ સાથે સર્વથા સંબંધ તોડયા પછીજ શું ખરી પ્રગતિની શરૂઆત થાય છે?

**ઉત્તર**—પ્રગતિ બધો વખત થયાં કરે છે. તે તો ચાલુ ક્રિયા છે. તમે એક પછી બીજે દિવસે પ્રગતિ કરો છો. તમે ધીમે ધીમે બદલાઓ છો, માટે કોઇ જાતની પ્રગતિ તો થાય છે-પણ તે પ્રગતિ ધીમી, કંટાળાભરી અને ઉદ્વેગકારી હોય છે. તમે પ્રયત્ન કરો અને ભૂતકાળ સાથેનો સંબંધ તોડી નાખો કે ન નાખો, છતાં કોઇ જાતની ધીમી પ્રગતિ તો થયાં જ કરે છે. પણ હું જે પ્રગતિ વિષે બોલું છું-તે **બીજી જાતની પ્રગતિ** છે, જે કુદકે અને ભુસકે ચાલે છે, અને સઘળી બીનમહત્વની વસ્તુઓ સાથે સંબંધ તોડવાથી તે પ્રગતિ આવે છે. મેં તે દિવસે તમને કહ્યું હતું કે તમારે કાંતો **ગરમ** થવું કે ઠંડા થવું-એક યા બીજો માર્ગ સ્વીકારવો. જો તમે એમ કહો કે,

"હું જીવનને રમત રૂપે આનંદજનક વસ્તુ રૂપે ગણું છું." તો તમારે જીવનની ખરી વસ્તુઓની સામે થવું જોઇએ. પણ જો તમે એમ કહો કે, "હું ઢોંગ વગરની ગંભીરતાથી જીવનને હાથમાં લેવા માગું છું કે જે ગંભીરતા મારામાં જીવનનું પુષ્પ પ્રકટાવશે." તો તમારે સઘળી બીનમહત્વની બાબતોની સામે થવું જોઇએ. તમારે કાંતો એક યા બીજી વસ્તુની તરફેણમાં સર્વથા થવું જોઇએ. તમે બેની વચ્ચે સમાધાનનો માર્ગ લઇ શકો નહિ. જે પળે તમે સમાધાન કરો, તે પળે જો કે સમાધાનમાં પણ અમુક પ્રગતિ છે, પણ જે પ્રગતિ તમે શોધવા અહીં આવ્યા છો, તેવી પ્રગતિ થઇ શકે નહિ. તમારામાંથી ઘણા ખરા તો એવી મુક્તિની શોધમાં અત્રે આવ્યા છો કે જે મુક્તિ સત્ય છે, જીવન છે, જે સર્વ જીવનોનું ફળ છે, જે સર્વજીવનની પૂર્ણતા છે, જે સર્વ જીવનનું પુષ્પ છે. જો તમે ખરા જીગરથી શોધતા હો તો તમારે કોઇ પણ જાતની છૂટછાટ વિના તે શોધવું જોઇએ. જો કે પ્રગતિ કરવાની આ રીત તમને જરા વધારે સખ્ત લાગશે, પણ તમારી પ્રગતિ ઘણી ત્વરાથી થશે.

જો તમે વિચારની જુની રીતથી તેમજ તમારા મુક્તિ સંબંધીના જુના વિચારોથી સર્વથા છુટા થાઓ, તો હવે તમે છૂટછાટ મૂકતા નથી તેમજ તમારી શોધના સંબંધમાં તમે ચોકસ છો, તેથી તમારો વિકાસ એક પુષ્પ જેવો થશે કે જે પુષ્પ આખો શીયાળો રાહ જોઇ રહ્યું હોય અને વસંતઋતુના સુંદર દિવસે જે એકાએક ખીલી નીકળે છે. જો તમારે આ વસ્તુ જોઇતીજ હોય તો તમે જે કાંઇ

કરો તેમાં તમારે સર્વથા ચોકસ થવું જોઇએ. તમારા જીવનના હેતુથી તમે જરા પણ આઘા ખસી ન જાઓ, તે માટે તમારે આખો દિવસ જાગ્રત્ રહેવું જોઈએ, અને ભાનપૂર્વક જીવન ગાળવું જોઇએ. અત્યારે શું બની રહ્યું છે? અત્યારે તમે અચોક્કસ છો, અને હું આશા રાખું છું કે તમે મારાથી અથવા તમારી જાતથી ચોકસ થશો. તમે કેવી રીતે ચોકસ થવા માગો છો? એક યા બીજે માર્ગે છૂટછાટ મૂકવાથી નહિ. તમે એમ કહી શકો નહિ કે, "હું આ શોધવા માગું છું. હું થોડો વખત આ વસ્તુ સાથે રમવા માગું છું, હું થોડો વખત પેલી વસ્તુ સાથે રમવા માગું છું." તમે આ બધું તો કર્યું છે. હવે ચોકસ થવાને તમારે આ કે પેલો માર્ગ પસંદ કરવોજ જોઇએ અને વળી મર્યાદાના તેમજ ભયના સઘળા બાહ્ય સંયોગોથી છૂટા થવું જોઇએ. હું જાણું છું કે લોકો એમ ધારશે કે આતો મનનું નિષેધાત્મક વલણ છે, અને બધી વસ્તુઓથી છુટા થવું અને કાંઇપણ રહેવા ન દેવું એ સ્હેલું છે, તેથી ઉલટું જ્યારે તમે બધી વસ્તુઓથી છુટા થાઓ અને તમારી જાતને શોધી શકો ત્યારેજ તમે સર્વ બાબતો સંબંધી ચોકસ થશો. ચોકસતા તમારામાં સ્થાપવાને બધી અચોક્કસ બાબતોથી તમારે છુટા થવું જોઈએ.

છેવટે તો તમારે જીવનમાં શું જોઇએ છે? જો તમારે પૈસો, લોકપ્રિયતા, કીર્તિ કે શારીરિક, માનસિક કે લાગણીનો આરામ જોઈતાં હશે તો હું જે કહું છું તેમાં તમને ભાગ્યેજ રસ આવશે. પણ તેથી ઉલટું જો તમારે સત્ય જોઇતું હશે તો તે તમને તેના સુંદર અર્થમાં એકલા બના-

વશે. તેની સાથે તમે પ્રબળ, શાંત, વળી શકે તેવા અને તમારા પોતાના સ્વામી બનશો; અને જે જીવન સ્વતંત્ર, શાશ્વત અને અમર્યાદિત છે, તે જીવનની તમે વધારેને વધારે સમીપ આવતા જશો. જો તમારે સુખસગવડ, પૈસા, લોકપ્રિયતા જોઈતાં હોય તો તેની પાછળ જાઓ. તેને વાસ્તે કાર્ય કરો, યત્ન કરો, અને ક્ષણિક વસ્તુઓની દુનિયામાં મોટામાં મોટા મનુષ્ય બનો. જો તમારે તે ન જોઇતું હોય તો શાશ્વત વસ્તુની દુનિયામાં મોટા પુરૂષ બનો. તમારે ભૂતકાળ સાથે તોડવું તો પડશે. તમારે ગરમ કે ઠંડા થવાનો નિર્ણય કરવો જ પડશે. જો તમને આ વસ્તુને વાસ્તે ખરી ગરમી લાગી હોય તો કોઈ પણ સમયે તમારામાં બીનમહત્વની બાબત પ્રત્યે દીલસોજી હોવી જોઇએ નહિ. સત્ય સર્વ મંડળોને ભય સમાન છે. કારણ કે સત્ય વિચારોની અસત્યતાને કે લાગણીની વિકૃતિને તાબે થઇ શકે નહિ. જ્યાં અસત્ય છે અને ખોટું છે ત્યાં સત્ય નિરંતર બળવો ઉઠાવે છે. તેથી સત્યના શોધક તરીકે તમને જે જે વસ્તુઓ અનુપયોગી, બાળકોને છાજે તેવી, ક્ષણિક અને અસત્ય લાગતી હોય, તે પ્રત્યે તમે ભય રૂપ હોવા જોઇએ, આ કારણથી જ હું કહું છું કે ઘણા લોકોમાં આ બાબતની સાચી ધગસ નથી. તેઓ જાણતાં કે અજાણતાં બીનમહત્વની બાબતોને ટેકો આપે છે.

**પ્રશ્ન**—તમે કહો છો કે "હું શાશ્વત દૃષ્ટિબિન્દુથી બોલું છું." અમે શાશ્વત તત્વમાં રહેતા નથી તેઓને વાસ્તે તમે જે કહો છો તે જાણવાનું કેવીરીતે સંભવિત છે?

ઉત્તર—શાશ્વત તત્વ જોવાને તમારી આસપાસ ક્ષણિક વસ્તુઓ હોવી જોઇએ કે જેથી તમે તે બંનેને સરખાવી શકો, તેનો તોલ બાંધી શકો અને તેનો નિર્ણય કરી શકો. કારણ કે ક્ષણિક વસ્તુઓમાં થઇને શાશ્વતતા તરફ જવાય છે. આ કાંઈ ગુપ્ત વચન નથી. જો તમારે બદલાયા વિનાનો, અચળ, અંગત નહિ તેવો અને સર્વને વાસ્તેનો નિશ્ચયાત્મક શુદ્ધ પ્રેમ જોઇતો હોય તો તમારે ક્ષણિક પ્રેમદ્વારા તે સ્થિતિ પ્રાપ્ત કરવી જોઇએ. તમે શાશ્વત તત્ત્વ એકદમ પ્રાપ્ત કરી શકો નહિ. પણ ક્ષણિક વસ્તુઓમાં પકડાઈ જતા ના. હું અત્યારે તે વસ્તુ વિષે બોલું છું કે જે દુઃખ વગેરે કારણોથી ક્ષણિક વસ્તુઓનો ત્યાગ કરવાનું અને જગતમાં દરેક મનુષ્ય જે શાશ્વત તત્વને શોધે છે તે પ્રાપ્ત કરવાનુ ફળ છે. જો તમે ક્ષણિક વસ્તુઓની અંદર થઇને જોઇ શકતા ન હો તો તેનો અર્થ એ જ કે તમે ક્ષણિક વસ્તુઓ વિષે પણ જાગ્રત થયા નથી અને તેથી તમે શાશ્વત અને ક્ષણિક વસ્તુ વચ્ચે વિવેક કરી શકો નહિ.

પ્રશ્ન—અમે પ્રેમમાં છીએ. લગ્નમાં બંધાવા માગતા નથી, અમારે બાળક જોઈતું નથી. પણ અમારે તલેટીથી તે શિખર સુધી પ્રેમનો બધો અનુભવ જોઇએ છે. અમારે તે લેવો કે ન લેવો?

ઉત્તર—શું આ બાબતનો નિર્ણય હું આપું એમ તમે માગો છો ? હું કેવી રીતે નિર્ણય આપું ? તમે જીવનમાં શું કરવા માગો છો ? શું તમારે ચળ પ્રેમના કેદી

બનવું છે કે તમે ચળ પ્રેમથી છુટા થવા માગો છો ? હું તેનો નિર્ણય કરી શકું નહિ. તમારે બાળક હોવું જોઈએ કે નહિ તેનો નિર્ણય હું કરી શકું નહિ. પણ વાસનાનો વિચાર કરો. તમે વાસનાને મારી નાંખી શકો નહિ. તમે ખુમારીમાં આવીને તેને જતી કરી શકો નહિ. માટે તમારે તેનું રૂપાંતર કરવું જ જોઇએ. શું તમારી ઇચ્છા તમને, જે તમે માગો છો તે તરફ લઇ જશે ? શું તે ઇચ્છા તમને મુક્તિ તરફ લઇ જશે ?

**પ્રશ્ન**--જ્યારે તમે અમને જગત સામે બંડ કરવા પ્રેરો છો, ત્યારે શું તમે એમ ઈચ્છો છો કે અમારે બ્હારની હયાત સંસ્થાઓ, રૂઢીઓ અને નિયમો તોડવા જોઇએ અને બીજાને તેમ કરવા પ્રેરવા જોઈએ ? અથવા તો શું તમારા કહેવાનો ભાવાર્થ એ છે કે દરેક મર્યાદિત બાહ્ય વસ્તુઓ ઉપરનો વિશ્વાસ અથવા તેનો ભય કાઢી નાખવો જોઇએ ? બીજા શબ્દોમાં કહીએ તો તમે દરેકને વાસ્તે અરાજકતાનો ઉપદેશ આપો છો, અથવા તો જે થોડાઓ સંયમ કરવાને પ્રબળ અને શુદ્ધ હોય તેવાઓને તેમ કરવા તમે જણાવો છો ?

**ઉત્તર**--જો તમે બ્હારના કાયદાઓ ભાંગવા માગશો તો મને બીક લાગે છે કે તે કાયદાઓ તમને ભાંગી નાખશે. રાજ્ય કરતી સંસ્થા તમને તેમ કરવા દેશે નહિ. મહત્વની વસ્તુ એ છે કે **ભય** કાઢી નાખો, અને બાહ્ય વસ્તુઓ પરનો આધાર તજી દો. બીજા શબ્દોમાં કહીએ તો આ વ્યક્તિગત બાબત છે. જો તમને ડર લાગતો હોય તો તમે

તમારા સદાચાર વાસ્તે બાહ્ય ટેકાપર આધાર રાખો છો. તમને તમારા સદાચારમાં જે ટેકા રૂપ હોય તે વસ્તુઓને તમારે જતી કરવી જોઇએ; કારણ કે તેના ઉપરનો **આધાર** એટલી ચારિત્રમાં **નિર્બળતા** સમજવી. બ્હારના નિયમો તોડવાનો આમાં પ્રશ્ન નથી. પણ જે બ્હારથી બનાવટી બળ તમારામાં ઉત્પન્ન કરી શકે તેવી વસ્તુઓને જતી કરવાનો પ્રશ્ન છે. એટલે કે તમારે તમારી અંદર બીનમહત્વની વસ્તુઓ સામે બંડ ઉઠાવવું જોઇએ, અને આ રીતે એવી પ્રબળ શકિત રૂપ બનવું જોઇએ કે જે પોતાના આંતરિક બળથી, તમારી જોડે સંબંધમાં આવતી હરેક ઉપર ઉપરની, અસત્ય અને બીન મહત્વની બાબતનો નાશ કરશે. છેવટે તો નિયમો અને સંસ્થાઓ આપણે ઉભાં કરેલાં છે. વ્યકિત ઉત્પન્ન કરે છે અને વ્યકિત ફેરવી પણ શકે. તેમાં વખત લાગે પણ બધા નિયમો અને બધી સંસ્થાઓ વાસ્તે વ્યકિત જવાબદાર છે. જો વ્યકિત નિર્બળ હોય, પોતાની સત્તા ઉપર આધાર રાખે તેવી પ્રબળ ન હોય, તો તે સંસ્થાઓ ઉભી કરશે. માટે મારો પ્રશ્ન હરેક વ્યકિતને પ્રબળ, સમર્થ, ઉત્સાહી, શાંત અને અડગ બનાવવાનો છે, અને તે માટે તે વ્યકિતએ અસત્ વસ્તુઓની સામે બંડ ઉઠાવવું જોઈએ.

હું થોડાને વાસ્તે નહિ પણ બધાને વાસ્તે સ્વ સંયમ ઇચ્છું છું. કારણ કે થોડાઓનો સ્વસંયમ બીજાઓમાં સ્વ સંયમની ઇચ્છા ઉત્પન્ન કરશે.

**પ્રશ્ન**—ઘણીવાર તમે બોલતાં બોલતાં અમને દુઃખ ન થાય કે માઠું ન લાગે તે માટે અટકી જાઓ છો. શું

તમને એમ લાગે છે કે જો કે અમે ગંભીર હેતુથી અત્રે આવ્યા છીએ તો પણ જરૂરનું દુઃખ અનુભવવા તૈયાર નથી ?

**ઉત્તર**—હું કેટલીકવાર બોલતાં અટકું છું, કારણ કે મેં જાતે તો છૂટછાટ મૂકવાનું કામ ખતમ કર્યું છે. અને બીજાઓ પણ તેમ કરે એમ હું મારા ઉત્સાહમાં ઇચ્છું છું, પણ હું તેમને તેમ કરવા ફરજ પાડી શકું નહિ.

**પ્રશ્ન**—મુક્તિનો તમે શો અર્થ કરો છો ?

**ઉત્તર**—આપણે ફરીથી તે પ્રશ્ન વિચારીશું. મુક્તિ એ નિષેધાત્મક નથી. મારા દૃષ્ટિબિંદુથી મુક્તિ પૂર્ણ રીતે ખીલેલા સર્વ જીવનનું ફળ છે. મુક્તિ એ પૂર્ણ રીતે વિકસેલા, પૂર્ણ રીતે સંસ્કાર પામેલા અને પૂર્ણ રીતે ખીલેલા સર્વ જીવનની પૂર્ણતા છે. મુક્તિ એ બધી વાસનાઓ બંધ થવાનું ફળ છે.

મુક્તિ એ એવું સ્વાભાવિક ફળ છે કે જેને ઇચ્છા ચાલુ શોધે છે. મુક્તિ એટલે આત્માએ આત્માપર મૂકેલી મર્યાદાની દીવાલોને અનુભવદ્વારા તોડવી તે. તમે પુછો છો કે મુક્તિ એ શું છે ? હું તમને એટલુંજ કહી શકું કે મુક્તિ એ જીવન છે, અને એકસોને એક વસ્તુઓ છે કે જે જ્યારે તમે અનેક બાહ્યવસ્તુઓના ત્યાગની ક્રિયામાં પસાર થયા હો અને માયામાંથી સર્વથા છૂટા થયા હોય ત્યારે હયાતી-માં આવે છે.

**પ્રશ્ન**—જો અમારામાંથી કોઇ અત્યારે મુક્તિ મેળવે તો બાહ્ય દુનિયા અમને કેવી લાગે ?

**ઉત્તર**—તમે તે મેળવો અને પછી આપણે તે સંબંધી

વાતો કરીશું. જે અમર્યાદિત છે, તેને મર્યાદિત મન વાસ્તે મર્યાદામાં મૂકવાને અને અમુક શબ્દોમાં દર્શાવવા માટે તમે મને કહો છો. જો તમને અમુક બાબતનો અનુભવ ન હોય તો હું ગમે તેટલો પ્રયત્ન કરૂં, હું ગમે તેટલું લખું, વ્યાખ્યાન કરૂં, વાતો કરૂં, છતાં મારા શબ્દોથી હું તમને તેનો સ્વાદ આપી શકું નહિ. તે પ્રકારનો અનુભવ તે મનુષ્યના વિકાસનું, મનુષ્યના આંતરયુદ્ધનું, સુખનું અને દુઃખનું સ્વાભાવિક ફળ છે. તે તો વ્યક્તિગત જીવન અને સર્વગત જીવનની પૂર્ણતા છે. મર્યાદિત મનવાળા આગળ જે અમર્યાદિત છે, અને જે અવર્ણનીય છે તે દર્શાવવું અસંભવિત છે, અને જો તે દર્શાવી શકાય તો તેની ખુબી જતી રહે. જો તમે તેનું વર્ણન કરી શકો તો તમે જેનું વર્ણન કરતા હતા તે કદાપિ રહી શકે નહિ.

**પ્રશ્ન**—તમે-કહો છો કે જીવન સ્વતંત્ર છે, પણ સામાન્ય રીતે આપણે કબુલ કરીએ છીએ કે કુદરતને અમુક કાયદાઓ હોય છે. હાલનું વિજ્ઞાન એમ જણાવે છે કે આ દુનિયાના નિયમો તે આખા બ્રહ્માંડના નિયમો નથી. કદાચ આપણી દુનિયાના નિયમો બદલાતા હશે. તેથી હું જાણવા માગું છું કે શું વિશ્વજીવન કુદરતના નિયમો સાથે પ્રયોગ કરે છે ?

**ઉત્તર**—તે ખરૂં છે. હું આ પ્રશ્નને આ દૃષ્ટિએ જોઉં છું. આ જગત પ્રકટ થયું છે અને પ્રકટ રૂપમાં નિયમ હોવો જોઇએ. પણ જે પ્રકટ થાય છે, તેને વાસ્તે નિયમ હોતો નથી. જીવનને પ્રકટ રૂપ હોય છે, અને

પ્રકટ રૂપમાં નિયમ હોય છે, પણ જે જીવન પ્રકટ થાય છે, તેને વાસ્તે નિયમ હોતો નથી. હું બેધડક જણાવું છું કે જે મુકત જીવન છે, જે પૂર્ણતા પામેલ આધ્યાત્મિકતા છે, તેને વાસ્તે નિયમ નથી; કારણ કે જો તે નિયમને આધીન હોય તો તે મર્યાદામાં છે.

**પ્રશ્ન**—જે હાલનું વિજ્ઞાન કહે છે, તેની સાથે તમારૂં દૃષ્ટિબિન્દુ બરાબર બંધબેસતું આવે છે. જે નિયમોને આપણે પ્રથમ સર્વવ્યાપી માનતા હતા, તે અત્યારે મર્યાદિત ગણાવા લાગ્યા છે. સ્વતંત્ર જીવનથી ભરેલી તે યોજના છે.

**ઉત્તર**—તે ખરૂં છે. માટેજ આધ્યાત્મિકતા તરફ જવાના નિયમો હોઇ શકે નહિ, તેમજ આધ્યાત્મિકતા કે મુકત જીવન તરફ લઈ જવાને અમુક પદ્ધતિ કે અમુક પ્રકારનું ધ્યેય હોઇ શકે નહિ. જે સ્વતંત્ર છે, તેની પાસે બંધાયેલા હાથે તમે જઈ શકો નહિ, અને આ જીવન તમારામાં છે—આ વિશાળ અમાપ્ય જીવન જે તમારામાં મર્યાદિત જીવન છે તેમાં રહેલું છે—માટે તે સ્થિતિએ પહોંચવાને સઘળી વસ્તુઓનાં બંધનોમાંથી મુકત થવાને તમારે ચાલુ પ્રયત્ન કરવો જોઇએ. જો તમે અમુક નિયમ, મત કે ધ્યાનના અમુક ચોક્કસ નિયમો પ્રતિપાદન કરો તો તમને તે મુકિતએ પહોંચાડશે નહિ. હું ધ્યાનની વિરૂદ્ધ છું એમ સમજતા ના. હું ચિંતન કરવાની એક પળ પણ જતી કરૂં નહિ. તેથી ઉલટું તમારે આખો દિવસ ધ્યાન કરવું જોઇએ. આખો દિવસ ચિંતન કરવું જોઇએ. ફકત ૧ કલાક ધ્યાન કરવું અને પછી આખો દિવસ તે ભૂલી જવું, એવું

કરતા ના. આખો દિવસ ચિંતન કરો, પણ તમે ચિંતન વાસ્તેના નિયમ સ્થાપી શકો નહિ. આધ્યાત્મિકતા વાસ્તે તમે નિયમો બનાવી શકો નહિ. તે તો આંતર અનુભવ છે, જે મર્યાદામાં દર્શાવી શકાય નહિ, જે મર્યાદિત મન આગળ વર્ણવી શકાય નહિ. તે એવો વિશાળ અનુભવ છે-તે જીવન એટલું અમાપ્ય છે-કે જ્યાં સુધી તમે પોતે તેનો અનુભવ ન કરો ત્યાં સુધી તે તમને છુપો ભેદજ રહેશે, તે તમને ગુપ્ત અને સંતાયેલું લાગશે અને તમે તે સંબંધી ચર્ચા કરી શકો નહિ કે પ્રશ્ન પૂછી શકો નહિ. મારે તે બાબત સાથેજ વિશેષ સંબંધ છે. મને શું લાગે છે, અથવા તો મુક્તિ એ શું છે તેની તપાસ કરવાની જરૂર નથી, પણ તમારે તમારી અંદર પૂર્ણ રીતે સમતોલ વૃત્તિવાળા, તદ્દન સ્વતંત્ર અને માયાથી મુક્ત થવું જોઇએ, તેજ મહત્વનું છે. તેની તમારા ભાનપર શી અસર થાય છે, અથવા તો જ્યારે તમે સાધ્યની પ્રાપ્તિ કરી હશે, ત્યારે તમે શું કરશો તે બીનમહત્વનું છે. તમારે તો મુક્તિ કેમ પ્રાપ્ત કરવી, તેને વાસ્તે કેમ આતુર થવું અને તેની કેમ શોધ કરવી એ બાબત પરજ લક્ષ આપવું.

**પ્રશ્ન**—જે વ્યક્તિએ મુક્તિ-સત્ય-જીવન પ્રાપ્ત કર્યું છે તેણે આ વ્યક્તિગત પૂર્ણતા પ્રાપ્ત કરી છે. તમારાં વ્યાખ્યાનો દરમ્યાન તમે જીવન વિષે બોલતાં બે વાર એમ કહ્યું કે જીવન એ એવી વસ્તુ છે જ્યાં મહાત્માઓએ અને મનુષ્યોએ પહોંચવાનું છે. જે ટુંકો અને સીધો માર્ગ નથી એવી વિચાર પદ્ધતિ દ્વારા અમે મહાત્માઓ વિષે સાંભળ્યું હતું એ વાતને કોરાણે મૂકીએ, તથા મહાત્માઓએ પોતે

ટુંકો માર્ગ લીધો, કે લાંબો માર્ગ લીધો, એ વાત પણ જતી કરીએ, છતાં હું એમ ધારતો હતો કે મહાત્માઓએ મુક્તિ પ્રાપ્ત કરી છે. શું ત્યારે મારે હવે એમ સમજવું કે તેઓને મુક્તિ મળી નથી, તેનો અર્થ શું એજ થાય કે તમે જે આધ્યાત્મિક પૂર્ણતાએ પહોંચ્યા છો, તે પૂર્ણતાએ પહોંચ્યા નથી?

**ઉત્તર**—તમે મહાત્માઓના સંબંધમાં શું કામ ચિંતા કરો છો? હું કહું છું કે મહાત્માઓએ, મનુષ્યે, દરેક પ્રાણીએ મુક્તિ મેળવવાની છે. તેઓએ મુક્તિ મેળવી છે કે નહિ તે ઘણું ઓછું મહત્વનું છે. પ્રશ્ન એ જ છે કે તમને તે મળી છે? બીજા કોણે મુક્તિ મેળવી છે, અથવા હું મહાત્માઓ કરતાં વધારે મહાન્ છું તે મહત્ત્વનો પ્રશ્ન નથી. તે પ્રશ્નની મને પરવા નથી. મહાત્માઓના સંબંધમાં તમે જે સાંભળ્યું છે, તે સિવાય તમે શું જાણો છો? તેથી તમે સરખામણી કરી શકો નહિ. તમારી પાસે સરખામણી કરવાનું જ્ઞાન ન હોય તો તમે કહી શકો નહિ કે બીજા કરતાં હું મોટો છું કે નાનો છું. મને આ પ્રશ્ન એટલો ઓછો મહત્ત્વનો લાગે છે કે એ વિષે હું વાત કરવા પણ માગતો નથી. હું એમ કહું છું કે જેવી રીતે મેં સાધ્યની પ્રાપ્તિ કરી, તેવી રીતે મહાત્માઓએ અને મનુષ્યોએ તે પ્રાપ્ત કરવાની છે. હું એમ નથી કહેતો કે હું મોટો છું કે નાનો છું, હું આ છું કે પેલો છું. મુદ્દો એ જ છે કે, જેઓ મને સાંભળી રહ્યા છે, તેઓ જાતે આ વસ્તુની પ્રાપ્તિ માટે લક્ષવાળા છે કે નહિ, અથવા તો તેઓ સાધ્ય પ્રાપ્તિ

માટે જોઇએ તેટલા આતુર, પ્રબળ અને સ્વતંત્ર છે કે નહિં. મહાત્માઓ હયાત છે કે નહિ અથવા તમે તેમના શિષ્યો છે કે નહિ તે મહત્ત્વનો પ્રશ્ન નથી. તમે શિષ્ય છો કે દીક્ષિત છો કે જાતે મહાત્મા છો તેની કોણ પરવા કરે છે ? જરૂરની વસ્તુ એ છે કે તમારે સ્વતંત્ર અને મુક્ત થવું જોઇએ, અને જો તમે બીજાના શિષ્ય હો, જો તમારે માથે ગુરૂઓ, મધ્યસ્થવર્તી પુરૂષો કે મહાત્માઓ હોય તો તમે કદાપિ સ્વતંત્ર અને પ્રબળ બની શકો નહિં. જો તમે મને તમારો ગુરૂ બનાવો તો તમે સ્વતંત્ર અને પ્રબળ બની શકો નહિં. હું તેમ થવા માગતો નથી. હું એજ માગું છુ કે તમે પ્રબળ અને સ્વતંત્ર બનો. તમે અંદરથી સમતોલ વૃત્તિવાળા અને ચોકસ બનો અને આ સ્થિતિ તમે લાગણીની ખુમારીથી નહિં, પણ સંભાળ પૂર્વકના અને ઉંડા વિચાર અને લાગણીથી, ઘણી શોધ પછી મેળવી શકો. આ આંતર ચોકસતા એકલી અસત્ય વસ્તુની સઘળી વિકૃતિઓનો નાશ કરશે.

